વર્ષ ૧૦ : : ક્રમાંક ૧૦૯ : : અંક : ૧

## વિષય–દર્શન



લવાજમ–વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક–ત્રણ આના

श्रीमेरुतुंगसूरि-विरचितं

# श्रीजीरावला-पार्श्वनाथ-स्तोत्रम्

संपादक-पूज्य मुनिमहाराज श्रीजयन्तविजयजी

ॐ नमो देवदेवाय नित्यं भगवतेऽर्हते । श्रीमते पार्श्वनाथाय सर्वकल्याणकारणे ॥१॥
ह्रींरूपाय धरणेंद्र-पद्मावत्यर्चितांघ्रये । सिद्धातिशयकोटीभिः सहिताय महात्मने ॥२॥
अट्टे मट्टे पुरो दुष्टविघट्टे वर्णपंक्तिवत् । दुष्टान् प्रेतपिशाचादीन् प्रणाशयति तेऽभिधा ॥३॥
स्तंभय संभय स्वाहा शतकोटीनमस्कृतम् । अधिमत्कर्मणां दूरादापतंती विडंबना ॥४॥
नाभिदेशोद्भवन्नाले ब्रह्मरंध्रप्रतिष्ठिते । ध्यातमष्टदले पद्मे तत्त्वमेतत्फलप्रदम् ॥५॥
तत्त्वमत्र चतुर्वर्णी चतुर्वर्णमिव श्रिता । पंचवर्णक्रमध्याता सर्वकार्यकरी भवेत् ॥६॥
क्षिप ॐ स्वाहेति वर्णैः कृतपंचांगरक्षणः । योऽभिध्यायेदिदं तत्त्वं वश्यास्तस्याखिलश्रियः ॥७॥
पुरुषं बाधते बाढं तावत्क्लेशपरंपरा । यावन्न मंत्रराजोऽयं हृदि जागर्ति मूर्तिमान् ॥८॥
व्याधि बंधवधव्यालानलांभःसंभवं भयम् । क्षयं प्रयाति श्रीपार्श्वनामस्मरणमात्रतः ॥९॥
यथा नादमयो योगी तथा चेत्तन्मयो भवेत् । तदा न दुष्करं किंचित् कथ्यतेऽनुभवादिदम् ॥१०॥
इति श्रीजीरिकावल्लिस्वामिपार्श्वजितस्तुतिः । श्रीमेरुतुंगसूरेस्तात् सर्वसिद्धिप्रदायका ॥११॥
जीरापल्लिप्रभुपार्श्वं पार्श्वयक्षेणसेवितम् । अर्चितं धरणेंद्रेण पद्मावत्या प्रपूजितम् ॥१२॥
सर्वमंत्रमयं सर्वकार्यसिद्धिकरं परम् । ध्यायामि हृदयांभोजे भूतप्रेतप्रणाशकम् ॥१३॥
श्रीमेरुतुंग सूरेन्द्र श्रीमत्पार्श्वप्रभो पर । ध्यानस्थितं हृदि ध्यायन् सर्वसिद्धिं लभेद्ध्रुवम् ॥१४॥

॥ श्रीजीरापल्लीस्तोत्रं संपूर्णम् ॥

( લીંબડીના જ્ઞાનભંડારની એક હસ્તલિખિત પ્રત ઉપરથી ઉતારેલું. )

## દસમું વર્ષ

શાસનદેવની પરમ કૃપાથી ' શ્રી જૈન સત્ય પ્રકાશ ' આ અંકે દસમા વર્ષમાં પ્રવેશ કરવા ભાગ્યશાળી બને છે

પૂજ્ય આચાર્ય મહારાજ આદિ સમસ્ત શ્રીસંઘે, વિદ્વાનોએ અને સહાયકોએ સમિતિ પ્રત્યે દર્શાવેલ પ્રેમ અને સહકાર માટે અમે એ સૌના અત્યન્ત આભારી છીએ. અને આગામી વર્ષોમાં પણ તે સૌના પ્રેમ અને સહકારની અમે વાંચના કરીએ છીએ

' શ્રી જૈન સત્ય પ્રકાશ ' શ્રીસંઘની વધુ સેવા કરવા શક્તિશાળી બને એવી અંતઃકરણ પૂર્વક પ્રાર્થના કરીએ છીએ. —તંત્રી.

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष १० | વિક્રમ સં. ૨૦૦૦ : વીરનિ. સં. ૨૪૭૦ : ઈ. સ. ૧૯૪૪ | क्रमांक |
| --- | --- | --- |
| अंक १ | આસો વદિ બીજી તેરસ : ૨ વિ. વા ૨ : અકટોબર ૧૫ | १०९ |


# દિવાળી


લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજય. અમદાવાદ.


આર્યાવર્તમાં જે મુખ્ય મુખ્ય પર્વો ગણાય છે તેમાં દિવાળીનું પણ પ્રધાન સ્થાન છે. દિવાળીપર્વ કેમ બન્યું ? તેનો ટૂંક ઇતિહાસ નીચે મુજબ છે.

## શ્રમણ ભગવાન મહાવીરનું નિર્વાણ

આ અવસર્પિણી યુગમાં ૨૪ તીર્થંકરો થયા છે. શ્રમણ ભગવાન મહાવીરસ્વામી એમાંના ૨૪ મા—છેલ્લા તીર્થંકર છે, જેઓનું ચ્યવન (ગર્ભાવતરણ)—અષાડ શુદિ છઠ્ઠે, જન્મ ચૈત્ર શુદિ તેરશે, દીક્ષા—કાર્તિક વદિ દશમે, કેવલજ્ઞાન—વૈશાખ શુદિ દશમે, અને નિર્વાણ આસો વદિ અમાસની રાત્રે છેલ્લા પહોરમાં બે ઘડી બાકી હતી ત્યારે ૨૯ મા સર્વાર્થસિદ્ધ મુહૂર્તમાં થએલ છે.

## તત્કાલીન ઘટનાઓ

ભગવાન્ મહાવીરસ્વામી છેલ્લું ચોમાસું અપાપાપુરીમાં હસ્તિપાલ રાજાની રાજસભાના દફ્તર વિભાગમાં રહ્યા હતા, અને ત્યાંથી જ મોક્ષે પધાર્યા. તે સમયે નોંધપાત્ર—ઘટનાઓ નીચે પ્રમાણે બની હતી.

૧—ભગવાને સમોસરણમાં બેસીને આસો વદિ ૧૪ અને ०)) એમ બે દિવસના સોળ પહોર સુધી જગતના કલ્યાણ માટે ઉપદેશ આપ્યો હતો. જેમાં ૫૫ કલ્યાણફળ-વિપાકના અધ્યયનો, ૫૫ પાપફળવિપાકના અધ્યયનો, ૩૬ નહીં પૂછેલા પ્રશ્નોત્તરો અને અંતે પ્રધાન અધ્યયનનું અર્થનિરૂપણ કર્યું હતું.

૨—ઇન્દ્રે ભગવાનના જન્મનક્ષત્ર પર ભસ્મગ્રહ આવવાના કારણે ૨૦૦૦ વર્ષ સુધી જૈનશાસન છિન્નભિન્ન થતું રહેશે એમ જાણીને ભગવાનને વિનતિ કરી કે—"હે ભગવન્! આપ માત્ર બે ઘડી (૪૮ મિનિટ) આયુષ્ય વધારો જેથી આપની દૃષ્ટિના પ્રભાવે ભસ્મગ્રહ નુકસાનકારક ન નીવડે."

ભગવાને તેનો ઉત્તર આપતાં જણાવ્યું કે—હે ઇન્દ્ર! તીર્થંકરો પણ આયુષ્યને વધારી-ઘટાડી શકતા નથી અને જે અવશ્યંભાવિ ભાવ છે તેને પણ રોકી શકાતું નથી. બાકી ૨૦૦૦ વર્ષ પછી (આ. શ્રી આણંદવિમલસૂરિ જગદ્ગુરુ આ. શ્રી હીરવિજયસૂરિ વગેરે દ્વારા) જૈનશાસનનો પુનઃ અભ્યુદય થશે.

૩—ભગવાનના મોક્ષ ગયા પછી એકદમ ઘણા સૂક્ષ્મ જંતુઓની ઉત્પત્તિ થઇ.

૪—તે અરસામાં કાશી અને કોશલ દેશના ૯ મલ્લકી અને ૯ લિચ્છવી એમ ૧૮ ગણરાજાઓ કોઇ કારણે અપાપાપુરીમાં આવ્યા હતા, જે અમાસને દિવસે ઉપવાસરૂપ પૌષધ સ્વીકારી ભગવાનનો ઉપદેશ સાંભળી રહ્યા હતા. એક તો અમાસનું અંધારું હતું અને બીજું તીર્થંકરરૂપી ભાવપ્રકાશ પણ ચાલ્યો ગયો, આથી તે રાજાઓએ દ્રવ્યપ્રકાશ માટે દીવાઓ પ્રગટાવ્યા.

૫—દેવો તથા મનુષ્યોએ રત્નો તથા દીવા લાવીને ભગવાનની અંતિમ આરતી ઉતારતાં **मे आरात्यं मे आरात्यं** આ મારી આરતી, આ મારી આરતી–એમ કોલાહલ મચાવ્યો અને આરતી માટે દીપમાલાઓ પ્રકટાવી દીધી.

૬—ભગવાનના મુખ્ય ગણધર શ્રી ગૌતમસ્વામી ભગવાનની આજ્ઞાથી દેવશર્મા બ્રાહ્મણને પ્રતિબોધવા માટે પાસેના ગામમાં ગયા હતા, એકમની સવારે ભગવાનનું નિર્વાણ સાંભળી અન્યત્વભાવના ભાવતાં ભાવતાં ત્યાં જ કેવલજ્ઞાન પામ્યા અને સર્વજ્ઞ સર્વદર્શી બન્યા.

૭—ભગવાનના નિર્વાણના સમાચાર અપાપાપુરીથી આશરે ૨૦ કોષ દૂર ક્ષત્રિયકુંડમાં એકમને દિવસે જ પહોંચી ગયા અને ભગવાનના ભાઈ રાજા નંદિવર્ધનને ઘણો શોક થયો. તેણે તે દિવસે અન્ન સરખું પણ લીધું નહીં. બીજે દિવસે તેની બહેન સુદર્શનાએ નંદિવર્ધન રાજાને પોતાને ઘરે બોલાવી શોક દૂર કરાવી જમાડયો.

આ રીતે ચૌદશથી બીજ સુધીમાં ભગવાનના નિર્વાણ સાથે સંબંધ રાખતી અનેક ઘટનાઓ બની છે.

## ભારતવર્ષ કૃતજ્ઞ છે

શ્રમણ ભગવાન મહાવીરસ્વામીએ જગતની ઉપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો કોઇ રીતે વાળી શકાય તેમ નથી, તો પણ ભક્તિપ્રધાન ભારતવર્ષે નિર્વાણકાલીન કેટલીએક ઘટનાઓને એક યા બીજી રીતે "ફૂલ નહીં તો ફૂલની પાંખડી" એ ન્યાયે ચિરંજીવ બનાવી રાખી છે, જે નીચે પ્રમાણે છે.

૧–ઉત્તર હિંદ અને યુ. પી. ના હિન્દીઓ દિવાળીના તહેવારમાં ઘરોઘર "હાટડી" બનાવે છે જે ચોખંડી તેમજ ગોળ ત્રિગડા જેવી હોય છે. કેટલાએક મનુષ્યો કાયમને માટે લાકડાની હાટડી બનાવી રાખે છે, જ્યારે કેટલાએક મનુષ્યો દરસાલ માટીની નવી નવી હાટડી બનાવે છે અને આસો વદિ ૧૦ થી ૧૩ સુધીના કોઈ પણ સારા દિવસે શુભ ચોઘડિયામાં તેની સ્થાપના કરે છે. તેની ચારે બાજુ એકેક અને શિખર ઉપર એક એમ પાંચ અખંડ દીવા રાખે છે. રોજ રોજ તેને નમન કરે છે, પૂજે છે, નિવેદ ચડાવે છે અને દિવાળી પછી શુભ દિવસે તેનું વિસર્જન કરે છે. આ હાટડી તે ભગવાનના અંતિમ સમોસરણનું જ પ્રતીક છે.

યુરોપ–ઇટાલીના કોઇ કોઈ પ્રાચીન પ્રસિદ્ધ ચર્ચો ( ગીરજા ઘરો ) પણ આ હાટડીની ઢબે જ બનેલા છે.[1]

---

૧ ઈસુખ્રિસ્ત ગુપ્તપણે લગભગ ૧૨ વર્ષ સુધી ભારતવર્ષમાં રહેલ છે અને તેથી જ તે દરમિયાન અનુભવમાં આવેલ જૈનદર્શનની કેટલીક માન્યતાઓને તેમણે રૂપાન્તર આપી ક્રિશ્ચિયન ધર્મમાં દાખલ કરેલી છે. જેમકે—આઠમ ચૌદશના પ્રતિક્રમણની જેમ રવિવારે પાપનો એકરાર કરવો, ચર્ચોવાળા પાસે સફેદ વસ્ત્રધારી અને મુકુટવાળા ૨૪ મહાપુરુષોની હૈયાતી, ઇસુના શિષ્યોના ઉપદેશમાં સર્વ ભાષાત્મક વાણી અને સમોસરણની ઢબના ચર્ચો વગેરે. ( આજ માસિકમાં પ્રસંગ મળતાં આ વિષય ઉપર વિશેષ પ્રકાશ પાડવામાં આવશે. )

૨—ભગવાનનું નિર્વાણ થયું ત્યારથી કા. શુ. ૧ ની સવારથી "વીરનિર્વાણસંવત્" શરૂ થયો છે, અને ત્યાર પછીના વિક્રમસંવત, મૌર્યસંવત્, ગુપ્તસંવત્, વલ્લભીસંવત્, સિંહસંવત્, અને લક્ષ્મણ સંવત્ પણ કા. શુ. ૧ થી શરૂ થયા છે. અષાડ વદિ ૧ અને ચૈ. શુ. ૧ ને બદલે કા. શુ. ૧ થી સંવતનો તથા નવા વર્ષનો પ્રારંભ એ ભગવાનના સ્મરણ માટે જ યોજાએલ છે.

૩—પાવાપુરીમાં આજે પણ ભગવાનના નિર્વાણ સમયે છત્ર-ભ્રમણ વગેરે સંકેતો થાય છે અને જીવોત્પત્તિ પણ ત્યાં તે દિવસોમાં પુષ્કળ પ્રમાણમાં હોય છે.

૪—ભારતના શહેરેશહેર અને ગામડેગામડાં દિવાળીમાં દર સાલ દીપમાળાઓ પ્રગટાવે છે.[૨]

૫—દિવાળીના દિવસે હિન્દમાં સ્થાને સ્થાને લોકો–બચ્ચાંઓ "બળગતા મેરાઇયા" લઈ કોલાહલ મચાવે છે.

૬—વિષ્ણુકુમાર મુનિએ અધર્મી બળવાન નમુચિ મંત્રીનો વિનાશ કર્યો તે પ્રસંગે તે ઉત્પાતની શાંતિ થતાં લોકોએ કા. શુ. ૧ ના દિવસે આનંદ ઉત્સવ મનાવ્યો હતો. વર્ષો બાદ શ્રી ગૌતમસ્વામી ગણધરને પણ તે જ દિવસે કેવળજ્ઞાન થયું અને દરેકે આવીને તેઓને નવા ધર્મરાજા તરીકે વંદન કર્યું. ત્યારથી લઈને આજ સુધી લોકો નવાં નવાં વસ્ત્રો પહેરે છે, વિવિધ આભરણો પહેરે છે–ઘર, હાટ, પશુ અને ઝાડોને શોભાવે છે અને પરસ્પરમાં જુહાર તેમજ પ્રણામ કરે છે.

૭—આજે ભાઇબીજ પણ કા. શુ. ૨ ના દિવસે જાહેર પર્વ તરીકે મનાય છે. બહેનો તે દિવસે પોતાના ભાઈને બોલાવીને જમાડે છે.

ભગવાનના નિર્વાણની ઘટનાઓ આજ સુધી આર્યાવર્તમાં ઉપર પ્રમાણે ચિરસ્થાયી બની રહી છે, મહાન ઉપકારી કરુણાસાગર ભગવાન્ પ્રત્યેનો આર્યાવર્તનો હાર્દિક ભક્તિ-પ્રેમ અને ઋણ અદા કરવાનો ભાવનાપ્રવાહ, એ જ એને સ્થાયી બનાવી રાખે છે. ભારત વર્ષે બીજા કોઇના નહીં એવા વિશેષ પ્રમાણમાં આ નિર્વાણનાં સ્મારકોને સાચવી રાખ્યાં છે આથી તે કાલે અને તે સમયે ભગવાને જનતા ઉપર શું શું ઉપકારો કર્યા હશે તેની ઝાંખી પણ સહેજે થઇ આવે તેમ છે. અસ્તુ.

## દિવાળી

આપણે ઉપર જોઈ ગયા કે દિવાળી ભગવાન મહાવીર સ્વામીના નિર્વાણથી શરૂ થએલ મહાન આર્યપર્વ છે. આ પર્વ એક એવું છે કે જેમાં જૈન-અજૈનોની કડી જોડાઈ રહે છે; અને એ કડી છૂટી ન પડે તે માટે જૈનાચાર્યોએ પણ આ પર્વની વ્યવસ્થા માટે ખાસ આજ્ઞા કરી છે કે—

---

૨ દિવાળીનું એક કારણ એ પણ લેખાય છે કે-રામચંદ્રજીએ તે દિવસે અયોધ્યામાં પ્રવેશ કર્યો અને દીપમાળા પ્રકટાવી ત્યારથી દિવાળીનો પ્રારંભ થયો છે. પરંતુ આ માન્યતા બંધબેસતી નથી કેમકે ચોમાસામાં અને ગમે તે ૧૪, ૦)) તથા ૧ ના દિવસે સામાન્ય મનુષ્ય પણ પ્રવેશ વગેરે શુભ કાર્ય કરતો નથી, તો પછી મહાન વિજય મેળવીને આવનાર રામચંદ્રજી પોતાની રાજધાનીમાં ચૌદ ચૌદ વર્ષે પ્રવેશ કરે ત્યારે ચોમાસાનું અને તેમાં પણ ખાસ કરીને અમાસ કે એકમનું મુહૂર્ત લીએ ખરા ?

તે ભવોને નવ ભવનું હો, પણ તે અધૂરું જ હતું. તેમાં શરીરાદિ અંતરાય કરનારાં હતાં. સંસારમાં કોઈનાં શરીરાદિ સર્વથા સમાન હોતાં નથી. અને જો સર્વ રીતે સમાનતા ન હોય તો '**समानशीलव्यसनेषु सख्यम्**' એ ન્યાયે સખ્ય કેમ સંભવી શકે? સામાન્યતઃ કોઈ પણ સ્ત્રી-પુરુષમાં શરીરાદિજન્ય ઘણી જ વિષમતા રહેલી છે. એ બન્નેમાં શીલ અને આચરણ કર્મના વિચિત્રપણાથી અસમાન જ હોય છે, એ અસમાનતા જ પરસ્પરની આકર્ષક છે. અને પરસ્પર ખેંચાણ થવામાં પણ એ જ આપેક્ષિક કારણ છે. આ ખેંચને મહાત્માઓ મોહના નામે સંબોધે છે. લોકો આને પ્રેમ કહે છે, કે જે જડમાંથી ઉત્પન્ન થઈ જડમાં જ નાશ પામે છે. તેમાં આત્મૈક્ય, અથવા જેને કોઈ સાચો પ્રેમ કે એવા કોઈ નામથી સંબોધે એવું કાંઈ તત્ત્વ છે જ નહિ. આ વાત પાછળથી રાજિમતીને પણ સમજાઈ હતી અને તેથી જ તે '**वीरांगना**' પ્રભુના પંથે પોતાનાં પગલાં માંડવા તૈયાર થઈ. શરીરના સંબંધને અવગણી, મોહજન્ય અપ્રશસ્ત રાગને હઠાવી, તેણીએ ધીરે ધીરે આત્મૈક્ય સાધવા પ્રશસ્તરાગનું-જેનાથી આત્મૈક્ય શીઘ્ર સધાય એવા મોક્ષાનુકૂલ રાગનું-શરણું લીધું. આ રીતે પ્રભુની સાથે જોડાવાની લાયકાત એણે કેળવવા માંડી, એટલું જ નહિ, પરંતુ એ લાયકાત પ્રભુના પહેલાં જ સાધી લીધી. અંતે એ બન્ને આત્માઓએ શરીરાદિની ખલેલ વિનાનો, કોઈ પણ જાતની પૌદ્ગલાદિ ઉપાધિ વગરનો સાચો નિરુપાધિક પ્રેમ-આત્મૈક્ય સાધ્યું. લોકો કહેતા હતા કે, પ્રભુએ તેને સદાને માટે રડતી મૂકી દીધી. ખરી વાત એ હતી કે, તેને છેલ્લે છેલ્લે રડાવી સદાની રડતી બંધ કરી દેવાની હતી; અને રડતી બંધ કરી પણ ખરી. આનું નામ તે કલા! દુનિયાએ આવા કલાકારો ઓછા જોયા છે અને તેઓની કદર કરનારા પણ વિરલા જ જન્મે છે. આવા જ કારણથી આપણે જાણીએ છીએ કે, શ્રી વજ્રસ્વામીએ માતાની તરફ વલણ ન બતાવતાં ગુરુ તરફ બતાવ્યું ત્યારે દુનિયાએ ભારે બકવાદ ને કોલાહલ કર્યો હતો.

રાજા સમુદ્રવિજય અને શિવાદેવી મોહમાં મુઝાય અને પુત્રવધૂને લાવવાનો લહાવો લેવા તેઓ ઇચ્છે, પણ એ કેટલું નિરસ હતું! એ નિરસતાની એમને પાછળથી સમજ પડી હતી. અનાદિ કાલથી ચાલ્યો આવતો વ્યવહાર સાંસારિક સંબંધની કાંઈક કદર-કિમ્મત કરે છે, પ્રભુએ સ્ત્રી અને માતા વગેરેની સાથેના એ સાંસારિક સંબંધની કદર-કિમ્મત કોઈ અન્ય એવા પુનિત પ્રકારે જ કરી કે એ વ્યવહાર અને સંબંધને ફરી અનુસરવાનો સમય જ ન આવે. એ બન્ને આ ભવમાં છેલ્લા જ હતા એમ એમણે સિદ્ધ કરી બતાવ્યું. ફરી ફરી અન્યાન્ય માતાઓ કરવાનું અને તે જ ભવમાં કે અન્ય ભવોમાં ફરી ફરી લગ્નના પોંખણે કે અન્ય કોઈ પ્રકારે સ્ત્રીઓના હસ્ત પકડવાનું ચાલુ રાખનારા, અને જગતને પણ એવો જ મોહમય ઉપદેશ કરનારા શ્રીનેમિનાથપ્રભુનું ગૌરવ ન સમજી શકે અથવા ઓછું સમજે તો તેમાં કાંઈ નવાઈ નથી. વિષય-સંબંધ વગરનો પ્રેમ નિર્દોષ કહેનારાઓએ પણ સમજવું જોઈએ કે ખરો નિર્દોષ પ્રેમ તો આત્મૈક્યમાં જ રહેલો છે. જ્યાં સુધી આત્મૈક્ય-શુદ્ધ આત્માઓનું જ્યોતિર્મિલન થાય નહિ ત્યાં સુધી થતા સંબંધમાં કાંઈના કાંઈ દોષ અવશ્યમેવ રહેવાનો જ. અને તેથી કર્મજન્ય તે સંબંધમાં કદી પણ નિર્દોષ પ્રેમ સંભવી શકતો નથી. આ રહસ્ય **महावीरो** અને તેના સાચા અનુયાયીઓ સિવાય સમજવું મુશ્કેલ છે. જડ પ્રકૃતિના અંશોનાં જોડાણમાં સૌંદર્ય નથી. સંસ્કાર, સંતાપ અને પરિણામથી તેમાં

વર્તમાન અને ભાવિ અસૌંદર્ય જ છે. વાસ્તવિક સૌંદર્ય ફક્ત આત્મ-આત્મના જોડાણમાં જ છે. વીર્યનાં તેજ મળે એમાં છુપી ભારે મલીનતા છે. રાગના પુદ્ગલોથી થતા જોડાણમાં પણ મલીનતા જ છે. કાંઈક ઉજ્જવલતા પ્રશસ્તરાગનાં પુદ્ગલોમાં રહેલી છે. પણ સર્વથા ઉજ્જવલતા તો શુદ્ધાત્માઓના મેલાપમાં જ રહેલી છે. ઉપરોક્ત ત્રણે જગાએ મલીનતમ, મલીન અને ઉજ્જવલ જડપ્રકૃતિની સહાયતા છે, જ્યારે ચોથામાં જ જડની સહાય ન હોઈ આત્માની જ પરમોજ્જવલતા છે. પ્રભુએ ઉપાધિ વગરનું, લેશ પણ સ્વાતંત્ર્યને છીનવ્યા વગરનું, સ્વામી તરીકેની સત્તાવિનાનું અવિનશ્વર જોડાણ પોતાના ચાલુ કેટલાક પૂર્વભવોના સંબંધી રાજિમતીના પરમોજ્જવલ આત્મા સાથે કર્યું. પ્રેમની-નિર્દોષ પ્રેમની વ્યાખ્યા કરનારાઓએ આ ખાસ વિચારવા જેવું છે.

ઉપરોક્ત પદ્ધતિએ નિવૃત્તિનો-આત્મવૃત્તિનો પારસ્પરિક તેજ સંચાર અને ત્યાંનો અચલ મેલાપ એ જ વિદ્વાન વિચારકોને ઇચ્છવા યોગ્ય છે. એવો સંબંધ જ સદા જીવતો હોઈ, તેને સાધવા મહાનુભાવોએ પ્રયત્ન કરવો, કરાવવો જોઈએ. એ સંબંધમાં જ સર્વથા નિઃસ્વાર્થતા, આત્મપ્રસન્તા અને સુખાનન્દ છે. સાચો આત્મરસ પણ એમાં જ છે. અનુભવથી જ એ સર્વ વાસ્તવિક રીતે સમજાય છે. પુણ્યવંતો ! એ અનુભવ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરી જુઓ, એ જ શુભેચ્છા.

# દાસાન્તનામક પ્રાચીન મુનિવરો

( લે. : પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ. )

નામોના જે અર્થ વગેરેની દૃષ્ટિએ અનેક પ્રકારો પડે છે તેમાંની એક દૃષ્ટિ તે નામોના અંતમાં વપરાયેલ પદ છે. આ પદો ભિન્ન ભિન્ન પ્રકારના જોવાય છે. જેમકે [1]કીર્તિ, [2]ચન્દ્ર, [3]તિલક, દાસ [4]રત્ન, [5]વિમલ, [6]શેખર, [7]સિંહ ઇત્યાદિ. આ પૈકી જે પ્રાચીન મુનિવરોનાં નામના અંતમાં 'દાસ' પદ છે તેમને ઉદ્દેશીને અહીં વિચાર કરાય છે. એટલે કે ઋષભદાસ, ગોડીદાસ, જિનદાસ, બનારસીદાસ વગેરે શ્રાવકોનો કે દાસાન્ત નામક મહિમદાસ વગેરે સત્તરમા સૈકાના અને તે પછીના આધુનિક મુનિવરો વિષે વિચાર કરવાનું આ સ્થળ નથી. અહીં તો નીચે મુજબનાં નામવાળા મુનિવરોને વિષે હું થોડું જ કહીશ:—

જિનદાસ,   ધર્મદાસ અને   સંઘદાસ.

### [ ૧ ] જિનદાસ

આ જિનદાસ તે બીજા કોઈ નહિ પણ [8]'જિનદાસગણિ મહત્તર' તરીકે સુપ્રસિદ્ધ

---

૧ ઉદયકીર્તિ, ક્ષેમકીર્તિ, ચન્દ્રકીર્તિ, જ્ઞાનકીર્તિ, વગેરે.

૨ અભયચન્દ્ર, અમરચન્દ્ર, અશોકચન્દ્ર, બાલચન્દ્ર, ભાવચન્દ્ર, હેમચન્દ્ર વગેરે.

૩ અભયતિલક, જયતિલક, લક્ષ્મીતિલક, સંઘતિલક, સિદ્ધતિલક, સોમતિલક વગેરે.

૪ ઉદયરત્ન, તપોરત્ન, હેમરત્ન વગેરે.

૫ આનંદવિમલ, કીર્તિવિમલ, કેશરવિમલ, ગુણવિમલ, જ્ઞાનવિમલ વગેરે.

૬ રત્નશેખર, રાજશેખર, સોમશેખર વગેરે.

૭ ઉદયસિંહ, કર્મસિંહ, વગેરે.

૮ આ લેખ હવે પછી પ્રસિદ્ધ થનાર છે.

મુનિવર છે. એમને વિષે મેં "૭ મહત્તરો" નામના લેખમાં જે વિચાર કર્યો છે તે ઉપરાંત મારે કશું વિશેષ કહેવાનું નથી.

### [ ૨ ] ધર્મદાસ[1]

આ **ધર્મદાસગણિએ** જર્ઇણ મરહટ્ઠીમાં **ઉવએસમાલા** રચી છે. એની ગાથાની સંખ્યા ૫૪૦ ની છે. એમાં **વજ્રસ્વામી** અને **સિંહગિરિ** વગેરે સંબંધી સૂચનો છે એટલે આ ગણિને **મહાવીરસ્વામીએ** જાતે દીક્ષા આપી હતી એ વાતમાં વજૂદ નથી. આ **ઉવએસમાલા** ઉપર **સિદ્ધર્ષિએ**, **રામવિજયગણિએ** તેમજ **વાદિદેવસૂરિના** શિષ્ય **રત્નપ્રભસૂરિએ** ટીકા રચી છે. રત્નપ્રભસૂરિકૃત ટીકા 'દોઘટ્ટી' કહેવાય છે. એનો રચના-સમય વિ. સં. ૧૨૩૮ છે અને રચના-સ્થળ ભૃગુપુર (ભરૂચ)માંનું 'અશ્વાવબોધ' તીર્થ છે.

### [ ૩ ] ધર્મદાસ

આ નામની એક બીજી પણ વ્યક્તિ પ્રાચીન સમયમાં થઈ ગઈ છે **વિદગ્ધમુખમંડન** એ એમની રચના છે. એ ગ્રન્થમાં સમસ્યાઓ વગેરે છે. એના ઉપર **અજૈન** વિદ્વાનોએ પણ ટીકા રચી છે. પ્રસ્તુત ગ્રન્થનો કે એના કર્તાનો સમય ચોક્કસપણે નક્કી કરાયો નથી.

### [ ૪ ] સંઘદાસ

એમણે **પંચકપ્પના** ઉપર મહાભાસ રચેલ છે. એઓ [2]**જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ** કરતાં પહેલાં-સાતમા સૈકા કરતાં પહેલાં થયા છે એમ મનાય છે. એમને વિષે મેં બાર ક્ષમાશ્રમણોમાં ઉલ્લેખ કર્યો છે. એટલે અહીં એ હકીકત ફરીથી રજૂ કરતો નથી.

## क्षेत्रादेश-पट्टक।

अन्वेषक—**पूज्य आचार्य महाराज श्रीविजययतीन्द्रसूरिजी**

**[ संवत १९२६ श्रीगुर्जरदेशे, पं. दयाविजय ] सही श्रीजीरी ।**

**॥९०॥ ॐ नत्वा । भ० श्री श्रीविजयदेवेन्द्रसूरीश्वरपरमगुरुभ्यो नमः ।**

**श्रीविजयधरणेन्द्रसूरिभिर्ज्येष्ठस्थित्यादेशपट्टको लिख्यते ।**

**पं० मोतिविजयग । श्रीजीसपरिकर राजनगर, सरखेद, धोलको, कोठ, गोधावी.**
**उ० सुज्ञानविजयग । पं० सुबुद्धिस । बडोदरो, डभोई.**
**पं० ज्ञानविजयग । पं० रत्नस । अस्मत्पार्श्वे.**
**पं० सोभाग्यविजयग । पं० अमीस । राजनगरमध्ये.**
**पं० रंगविजयग । पं० वीरस । राजनगरमध्ये.**
**पं० नवलविजयग । पं० नरोत्तमस । पं० हितविजयग । पं० अमरस । सूरत, नवसारी, गणदेवी. सोवनगढ.**

---

૧ આની એક હાથપોથી વિ. સં. ૧૩૩૨ માં તાડપત્ર ઉપર લખાયેલી છે.

૨ એમને વિષે મેં "બાર ક્ષમાશ્રમણો" નામના લેખમાં વિસ્તારથી ઉલ્લેખ કર્યો છે. જુઓ "જૈન ધર્મ પ્રકાશ" (પુ. ૬૦, અં. ૮ પૃ. ૨૪૯-૨૫૪) અહીં એ ઉમેરીશ કે જયધવલાની પ્રસ્તાવના (પૃ. ૫૭)માં એ નિર્દેશ છે કે વિસેસાવસ્સયભાસની એક હાથપોથીમાં એનો રચના-સમય શકસંવત્ ૫૩૧ (વિ. સં. ૬૬૬) આપેલો છે. જો આ હકીકત સત્ય ગણાય તો એમનું સ્વર્ગગમન વિ. સં. ૬૪૫ માં થયાની હકીકત તેમજ એઓ પૂર્વધર હતા એ બાબત કેવી રીતે ઘટી શકે ?

पं० सुमतिविजयग । पं० वीरस । खंभातमध्ये.
पं० गुलाबविजयग । पं० खुशालस । पं० रत्नविजयग । पं० गुलाबस । अस्मत्पार्श्वे.
पं० रूपविजयग । पं० रत्नस । चांगा, गोल.
पं० रंगविजयग । पं० वीरस । गढ, मंडाणा.
पं० मोतीविजयग । पं० तेजस । थरा, जामपुर.
पं० लालविजयग । पं० रूपस । पं० कल्याणविजयग । पं० अमृतस । वाव्हल, धथाणा, कंबोइ.
पं० धनकुशल । पं० विनयस । कठोर, रानेर.
पं० दीपविजयग । पं० कृष्णस । अकलेसर.
पं० उत्तमविजय । पं० वल्लभस । सुखविजयग । पं० अमृतस । पालणपुर, मेता, घोतासकलाणा, बगदा, वडगाम.
पं० विद्याविजयग । पं० शांतिस । सोरठदेशे.
पं० कीर्तिविजयग । पं०...... .....वीसलपुर, पीपलवरकर, वीमोरा, संवाका.
पं० जीतविजयग । पं० सुमतिस । आगलोड.
पं० राजविजयग । पं० उत्तमस । विहारा.
पं० फतेविजयग । पं० जयस । पाटण, संखेश्वर, कुणगर, हारीयद.
पं० दोलतविजयग । पं० सुभस । वसाडो, कलाडो, पंचासर, पाडल.
पं० भाग्यविजयग । पं० जयस । पं० नित्यविजयग । पं० लक्ष्मीस । दक्षिणदेशे.
पं० गुणरत्नग । पं० तेजस । वीरमगाम, मांडल, गोरीयो.
पं० विवेकविजयग । पं० रूपस । राधनपुर, कमालपुर, नवोगाम, तेरवाडो, वडोद.
पं० सुरेन्द्रविजयग । पं० चतुरस । पं० मोहनविजयग । पं० प्रेमस । मेसाणा, कडी, उमता, देणप.
पं० रूपसागरग । पं० फतेस । मुंबइ, पेण, नागुथाना, वसही, आगासी, मांम.
पं० सौभाग्यसागरग । पं० माणिस । पाटडी, वजाणा.
पं० नवोत्तमविजयग । पं० किस्तूरविजयग । पं० सुबुद्धिस । भरुअच्छ, वेजवापो.
पं० राजविजयग । पं० रूपस । पं० जीतविजयग । पं० उमेदस । हलोल, चपतापुर, वामला.
पं० पृथिवीचन्द्रग । पं० अमीस । सोरठदेशे.
पं० हीरविजयग । पं० रूपस । बीजापुर, लाडोल, समोडु.
पं० चतुरविजयग । पं० नवलस । सिपुर, भावडगोठडा, ऊंबरी, चाव, सतलासणुं.
पं० भगवानविजयग । पं० सुबुद्धिस । छाणी.
पं० विनयविजयग । पं० जिनस । पं० ऋषभविजयग । पं० विनयस । झीणोर, अंकुसर.
पं० ऋषभविजयग । पं० रंगस । पं० दयाविजयग । पं० ऋषभस । डीसा, वडावल, आवेडा, पीलुंचो.
पं० भाग्यविजयग । पं० पुण्यस । राजपुर.

पं० मनरूपविजयग । पं० मयास । वडाली, ओआनीखेड.
पं० तेजविजयग । पं० पुण्यस । घेणुज, लणवा, कणरावी.
पं० भाग्यविजयग । पं० कनकस । मोहनपुर, हापुर, हरसोल, ताजपुर.
पं० अयविजयग । पं० विद्यास । दावड.
पं० प्रेमविजयग । पं० महिमास । नडीयाद.
पं० लालचन्द्रग । पं० प्रेमस । सोरठदेशे.
पं० उदयविजयग । पं० पद्मस । चाणसमुं, वडावली.
पं० चतुरविजयग । पं० किस्तूरस । धनेरा, वाव, कुआला.
पं० मुक्तिविजयग । पं० भीमस । बोरसद.
पं० ओविजयग । पं० प्रतापस । समी, दुदखा, चंदुर.
पं० तिलकविजयग । पं० मुक्तिस । कांप.
पं० हेतविजजग । पं० विवेकस । ईडर.
पं० गुलाबविजयग । पं० मोहनस । भालक.
पं० लब्धिविजयग । पं० लावण्यस । पं० ज्ञानविजयग । पं० नायकस । धोलेरा, रणुंज.
पं० प्रेमविजयग । पं० माणिक्यस । मोरवाडो, भामेर, उच्चोसण.
पं० खुशालवर्द्धन । पं० धर्मस । बढवाण, द्रागध्रो.
पं० धर्मविजयग । पं० रत्नस । गोध्रकुं, वारही.
पं० रूपविजयग । पं० रत्नस । साकरा, करहा, उंदरा.
पं० अमीविजयग । पं० मुक्तिस । कच्छदेशे.
पं० पद्मविजयग । पं० रविस । कच्छदेशे.
पं० प्रतापविजयग । पं० भवानस । पादरा, मोयागाम, डापरा, अनस्तु, इंटोलो.
पं० मुक्तिविजयग । पं० नेमस । बोरसद, पेटलाद.
पं० हितविजयग । पं० हंसस । पं० मणिविजयग । पं० हेतस । दक्षिणदेशे.
पं० भीमविजयग । पं० हेमस । लेच, लांघणोज, अंबासण, देकावाडो.
पं० लक्ष्मीविजयग । पं० हीरस । पमनगर, रूपाल.
पं० भाणविजयग । पं० हर्षस । मगरवाडो, टींबाचूडी, मीआद्र, परखडी.
पं० सुबुद्धिविजयग । पं० गुलाबस । वेड, राफु, अणवरपुरो, संबलपुर.
पं० पद्मविजयग । पं० भाग्यस । आंतरोली, नंदासण, सनीयार.
पं० जयविजयग । पं० दीपस । बदरको, गांगड.
पं० सौभाग्यविजयग । पं० गुमानस । चिलोडो, झुणाव.
पं० कुंअरविजयग । पं० लक्ष्मीस । सोइगाम.
पं० अमृतविजयग । पं० उत्तमस । बजाणामध्ये.
पं० महिमाविजयग । पं० नेमस । सोइगाममध्ये.
पं० हीरविजयग । पं० चतुरस । अस्मत्पार्श्वे मणुद.
पं० कनकविजयग । पं० दीपस । पं० मोतीविजयग । पं० महिमास । कुआ.

पं० हंसवर्द्धनग । पं० नित्यस । दक्षिणदेशे.
पं० फतेकुशलग । पं० जीतस । दक्षिणदेशे.
पं० अमृतविजयग । पं० रंगस । नडीयाद, सांघली.
पं० किस्तूरविजयग । पं० गोकुलस । मांडलादूबही गणादूबहिः
पं० मोहनविजयग । पं० माणिक्यस । सांबली.
पं० दयाविजयग । पं० जीतस । ईसर.
पं० उत्तमचन्द्रग । पं० राजेन्द्रस । देवा, डभो.
पं० भक्तिविजयग । पं० किस्तुरस । मीयडी.
पं० मोतिविजयग । पं० धनस । वडनगर, खेरालु, चांदण, वजासणुं, उंढाई, तवडी.
पं० तेजविजयग । पं० राजस । सोरठदेशे.
पं० कीर्त्तिविजयग । पं० झवेरस । वसु, सावम.
पं० लब्धिविजयग । पं० लालस । भरुअच्छ मध्ये.
पं० डूंगरविजयग । पं० तेजस । मातर, मोतेर.
पं० तिलकविजयग । पं० हीरस । लूणधा, कलाणा.
पं० अमृतविजयग । पं० हीरस । छठीयारडो, गांभू, मुहेरा.
पं० मेघविजयग । पं० डूंगरसा । खंभात.
पं० गौतमसागरग । पं० मयास । सिद्धपुर, मांडण.

अत्रोद्धरित क्षेत्रादेश सत्यापना अस्माभिर्विधायाति मंगलं ।
समस्त साधुसमुदाय योग्यं अपरं सहु पट्टा प्रमाणे पोतपोताने क्षेत्रादेशे जइ पहोंच ज्यो । जे कोई पारका क्षेत्रमांहे रहस्ये तथा क्षेत्र आलट पालट करस्ये तथा क्षेत्र क्रयविक्रय करस्ये तथा चोमासा माहीं कोइ किहांइ हिरस्ये फिरस्ये तथा गृहस्थ थकी चाल बोलस्ये तो तेहने आकरो उपालंभ आवस्ये। सर्वथा गुरुरास्ये नहीं एवं जाणी मर्यादा मांही प्रवर्त्तवुं । श्री श्रीरस्तु ।

( श्रीविजयधनचन्द्रसूरिज्ञानभंडार बिंडल नम्बर ४५ )

# શોધખોળની આવશ્યકતા

લેખક : શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી.

જૈન સમાજ પ્રતિવર્ષ લાખો રૂપીઆ ધર્મમાર્ગે ખરચે છે. એને દાનગુણનો મહિમા શિખવવો પડે તેમ નથી. ચાર પ્રકારના ધર્મમાં 'દાન'નું સ્થાન પ્રથમ હોવાથી તેમજ સાધુ-મહાત્માઓ તરફથી વ્યાખ્યાનકાળે એ દાનધર્મ નવપલ્લવિત રહે, એ અર્થે ઉપદેશવારિથી સિંચન કરાતું હોવાથી ધન પરનું મમત્વ ઉતારી એને વ્યય કરવામાં જૈનો પાછળ નથી રહ્યા.

જૈન સમાજમાં આજે એક શોધ–ખોળખાતું ઊભું કરવાની અતિ અગત્ય છે. એમાં સારા પ્રમાણમાં હાથપર ફંડ હોવું જોઈએ. અત્યારનાં સાધનોદ્વારા પુરાતત્ત્વનો અભ્યાસ કરી જેઓ નિષ્ણાત બન્યા હોય એવા સેવાભાવી અને જૈનધર્મની ધગશવાળા બંધુઓને

ઉક્ત ખાતામાં સારા પગારે અથવા પુરસ્કાર તરીકે સારી રકમ આપી રોકવા જોઇએ. આજનો યુગ ઐતિહાસિક વિષય તરફ વધુ પ્રમાણમાં ઢળી રહ્યો છે. જે વાતોના શૃંખલા-બદ્ધ અંકોડા મળી રહે છે એ વાતોને માનતાં જરા પણ વિલંબ થતો નથી. જૈનધર્મના ગ્રંથોમાં જે જુદી જુદી બાબતોના ઉલ્લેખો છે એમાં તથ્ય તો ઘણું જ છે અને અતિ-શયોક્તિનું પ્રમાણ નહીં જેવું છે; પણ ખરી જરૂર એટલી જ છે કે અનુભવી અભ્યાસીઓના અભાવે એ વાતો બરાબર પ્રકાશમાં આવી નથી. યુરોપીઅન અભ્યાસીઓમાંથી ઘણા-ખરા જૈનધર્મના મૌલિક સિદ્ધાંતોના પૂરા જાણકાર ન હોવાથી તેમના હાથે અજાણતાં એવું મિશ્રણ થઈ ગયું છે કે આજે એ વાંચતાં હસવું આવે. ખુદ જે વાતો બૌદ્ધગ્રંથોમાં નજરે જોવા પણ મળતી નથી અને જે કેવળ જૈનધર્મના ઘરની જ છે એમ કહીએ તો ચાલી શકે તે બાબતો બુદ્ધના નામે ચઢાવી દીધેલી દૃષ્ટિગોચર થાય છે.

ભારતવર્ષમાં કેટલાક નિષ્ણાત શોધકોને બાદ કરીએ તો બાકીનાઓએ ક્યાંતો આંગ્લ શોધકોનું આંધળું અનુકરણ કર્યું છે અથવા તો જૈનધર્મ અને બૌદ્ધધર્મ વચ્ચે કેટલુંક સામ્ય હોવાથી અને જાતે જૈનધર્મના ગ્રંથો જોવાની જરા પણ તસ્દી લીધી ન હોવાથી ભળતે ભળતું ચીતરી માર્યું છે.

સામાન્ય નજરે આ વાત વિચારતાં આપણામાંના મોટા ભાગને એમ જ લાગશે કે એમાં શું ! એથી શું બગડી ગયું ! મિથ્યાત્વીઓ ગમે તેમ કહે અગર લખે તેથી શાસ્ત્રમાં ઓછું જ ખોટું બનવાનું છે ! પણ આ સાંત્વન શોધકહૃદયવાળાને ગળે ઊતરે તેવું ન ગણાય ! શાસ્ત્રમાં ખોટું કહ્યું નથી: એ જો સાચી શ્રદ્ધા હોય તો અત્યારના દરેક સાધનનો ઉપયોગ કરી એ પુરવાર કરવાના પ્રયત્ન સેવવા જ જોઈએ, એમાં ઓછી શાસનસેવા નથી જ જાણે અજાણે હજારો મનુષ્યો ઊંધે રાહે દોરવાઈ રહ્યા હોય તેમને સન્માર્ગે આણી શકાય એટલું જ નહીં પણ એમ કરવાથી જૈનધર્મનો વિજયધ્વજ ફરકી રહે. જૈનધર્મ એક એવો ધર્મ છે કે જે વિશ્વધર્મ બનવાની સાનુકૂળતાઓ ધરાવે છે એ વાત પુરવાર કરી શકાય. અશોકના શિલાલેખો તરીકે ઓળખાતા ધર્મ-ફરમાનોએ આજે જગતનું ધ્યાન આકર્ષ્યું છે. પણ એમાંની વાતો શ્રી બુદ્ધના ઉપદેશ કરતાં શ્રી મહાવીરના ઉપદેશને વધુ મળતી આવે છે. વળી અશોકના બૌદ્ધધર્મીપણા માટે જ્યાં એકમત નથી ત્યાં એ અંગેની શોધખોળ ખાસ જરૂરી છે. એના અનુસંધાનમાં અશોકચરિતમાંના ઉલ્લેખો મૂકી શકાય—

અશોકચરિત–અનુવાદક ભરતરામ ભાનુસુખરામ મહેતા. એમાંના કેટલાક ઉલ્લેખો—

એમ. એમ. વિલ્સન સાહેબે અશોકના બૌદ્ધપંથી હોવા સંબંધી શંકા ઉઠાવી છે, એડવર્ડ થોમસ સાહેબનું મંતવ્ય છે કે અશોક પ્રથમ જૈનપંથી હતો. અને જ્હોન ફેઇથફુલ-ફ્લીટ સાહેબના લખવા મુજબ શિલાલેખોમાં અને સ્થંભલેખોમાં જે ધર્મનો ઉલ્લેખ કરેલો છે તે કાંઇ બૌદ્ધપંથીઓનો ધર્મ ન હતો, ( અશોકચરિત પૃ. ૬૯–૭૦ )

જૈન લોકોના સંપ્રદાય તથા આજીવકોનો સંપ્રદાય અને એવા બીજા સંપ્રદાયો જે તત્ત્વને કબૂલ ન રાખે એવું કાંઇ પણ તત્ત્વ અશોકની ધર્મસ્મૃતિમાં જોવામાં આવતું નથી. ( પૃ. ૧૧૨ ).

જૈન સાહિત્યમાં '**अणहय**' શબ્દ છે તે '**आविसण**'ને બરાબર મળતો આવે છે, '**आविसण**'ને લગતો પિયદસિનો સિદ્ધાંત બૌદ્ધસાહિત્યમાંના ત્રણ પ્રકારનાં કે ચાર

પ્રકારના '**आसव**'ને લગતા સિદ્ધાંતને મળતો આવતો નથી. પણ જૈન સાહિત્યમાંના '**अणहय**'ને લગતા સિદ્ધાંતને વધારે મળતો આવે છે. એ અંગે બ્યુહલર સાહેબનો અભિપ્રાય અને વધુ ચર્ચા (પૃ. ૧૧૮-૧૧૯).

અશોકે જણાવેલા 'નિર્ગ્રંથો' તો બેશક મહાવીરસ્વામીના અનુયાયીઓ—જૈન પંથના સભ્યો તરીકે ઓળખાતા નિર્ગ્રંથો હોવા જોઈએ. એ પછી આજીવકો સંબંધી ચર્ચા (પૃ. ૧૫૧).

બાકીના સૌને કર્મવાદનો મોહ લાગ્યો હતો; અને તેથી એવા સૌ એમ કહેતા કે માત્ર કર્મથી જ વ્યક્તિનો મોક્ષ થાય છે. વિ. (પૃ. ૧૬૦).

બૌધપંથની અને જૈનપંથની સતત વધતી જતી અસરને લઈને ફલાહારની દિશામાં સૌનું વલણ સતત વધતું જતું હતું...(પૃ. ૧૬૪).

બૌદ્ધ ગ્રંથોની હકીકતમાં પૂર્ણ વિશ્વાસ રાખવાનું અધ્યાપક ર્‌હાઈસ ડેવિડ્ઝ આપણને કહે છે; પણ નિદાન અશોકની બાબતમાં તો તે ગ્રંથોમાંની હકીકતનો ઘણો ખરો ભાગ લગભગ અવિશ્વસનીય છે. (પૃ. ૨૦૭).

અશોકના સંબંધમાં આપણે જોયું છે કે, પોતાની ધર્મ-પર્યેષણાના પરિણામમાં તેણે જૈનપંથથી સહજ રંગાએલા બૌદ્ધપંથનો સ્વીકાર કર્યો હતો. '**पोसथ**' શબ્દ બૌદ્ધ પારિભાષાના '**उपोसथ**' શબ્દની અને જૈન લોકોની પ્રાકૃત ભાષાના '**पोसह**' શબ્દની વચ્ચેનો શબ્દ છે. (પૃ. ૨૯૯).

ઉપરના ટાંચણ પરથી જોઈ શકાશે કે અશોક બૌદ્ધધર્મી જ હતો: એમ ચોક્કસ કહી શકાય તેમ નથી. મૌર્યવંશનો સ્થાપક ચંદ્રગુપ્ત જૈનધર્મી હતો, એ વાત સ્પષ્ટ છે અને હવે ઘણાખરા શોધકોએ કબૂલ રાખી છે. આ બધી વાતો વિચારતાં એ સમજાય તેવું છે કે શિલાલેખોમાં કહેવામાં આવેલી બાબતો કેવળ બૌદ્ધધર્મને લગતી નથી જ.

મરાઠી ભાષામાં મહાવીરચરિત્રની એક બુક પ્રગટ થઈ છે એમાં કથન છે કે—

"અશોક સમ્રાટના ધર્મ સંબંધમાં બે મત છે. શરૂઆતમાં તે જૈન હતો એ બદલ શંકા નથી. ૨૯ વર્ષ રાજ્ય કર્યા પછી તે બૌદ્ધ થયો. ડૉ. કર્નલ સાહેબે અશોકના શિલાલેખ ઉપરથી તે જૈન હોવો જોઈએ એવો નિષ્કર્ષ કહાડયો છે."

આપણા ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદે ઘણો પરિશ્રમ સેવી એ શિલાલેખો અશોકના નહીં પણ સમ્રાટ સંપ્રતિના છે એવી શોધ કરી છે. જો કે તેઓની આ વાત સૌ શોધકોએ કબૂલ રાખી નથી. છતાં 'પ્રિયદર્શી' તરીકે ઉલ્લેખાયેલ રાજવી અશોક છે કે સંપ્રતિ એ શોધવાની જિજ્ઞાસા તો જરૂર પ્રગટાવી છે. એ દિશામાં એમનો પ્રયાસ ચાલુ જ છે—તેમના મંતવ્યોમાં ઘૂમો સંભવિત છે છતાં આ માટે એક કરતાં વધુ અભ્યાસીઓએ પ્રયાસ ચાલુ રાખવા જોઈએ. આ અંગે તેથી જ હું એક સારા ફંડવાળું સંશોધનખાતું ઊભું કરવાની જરૂર દર્શાવું છું. સાખી તરંગવતી કે સમ્રાટ ખારવેલ એ જૈન સાહિત્યના અમૂલ્ય રત્નો હતાં. એ શોધ કરવાનું માન જૈનેતરોના ફાળે જાય છે; આપણા માટે એ શરમાવનારો પ્રસંગ લેખાય. લંબાણ ન કરતાં પુનઃ આ દિશામાં એક સદ્ધર સંસ્થા ઊભી કરી શોધખોળના શ્રીગણેશ કરવાની સમાજના સૂત્રધારોને આગ્રહભરી વિનંતી છે. આજના યુગની એ સાચી આવશ્યકતા છે. એ દ્વારા ઘણી ગેરસમજુતીઓ દૂર કરી શકાશે.

# શ્રી ષેણુ કેવલી

## [ ૧ ] રાજસભા.

આજે રાજા નાભાંકદેવની સભામાં અનેક વિદ્વાનો પંડિતો અને કલાકોવિદોની ભીડ જામી હતી. તેમજ દેશદેશના રાજાઓ, રાજકુમારો અને સામન્તો પણ આવ્યા હતા. રાજકુમારી શ્રૃંગારસુંદરી, રાજમાતા મદનાવલી અને આખું અંતઃપુર પણ આવ્યું હતું. આજે સભામાં એક પંડિતજી આવ્યા હતા. એમને પોતાના પાંડિત્યનો ગર્વ હતો. દેશદેશના રાજાઓની રાજસભામાં જઈ વિજયપત્ર મેળવીને એ આવ્યા હતા. આ ભૂતલમાં મને કોઇ જીતી શકે એમ નથી એવું એ માનતા હતા. તેઓ શાસ્ત્રોમાં નિષ્ણાત, કલામાં પારંગત અને વ્યાખ્યાનમાં વાચસ્પતિસમા હતા. એમણે સરસ્વતીની અખંડ ઉપાસના કરી હતી એટલે એ પોતાને સરસ્વતીના લાડલા પુત્ર મનાવતા.

નાભાંકદેવની સભામાં પંડિતજીએ આહ્વાન ફેંક્યું–હું દીપક રાગ ગાઉં, દીવા પ્રગટાવું અને એને કોઇક બુઝાવી દે તો ખરો. આ આહ્વાન સાંભળી આખી સભા ચમકી ઉઠી. પંડિતજીએ રાગ આલપવો શરૂ કર્યો. ચારે તરફ રખાવેલી દીવડીઓમાંના દીપકો એક પછી એક પ્રગટતા જતા હતા. બધા પંડિતજીની સામે જોઇ રહ્યા હતા. એ પ્રગટ થયેલા દીવા હવે સભાજનોને આગના લાગવા. કોઈએ કહ્યું–પંડિતજી હવે બસ કરો, બસ કરો. આ દીવા તો પ્રગટ્યા, વધુ રહેશે તો દિવાળીને બદલે હોળી પ્રગટશે. હવે સભાજનોને બદલે પંડિતજીની પરીક્ષા હતી. આ દીવાઓ કેમ શાન્ત કરવા. પંડિતજી બળું બળું થઇ રહ્યા હતા. સભાજનો આકુળવ્યાકુળ હતા. પંડિતજીએ એક ઝંખવી દૃષ્ટિ સભાજનો તરફ નાંખી અને નાસવા માંડયુ, નાસતાં નાસતાં તેમના ખેસ દીવાની જ્યોતે અડયો અને ભડકો થયો. પંડિતજી મૂર્છા ખાઈ નીચે પડયા છે. ત્યા તો સભામાં એક સુંદર તેજસ્વી સ્ત્રી આવી. એની આંખોમાં ચંદનશી શીતલતા હતી, એનુ લલાટ અર્ધચંદ્ર સમ શોભી રહ્યું હતુ, એની શુભ્રકાંતિ અનુપમ હતી. એણે મીઠા મોહક નાદે ગાવાનું શરૂ કર્યું. જાણે કોઇ સ્વરકિન્નરી ભૂલથી ભૂલોકમાં આવી ચઢી હોય એવું એ મોહક કર્ણપ્રિય ગાન હતુ. દીપકો બુઝવા લાગ્યા; પંડિતજીના આગ બુઝાઇ અને ચોતરફ મીઠી ઠંડક ફેલાઇ ગઇ. આખી સભા સ્તબ્ધ થઈ ગઈ. બધાને થયું આ કોણ છે? રાજાએ એને સિંહાસન પરથી ઊભા થઇ પોતાની પાસે લાવી ખોળામાં બેસાડી અને કહ્યું: બેટા શૃંગારસુંદરી! તું તો અદ્‌ભુત સંગીત જાણે છે! તેં રાજસભાની આબરુ વધારી; એ તો ઠીક, પરન્તુ એ પંડિતજીનો પણ જાન બચાવ્યો. લે આ ઇનામ એમ કહી રાજાએ પોતાનો રત્નનો કંઠો રાજકુમારીને પહેરાવ્યો. આખી સભાએ રાજાનો, રાજકુમારીનો જયનાદ પોકાર્યો. રાજા નાભાંકદેવે પોતાના દિવાનજીને કહ્યું; આવતી કાલે રાજકુમારીના લગ્નનો નિશ્ચય કરી નાંખીએ.

## [ ૨ ] રાજકુમારીનો નિશ્ચય

રાજમાતા મદનાવલીએ પોતાની કુંવરીનું પરાક્રમ જોયું, એનું જ્ઞાન, એનો વિનય, અને એનું ગાંભીર્ય જોઇ એને થયું–આને લાયક રાજકુમાર કોણ છે? લાવ, એને જ પૂછી જોઉં: એમ વિચારી મદનાવલી રાજકુમારીના ભવનમાં ગઇ. ત્યાં ખબર મળ્યા કે રાજકુમારી નહાઈ ધોઇ વીતરાગદેવની પૂજા કરવા ગયાં છે. એટલે રાજમાતા મદનાવલી ત્યાં થોભ્યાં. થોડીવારે જ્યારે રાજકુમારી પૂજા કરી પાછી આવી ત્યારે રાજમાતાએ તેની સાથે

તેના વિવાહસંબંધી વાત કરી જોઇ, પણ રાજકુમારીએ તો અવિવાહિત રહીને બ્રહ્મચારિણી તરીકે જીવન વીતાવવાનો જ પોતાનો વિચાર પ્રદર્શિત કર્યો. પણ જ્યારે રાજમાતાએ લગ્ન માટે અતિઆગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું: માતાજી, આપની આજ્ઞા જ છે તો હું વિચાર કરીશ પરન્તુ હું પરણીશ મારા ઇચ્છાવરને જ. જે ખરેખરો પુરુષ હોય, પુરુષસિંહ હોય એની પરીક્ષા કરી હું એ પુરુષસિંહને જ પરણીશ, બીજાને નહિ. આ પ્રમાણે માતા-પુત્રી વચ્ચે વાત થઇ ત્યાં તો રાજસભામાંથી રાજાજીનું નિમંત્રણ આવ્યું. એટલે રાજમાતા અને રાજકુમારી વગેરે રાજસભામાં ગયાં. રાજસભા ચિકાર ભરાઇ છે; દેશ-વિદેશના રાજાઓ, રાજકુમારો, સામંતો અને સરદારો આવ્યા છે. રાજાજીએ રાજકુમારીને પોતાની પાસે બેસાડીને હેતપૂર્વક એના લગ્ન સંબંધી એને પૂછ્યું અને રાજસભામાં હાજર રહેલા રાજકુમારોમાંથી પોતાને પસંદ હોય તે વરને પોતાના પતિ તરીકે સ્વીકારવાનું જણાવ્યું. જવાબમાં રાજકુમારીએ પોતાની પરણવાની બિલકુલ ઇચ્છા નથી એમ જણાવ્યું. રાજકુમારીનો આવો જવાબ સાંભળી આખી રાજસભા સ્તબ્ધ થઇ ગઈ. રાજકુમારી આખું જીવન કુંવારી રહેશે! પણ જ્યારે રાજાજીએ એને ખૂબ સમજાવી અને લગ્ન માટે ઘણો આગ્રહ કર્યો તેમજ રાજકુટુંબની પરાપૂર્વથી ચાલી આવતી રીતિનું પાલન થવું જ જોઈએ એમ જણાવ્યું ત્યારે છેવટે રાજકુમારીએ જણાવ્યું કે-પિતાજી, ગમે તે થાય તોય મારે પરણવું જ જોઇએ એવી આપની આજ્ઞા હોય તો તેનું ઉલ્લંઘન હું નહીં કરું, પણ હું એ આજ્ઞાનું પાલન મારા મનને રુચે એ રીતે કરીશ. જો પરણવું જરૂરી જ છે તો હું એવા પુરુષને પરણીશ જે પુરૂષોમાં સિંહસમાન હશે, જે અખંડ એક પત્નીવ્રતના પાલક હશે, અને જે, મેં પૂછેલા પ્રશ્નોના ઉત્તર આપી શકશે.

રાજકુમારીનો ઉત્તર સાંભળી રાજાને કંઇક સંતોષ થયો ખરો. પણ રાજમારીના લગ્નના પ્રશ્નનો નિકાલ આજની રાજસભામાં કરવો હતો તે તો બાકી જ રહ્યો.

## [ ૩ ] પોપટ

એક વખત રાજકુમારી પોતાની સખીઓ સાથે બગીચામાં ફરી રહી હતી. ત્યાં આંબાના ઝાડ નીચે એક સુંદર પોપટ બેઠો હતો. રાજકુમારીએ ધીમે ધીમે જઇને એને પકડ્યો. હાથમાં આવતાં જ એ પોપટ બોલ્યો—"ધન્ય છે એ એક પત્નીવ્રતધારી-સ્વદારા-સંતોષી રાજકુમારને, તેની ઉદારતા, મહાનુભાવતા અને દૃઢ પ્રતિજ્ઞાપાલનને."

રાજકુમારી આ સાંભળી ચમકીઃ આ કોઈ રાજકુમારનો પાળેલો પોપટ લાગે છે. એની કર્ણમધુર વાણી મને રોમ રોમ પ્રમોદ પ્રગટાવી રહી છે. એ કુમાર કોણ હશે? મને લાગે છે મારી અભિલાષા જરૂર એનાથી પૂર્ણ થશે. કુમારી આમ વિચાર કરે છે ત્યાંતો પોપટ ઊડી ગયો. રાજકુમારી ચિંતિત થતી ઘેર આવી. એને એ રાજકુમારની રઢ લાગી.

આ સમાચાર રાજારાણીને મલ્યા એટલે તરત જ દેશવિદેશમાં માણસો મોકલી રાજા-મહારાજાઓ અને રાજકુમારોને સ્વયંવરમંડપમાં આવવાનાં નિમંત્રણ મોકલવામાં આવ્યાં.

રાજા નાભાંકદેવના મંત્રીનો પુત્ર ફરતો ફરતો શ્રી કાંતાનગરીના રાજા સિંહ પાસે પહોંચ્યો અને એમના પુત્ર સનત્કુમારને સ્વયંવર મંડપમાં પધારવાનું આમંત્રણ આપ્યું.

રાજકુમારીનું ચિત્ર પણ બતાવ્યું. રાજકુમારે કહ્યું. હું ત્યાં નહિ આવું. રાજકુમારી બીજાને પરણે અને અમે એમ ત્યાં આવીએ, એ નહિ બને.

મંત્રીપુત્ર સમજી ગયો. આ જ રાજકુમાર અમારી રાજકુંવરીને યોગ્ય છે. એટલે એણે કહ્યું—કુમારસાહેબ! આપ બહુ વિચાર ન કરશો. રાજકુમારી આપને જ પરણશે. જો આપના જેવા ગુણસંપન્ન-રૂપસંપન્ન રાજકુમારને તે રાજકુમારી ન પરણે તો તે ગુણજ્ઞ નહિ કહેવાય અને એવી ગુણહીન કન્યા ન આવે તો આપને નુકશાન પણ શું છે?

રાજકુમાર આ સાંભળી સ્વયંવરમંડપમાં પહોંચવા તૈયારી કરે છે. આવતી કાલે સ્વયંવર છે. સાંઝ સુધીમાં બધા રાજકુમારો આવી ગયા છે. આવતીકાલની તૈયારી ચાલી રહી છે. ત્યાંતો રાજકુમારીએ બધાની પરીક્ષા કરવા પોતાની દાસી ચંપિકાને મોકલી. એણે બીજા રાજકુમારોને અનેક વ્યસનોથી પીડાતા જોયા. એટલે એને એ એકે ગમ્યો નહીં. એને ગમ્યો એક શ્રીકાંતાનો રાજકુમાર 'સનત્કુમાર.' એના ભવ્ય મુખારવિંદ ઉપર સદાચારનું ઓજસ્ હતું, દ્દઢતા અને ધીરતા એના નેત્રકમલોમાં ચમકતાં હતાં. ચંપિકાને આ રાજકુમાર બહુ જ યોગ્ય લાગ્યો. ત્યાંતો એક ચિત્રકાર સુંદર ચિત્ર લઈ ત્યાં આવ્યો. રાજકુમારે તે જોયું અને એ ચમકયો! શું આવું રૂપ કોઈ માનવી સ્ત્રીમાં હોઈ શકે ખરૂં. અમૃત વર્ષાવતાં તેનાં નેત્રકમલો, હસું હસું થતું મુખડું; જાણે હમણાં જ બોલી ઊઠશે. રાજકુમારે આ ચિત્ર જોતાં જ વિચાર્યું. આવું ક્યાંક જોયું છે. ત્યાંતો યાદ આવ્યું અહીંના રાજા નાભાંકદેવની રાજકન્યા છે. ચંપિકાએ આ બધું જોઇ રાજકુમારીને કહ્યું અમને તો લાગે છે કે રાજકુમાર સનત્કુમાર આપને યોગ્ય છે. પરન્તુ એ ચિત્ર કોનું જોતા હતા તે અમે ન જોઈ શક્યાં. રાજકુમારી આ સાંભળી ચમકી, હેં આવો રાજકુમાર પણ મારે બદલે ચિત્રમાંની બીજી સ્ત્રી પ્રતિ પ્રેમ રાખે છે તે મને પરણવા આવ્યો છે; ત્યાંતો ચિત્રમાંની બીજી સ્ત્રીની પણ તૈયારી ચાલે છે. ખરેખર પુરુષ જાતિ ધૃષ્ટ છે જે એક સ્ત્રી ઉપર શુદ્ધ દૃઢ પ્રેમ નથી રાખી શકતી. મારે પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે એના કરતાં મૃત્યુ સારું છે.

## [ ૪ ] આપઘાતનો પ્રયત્ન

રાત્રિના બાર વાગ્યા છે. રાજકુમારી ધીમેથી ઊઠી બગીચામાં જઈ અરિહંતાદિ ચારનું શરણ ગ્રહી આપઘાત કરવાનો પ્રયત્ન કરે છે અને મરતી વેળા છેલ્લે છેલ્લે એકપત્નીવ્રતધારી રાજકુમારને સંભારે છે, ત્યાંતો તેના ગળાનો ફાંસો કોઈએ તોડી નાંખ્યો. રાજકુમારી નીચે પડયાં. ધબાક અવાજ થતાં જ દાસદાસીઓ આવી પહોંચ્યાં. ચંપિકા પણ આવી પહોંચી, એણે રાજકુમારીને સંભાળ્યાં એટલું જ નહિ પગ પાસે પડેલું બંડલ પણ ઉઠાવી લીધું.

મહેલમાં જઈ દીવા પાસે જઇ બંડલ ઉખેળ્યું. જોતાં જ એ ચમકીઃ આતો કુંવરીબા. જે ચિત્ર રાજકુમાર જોતા હતા, તે જ આ રાજકુંવરીએ પણ જોયું. એનો સનત્કુમાર પ્રતિ સહસ્રગણો પ્રેમ વધી ગયો. એને લાગ્યું પોપટ એમનો જ હશે, જેણે મને જીવિતદાન આપ્યું. રાજકુમાર અત્યારે મને મલે તો કેવું સારું.

ત્યાંતો ગુપ્તરીતે આવેલ રાજકુમાર ત્યાં પ્રગટ થાય છે. રાજકુમારી તેમને જોઈ બહુ પ્રસન્ન થાય છે ને સવાર પડે છે.

( અપૂર્ણ )

# નવી મદદ

૨૨૫) શેઠ જમનાભાઈ ભગુભાઇ ( ચાલુ સાલની મદદના ), અમદાવાદ.
૨૦૦) પૂ. આ. સાગરાનંદસૂરીશ્વરજીના સદુપદેશથી શ્રીગોડીજી ટ્રસ્ટ, મુંબઈ.
૧૦૦) પૂ. આ. વિજયલબ્ધિસૂરીશ્વરજીના સદુપદેશથી તપગચ્છ અમર જૈન શાળા, ખંભાત.
૫૬) પૂ. આ. વિજયકુમુદસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, બોટાદ.
૫૧) પૂ. પં. પ્રીતિવિજયજી ગણીના સદુપદેશથી શેઠ હરગોવિંદદાસ રામજી, થાણા.
૫૧) પૂ. મુ. શિવાનંદવિજયજીના સદુપદેશથી જૈનસંઘ, બોરસદ.
૨૫) પૂ. ઉ. સિદ્ધિમુનિજી તથા મુ હેમેન્દ્રસાગરજીના સદુપદેશથી આંબલીપોળ જૈન ઉપાશ્રય, અમદાવાદ.
૨૫) પૂ. ઉ. ભુવનવિજયજીના સદુપદેશથી જૈનસંઘ, સીપોર.
૨૫) શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, વઢવાણ કેમ્પ.
૧૫) પૂ. પ્ર. ચંદ્રવિજયજીના સદુપદેશથી જૈનસંઘ, સણદરી.
૧૧) પૂ. પં. પુષ્પવિજયજી ગણીના સદુપદેશથી જૈનસંઘ, સીનોર.
૧૧) પૂ. મુ. ભદ્રંકરવિજયજીના સદુપદેશથી જૈનસંઘ, માલેગામ.
૧૦) પૂ. આ. વિજયહર્ષસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, જાવાલ
૧૦) પૂ. પં. ધર્મવિજયજી ( પાલીતાણાવાળા)ના સદુપદેશથી જૈનસંઘ, વીસનગર.
૧૦) પૂ. આ. વિજયભક્તિસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, મ્હેસાણા.
૧૦) જૈનસંઘ, નંદરબાર.
૫) પૂ. મુ. ગૌતમસાગરજીના સદુપદેશથી જૈનસંઘ, કઠોર.
૫) પૂ. આ. વિજયહિમાચલસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ. ખામેલ.

---

## પૂજ્ય મુનિવરોને

હવે પછીનો અંક પ્રસિદ્ધ થશે ત્યારે ચતુર્માસ પૂરું થયું હશે. તેથી શેષકાળમાં માસિક ગેરવલ્લે ન જતાં વખતસર મળતું રહે તે માટે પોતાનાં વિહારસ્થળો યથાસમય જણાવતા રહેવાની સૌ પૂજ્ય મુનિવરોને અમે વિનતિ કરીએ છીએ.

---

**સૂચના:**—માસિક દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે, તેથી સરનામાના ફેરફારનાં ખબર બારમી તારીખ સુધીમાં અમને જણાવી દેવાં.

---

મુદ્રક:–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬–ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશક:–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઇની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

# સ મા ચા ર

**દીક્ષા** [૧–૩] અમદાવાદમાં માગસર શુદિ ૬ ના રોજ પૂ. આ. મ. શ્રી વિજય-પ્રેમસૂરીશ્વરજી તથા પૂ. આ. મ. શ્રી. વિજયરામચંદ્રસૂરિજી મહારાજે અમદાવાદનિવાસી શ્રી લાલભાઇ ચંદુલાલ, સીનોરનિવાસી શ્રી. ધર્મચંદભાઈ અને કરાડનિવાસી શિવજીભાઇ-વેલજીભાઈ–એ ત્રણ ભાઇઓને દીક્ષા આપી. અને દીક્ષિતોના નામ અનુક્રમે પૂ. મુ શ્રી. અચ્યુતવિજયજી. પૂ. મુ. શ્રી ધનવિજયજી અને પૂ. મુ. શ્રી. શાંતિવિજયજી રાખી તેમને અનુક્રમે પૂ. આ. મ. શ્રી. વિજયરામચંદ્રસૂરિજી, પૂ. આ. મ. શ્રી. વિજયપ્રેમસૂરીશ્વરજી તથા પૂ. મુ. મ. શ્રી. મુક્તિવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. [૪] પાલેજમાં પૂ. આ. મ. શ્રી. વિજયસૌભાગ્યસૂરિજી મહારાજે પીપરીયાના રહીશ શ્રી અમૃતલાલ છગન-લાલને કાર્તિક વદિ ૭ ના રોજ દીક્ષા આપી. દીક્ષિતનું નામ પૂ. મુ. શ્રી આણંદવિજયજી રાખવામાં આવ્યું. [૫–૬] મુંબઈમાં પૂ. મુ. મ. શ્રી. કૈવલ્યવિજયજી મહારાજે માગસર શુદિ ૧૦ ના દિવસે શ્રી છોટાલાલજી લલવાણી તથા શ્રી સુરતીમલજીને દીક્ષા આપી. દીક્ષિતોનાં નામ અનુક્રમે પૂ. મુ. શ્રી. કૈલાસપ્રભવિજયજી તથા પૂ. મુ. શ્રી સુધાંશુવિજયજી રાખી તેમને અનુક્રમે પૂ. મુ. મ. શ્રી. ભદ્રંકરવિજયજી તથા પૂ મુ. મ. શ્રી. મુક્તિવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. [૭] ધીણોજમાં પૂ. મુ. મ. શ્રી. જસવિજયજી મહારાજે માગસર સુદિ ૬ ના રોજ શ્રી છોટાલાલ જુમખરામને દીક્ષા આપી. દીક્ષિતનું નામ પૂ. મુ. શ્રી. મતિધનવિજયજી રાખી તેમને પૂ. આ. મ. શ્રી. વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજ-ના શિષ્ય બનાવવામાં આવ્યા. [૮–૯] રાધનપુરમાં પૂ. આ. મ. શ્રી વિજયજંબૂસૂરિજી મહારાજે માગસર સુદિ ૧૦ ના દિવસે ડભોઈનિવાસી શ્રી. હીરાલાલ મોતીલાલ તથા રાધપુરનિવાસી શ્રી. ચંપકલાલ વાડીલાલને દીક્ષા આપી દીક્ષિતોનાં નામ અનુક્રમે પૂ. મુ. શ્રી. પ્રિયંકરવિજયજી તથા પૂ. મુ. શ્રી. દેવભદ્રવિજયજી રાખી તેમને પૂ. આ. મ. શ્રી. વિજયજંબૂસૂરિજી મહારાજના શિષ્ય બનાવવામાં આવ્યા. [૧૦] સૂરતમાં પૂ. આ. મ. શ્રી. વિજયકલ્યાણસૂરિજી મહારાજે કાર્તિક વદિ ૬ ના રોજ શ્રી. મગનલાલ મણીલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ પૂ. મુ શ્રી મહોદયવિજયજી રાખીને તેમને પૂ. મુ. મ. શ્રી જસવિજયજીના શિષ્ય બનાવ્યા [૧૧] અમદાવાદમાં શાંતિનગર સોસાયટીમાં પૂ. મુ. મ. શ્રી. ચરણવિજયજીએ એક ભાઈને દીક્ષા આપી. દીક્ષિતનું નામ પૂ. મુ. શ્રી ચંદ્રવિજયજી રાખી તેમને પોતાના શિષ્ય બનાવ્યા.

**કાળધર્મ** [૧] બીકાનેરમાં ગઈ આસો વદિ ०)) ના રોજ સવારના દક્ષિણવિહારી પૂ. મુ. મ. શ્રી. અમરવિજયજીના શિષ્ય પૂ. મુ. મ. શ્રી. ચતુરવિજયજી મહારાજ કાળધર્મ પામ્યા. [૨] રાધનપુરમાં કાર્તિક વદી ૯ ના રોજ સાગરના ઉપાશ્રયમાં પૂ. મુ. મ. શ્રી. જંબૂવિજયજી મહારાજ કાળધર્મ પામ્યા.

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

वर्ष १० ‖ વિક્રમ સં. ૨૦૦૧ : વીરનિ. સં. ૨૪૭૧ : ઈ. સ. ૧૯૪૪ ‖ क्रमांक

अंक २-३ ‖ કાર્તિક-માગસર વદિ ૦)) : શુક્રવાર : નવેંબર-ડીસેંબર ૧૫ ‖ ११०-१११

## 'લૂણિગ વસહી'ના વિધાપઠો

રચયિતા-પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી

મહામંત્રી વસ્તુપાલ-તેજપાલના કીર્તિદેહને પ્રગટ કરતું આ લઘુ કાવ્ય અગદ્ય-અપદ્ય શૈલીમાં રચાયેલું છે. આ પ્રકારની અગદ્યાપદ્ય શૈલીની કૃતિઓ બહુ જ ઓછી જોવામાં આવે છે. કવિતાની પંક્તિઓમાંનાં વિરામચિહ્નોને ધ્યાનમાં રાખીને કવિતા વાંચવાથી એની સરસતા અને રોચકતા અનુભવી શકાય છે. —તંત્રી

ગુર્જરાત્રના ગરવા ગગનાંગણમાંથી
સમયના અસ્તાચલ પર સરીને
અસ્ત થઈ ગયા
સૂર્ય શા બે ચૌલુક્ય સમ્રાટો:-
એક, મહાપ્રતાપી ને ઉદારાત્મા
શ્રી સિદ્ધરાજ મહાશય,
જેણે સૌહાર્દથી સન્માન્યા
જગતના સર્વશ્રેષ્ઠ જ્યોતિર્ધર
કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રને
અને સર્જાવી સિદ્ધહેમાદિ
અપૂર્વ સાહિત્ય સૃષ્ટિને;
અન્ય, મહાપરાક્રમી ને સુકૃતજ્ઞ
પરમાર્હત શ્રી કુમારપાલ,
પરનારી-સહોદર જેણે
લૂછ્યાં રડતી રમણીઓનાં અશ્રુ
કરુણાના કોમલ હસ્તથી
અને મેળવ્યા કલ્યાણના આશીર્વાદો
નિર્વીરથી શ્રીના એ મહાત્યાગે,
જૈન શાસનના પ્રભાવક-
જે મહારાજવીએ
જગતમાં પીવાવ્યો પાઠ
સકલ જીવદયાની પ્રતિપાલનાનો,
અને અમરતા અર્પી
જગજૂની જૈન સંસ્કૃતિને
જે પ્રતાપી રાજરાજાએ.
× × × ×
એ મહારાજવીઓના આથમ્યાં,
પથરાયા ગુર્જરોની પુણ્ય ભૂમિપર
અંધાર ને આંધીના ઓછાર.
ગુજરી ચૂક્યા રાક્ષસી સીતમો
જુગજૂની જૈન સાધુતા પર
રજનીચર શા 'અજય' રાજવીના.
ધર્માંધતાની અસહિષ્ણુતાએ
ધૂળમાં મેળવ્યાં
બાહડશા મંત્રીશ્વરોનાં
દિગંતવ્યાપી મહાશૌર્ય.
કોટિ કોટિ મૂલ્યે સર્જાયેલાં*
અદૃશ્ય થયાં કૈંક પુનીત શિલ્પો
ઝેર વેરના મલિન આવરણોમાં.
દર્શન થયાં જ્યાં ત્યાં
નિષ્ઠુરતાની પરમાવધિનાં.
અપવિત્ર પગે રેલાવ્યાં

જ્ઞાનની પરબોનાં પાણી;
ભૂ-શાયી થયા
ઊર્ધ્વગામી સૌ મનોરથો.
× × × ×
કળકળી ઊઠી રૂઠેલી કુદરત.
કોપાયમાન થઈ એ કારુણ્યભરી.
[1]પાપને પાકતાં વાર ન લાગે.
કંકલોહની કાતીલ છુરીએ
લોહી રેડાણું અનાર્ય અજેપાલનાં
એના જ વંઠના હસ્તે.
[2]અહીં જ ફલ પામતાં માનવી
અત્યુગ્ર પુણ્યપાપોનાં.
મર્યો એ મત્ત રાજવી
રીબાતો ને તરફડતો
ઉપેક્ષિત શ્વાનના દુર્મોતે
રાજધાનીના જ રાજદ્વારમાં.
[3]ગુર્જરાત્રનું આ રાજ્ય
સ્થપાયું જૈન મન્ત્રીઓથી
છેક 'વનરાજ'થી ય લઈને,
એ જૈન મન્ત્રીઓનો દ્વેષી
અનુભવે ના કો'દી
સુખ-શાન્તિ-આનંદને.
× × × ×
જુલ્મોનો જુવાળ ઓસર્યો
અજયપાલના અવસાને,
પણ મંડાયાં પડતીનાં પગલાં
ચૌલુક્યોના સામ્રાજ્યની.
ભુંસાવા લાગ્યાં પાદચિહ્નો
પૂર્વજોની અમર કીર્તિનાં
અને ગુર્જરાત્રની ભરભરાટીનાં
અકર્મણ્યતાના કારમા કર્દમયોગે.
'મુંજાલ' સમા મુસદ્દીઓના
મહામોલા રાજમન્ત્રોથી
વંધ્યા બેઠી ગુર્જરત્રા.
ન શોધ્યા કે ન મળ્યા
ગુર્જરોના રાષ્ટ્રને
'સાંતૂ' સમા મહામાત્યો.
ઉદયન સમો ચાણક્યપુરુષ,
અભયકુમાર શો બાહડમન્ત્રી,
એમના રાષ્ટ્રહિતના આદર્શો
અવગણાવા લાગ્યા આજે
અજ્ઞાન ને અહંભાવથી.
મુસદ્દીઓના મહામન્ત્રવિહોણી
પ્રતિષ્ઠાહીન બની ગુર્જરી મૈયા.
ચાર ચાર સૈકાઓ સુધી ગરવી
એ ન રહી આજે ઉન્નતશિરા.
ઉકાળી ઉકળતા તૈલ-કટાહમાં
મહામાત્ય શ્રી 'કપર્દી'ને
શાપ વ્હોર્યો એણે
એના જ અવગચંડા પતિના હસ્તે.
અવગણાયો એની આંખ નીચે
પ્રપિતામહ પદનો વિજેતા
'આમ્રભટ' શો શૂરશિરોમણિ.
એના શૂરનાં પૂર ઓસર્યાં.
એ બાળને વરી!
અને પ્રહિલને ય વરી!
ધવાયાં આત્મસન્માન એનાં.
ઓશિંગણ બની એ.
લૂંટાવા લાગી એ વૈભવવતી
અન્યાય ને પાપના હસ્તે.
થઈ રહી વિહારભૂમિ
'मत्स्यगलागल' ન્યાયની.
થઈ પડયાં અરણ્યરુદન
જૈન સંસ્કૃતિથી ધડાયલાં-
ગુર્જર બાલ-વૃદ્ધ-બાલાઓનાં.
ન જોવાયાં-જીરવાયાં એ
ગુર્જરાત્રની અધિષ્ઠાત્રી-
શ્રીમતી મહણુદેવતાથી
× × × ×

---

१ पापं पच्यते द्राग् ।
२ अत्युग्रपुण्यपापानामिहैव फलमश्नुते ।
३ गौर्जरात्रमिदं राज्यं, वनराजात्प्रभृत्यपि ।
स्थापितं जैनमन्त्र्यौघैस्तद्द्वेषी नैव नन्दति ॥१॥

દેશરક્ષિકા શ્રીમહણદેવીએ
ઉદયનાં સમણાં સમર્પ્યાં
ધવલકકના રાણક 'લવણપ્રસાદ'ને
અને વળી તેના પુત્ર 'વીરધવલ'ને.
'રાજ્ય પ્રતાપ ને ધર્મની–
અતીવ અભિવૃદ્ધિને માટે
સંગ્રહી લ્યો મન્ત્રીશ્વરના પદે,
શશી–સૂર્યના અવતારસમા
શ્રી વસ્તુપાલ–તેજપાલને.
ભંડારો ભરે રાજ્યના શ્રીથી
મહારથી રાજવીઓ,
નીતિથી એ સમુન્નતિને પામે
મહામન્ત્રીશ્વરોના મતિ–હસ્તે.
શોધી સમ્મતિ પિતા–પુત્રે
કવીશ્વર શ્રીસોમેશ્વર દેવની.
ઓળખ આપી એ બે બંધુઓની
રાજના મહામાનીતા–
'પુરુષ સરસ્વતી'એ કુલગુરુએ:–
"ગુર્જરીના આત્મ શા
મહાનુભાવ મન્ત્રીમહાન્ત્રીઓથી–
અતીવ પ્રૌઢિમાને પામેલો
પુનીત પ્રાગ્વાટોનો વંશ.
એ પ્રાગ્વાટ વંશમાં
કુમારદેવીની કુખે ઉદ્દભવેલાં
ઠક્કુર આસરાજે સંસ્કારેલાં
મહી–મહામૂલાં રત્નો
શ્રી વસ્તુપાલ ને તેજપાલ.
સર્વ કલાના કુલગૃહ એ બાંધવો.
હૂબહૂ ઊઠયાં છે એઓમાં
ન્યાયની મૂર્તિનાં ઘડતર.
શ્રાદ્ધ સંસ્કૃતિના અવતાર શા
કૃતજ્ઞશિરોમણિ સેવાર્થીઓ એ.
અગણિત ગુણોનાં ગાન કરતી
એમની સુભગ આકૃતિ.
ભર્યાં છે ભારોભાર
કુલની વિશુદ્ધિનાં સૂચન
એમની મોહક નમ્રતામાં.
આંખમાં ઊગેલાં દિસે
રાજનીતિનાં ઊંડાં અધ્યયન.
વાણીમાં પલ્લવિત પૂરાં
સર્વ શાસ્ત્રનાં પઠન.
ઉન્માદે નથી સ્પર્શ્યું યૌવન.
નથી એમનામાં ધનમદનો સંભવ.
સાવ સરલતાનો જ સંસાર–
ઉતાર્યો છે જીવનમાં એમણે
એવાં દિસતાં એમનાં દર્શન"

× × × ×

મહાકવિ કુલગુરુએ કથ્યા
એવા જ હતા એ બંધુઓ–
વિશ્વના વત્સલ બંધુઓ
શ્રી વસ્તુપાલ—તેજપાલ.
વાંચી સોમેશ્વરની સ્વભાવોક્તિને
આદર ઉભર્યો ગુણજ્ઞ ઉરમાં
રાણક શ્રી વીરધવલના ય.
ગૌરવ વર્યાં એ ભ્રાતૃયુગલને.
એકને આધિપત્ય સમર્પ્યું
સ્તંભનતીર્થ ને ધવલકકનું:–
ઘણાં વાવાઝોડાંથી વીંઝાયલાં
ભરતી ઓટના આરે ઊભેલાં
હાલનાં એ 'ખંભાત' ને 'ધોળકા'.
અનુપમાદેવીના પ્રાણપ્રભુ
પરમ ભ્રાતૃભક્ત
સૂર્ય શા તેજસ્વી તેજપાલને
બનાવ્યો રાજમન્ત્રનો અધિષ્ઠાતા.
પહેલાંથી ય હતો એ રાજસુહૃદ,
અને એની અનુપમાદેને
હતાં સબળ સખ્ય રણવાસનાં.
અમૃત રેલાયાં એ પરમમૈત્રીમાં.
ગંઠાણી પરમ ગોઠીયાની ગાંઠ
સહૃદયી રાણકની સાથે
સૌભાગ્યશેવધિ શ્રીતેજઃપાલની.
બન્ને એ રાજનો પરમ સુહૃદ.

× × × ×

અંધારાં ઉલેચવા માંડ્યાં ગુર્જરીનાં
શશી–રવિ શા આ સહોદરોએ.
પ્રજાવત્સલ પિતાની જ્યમ,
કોમલ કર ફરતા એમના
વિનમ્ર પ્રજાની પીઠે
અતીવ કોડથી ને ઊંડેરા હેતથી.
ચંદ્રિકા શા ઉજ્જ્વલ ન્યાયથી
ઉભરાવા લાગ્યા રાજના ભંડારો
પુણ્ય પુરુષ વસ્તુપાલના ઉદયે થતી
દ્રવ્યની અખૂટ ભરતીએ.
કરતા એ સપૂત મંત્રીઓ
ગુર્જરી માતાનું રક્ષણ
અતિ તેજસ્વી બુદ્ધિની તલવારે.
રક્ત રેડવા રેડાવવાનો
પ્રાયઃ અણગમો હતો એમને.
એમની જૈનત્વજીવનની શ્રદ્ધામાં
એ શોભિત ને યુક્ત જ હતું.
અગવડે જ આદરાતા યુદ્ધના અપવાદો
એ મહારથી વીર મન્ત્રીઓથી.
એમની મન્ત્રણાએ જ કામણ કર્યાં
દૂર દૂરની દેશાન્તરીય ભોમને.
કરતા એ મન્ત્રીઓ
[1]અ–કરથી કોશની ભરતી,
દેશનું રક્ષણ કરતા
મનુષ્યોના અસંહારથી,
પ્રદેશને વિસ્તારતા
યુદ્ધના અનારંભથી.
આવો હતો એમનો મન્ત્રીમન્ત્ર,
છતાં વીરહાક વાગતી
એમની ચતુરંત દિગન્તરે.
એમની ઊંડી મન્ત્રણાએ–
અને અમાપ ખડગ શૌર્યે
વિજયવરમાલાઓ પ્હેરાવી એમને
ત્રેસઠ ત્રેસઠ વાર.

૧ अकरात् कुरुते कोशमवधाद् देशरक्षणम् ।
बुद्धिवृद्धिमयुद्धाच—

અપકીર્તિનો એકે ડાઘ ન લાગ્યો
અઢાર અઢાર વર્ષના
એમના મન્ત્રવ્યવહારમાં.

×　×　×　×

સુવિશુદ્ધ અને સફલ હતા
સકલ ગૃહવ્યવહારો ય
વસ્તુપાલ અને તેજપાલના.
હતા પરમ માતૃભક્ત
વીરધવલના એ મન્ત્રીશ્વરો.
ગૌરવમાં ય પૂજારી હતા
સ્ત્રીઓની તે માતૃશક્તિના.
પૂરી રહ્યાં છે એની શાખ
કુમારદેવીનાં સ્મારકો
સૌરાષ્ટ્રની પુનીત ભૂમિમાં—
અને ઇતિહાસના અમર પાને.
અપાર હતા એમના અંતરમાં
માતૃભક્તિના મનોરથો.
પણ પુરાયા વિશ્વમાં
કોઈના ય બધા મનોરથો ?
માલવવિજયના જયજયારાવો
મયણલ્લા માતાના શ્રવણે
સુણાવવાના કોડ જાગ્યા'તા
મહારાજા શ્રી સધરા જેસીંગને.
એવી જ ઉરની આતુરતાથી;
શ્રી શત્રુંજયના પુનીત શિખરે
આરતીના મંગલ પ્રસંગે,
કો' કલાકારે સર્જેલી
માતની મૂર્તિનું નિરીક્ષણ કરતાં,
પુણ્યકાર્યોના જયવાદો
કુમારદેવી માતાના કર્ણે
સુણાવવાના કોડ જાગ્યા
મંત્રીશ્વર શ્રી વસ્તુપાલને.
પણ શમ્યા એ કોડ
અંતરના નીસાસા અને—
[2]'માતના અણહોતા

૨ मा स्म सीमन्तिनी काऽपि, जनयेत् पुत्रमीदृशम् ।
गुरुदुर्भाग्यफलं यस्य, मृतमातुरनन्तरम् ॥

મોટાં ભાગ્ય ખીલી ઊઠે
એવા સુતને ના પ્રસવે
વિશ્વમાં કો' સીમન્તિની '
એ સૂકતની ઉક્તિ સાથે
અનુપૂર્વા જ કરમાયા.

× × × ×

કલ્પવેલી કામધેનુ શો
સદા ફળતો ફૂજતો
હતો 'સમારીજન
શ્રી વસ્તુપાલના ગૃહાભ્યન્તરે.
લાલિત્ય ભરી 'લલિતાદેવી'
શોભતી અને શોભાવતી
વસ્તુપાલના અંતરવ્યવહારને.
ઉપજાવતી અંતરના ઊંડા જપે
ગૃહનાં મંગલ-કલ્યાણો
સદા સંતોષિની 'સોખુદેવી'.
કુંકુમ પાથર્યાં સોથી ય વધુ
મન્ત્રીશ્વરોના ગૃહવ્યવહારમાં
કુંકુમ પગલાંની 'અનુપમાદેવી'એ.
હતી એ ગુણોથી ય
પૃથ્વીતલમાં અનુપમા.
શ્યામરૂપધારિણી એ
સાક્ષાત્ લક્ષ્મી જ હતી.
સરસ્વતી શી પરમ વિદુષી
હતી એ તેજપાલની પ્રણયદેવી.
આસરાજના કુલગૌરવની
હતી એ સદા ય ફલવતી આશા.
ભર્તામાં દૈવત ભાળનારી
એ મહાસતીએ
દાગીનામાં દૈવત ન દેખ્યાં.
નારીજીવનમાં જીવનથી ય ચઢતાં
મહિયરીયાનાં મોંઘાં ધન—
ભવ્ય દિવ્ય આભૂષણો,
એ એણે આગળ ધર્યાં
રાજરાણી 'જયતલદેવી'ના ચરણે
પતિ-રાજની સ્હેજ પ્રેરણાએ !

કુટુમ્બના ગૌરવ કાજે
કરાયલા એ ત્યાગમાં
મહાભાગ્ય મનાયાં અનુપમાદેથી.
ચંદ્રાવતીના ધનકુબેર ધરણિગની
કુલકન્યા અનુપમાએ
કરેલી આ ઔદાર્યની વાવણીએ,
અનાહત વપન થયાં
મોખરા મન્ત્રીપદનાં બીજ.
અંકુરિત થઈ અંતે એ
ખૂબ જ ફૂલ્યાં ને ફળ્યાં
એની જ મતિમન્ત્રણાના
સમયે સીંચાયા સલિલથી

× × × ×

સદા ય માન્ય થતી
અનુપમા એ ગૃહમન્ત્રણામાં,
અને મુશ્કેલીના સમયે
મન્ત્રીમન્ત્રણામાં ય.
જિતાયા જયેઠો પણ
એ પતિવ્રતાનાં બુદ્ધિચાતુર્યે.
સમાયાં સઘળાં સ્વજનો
એની ઉદારતાની સોડમાં.
વિવેકના વશીકરણે
એની આમન્યા ન'તી મુકાતી
મહારથી મન્ત્રીશ્વરોથી ય.
જીવનની સાથે વણાયેલા
એના કોમલ હૃદયના
આર્જવભર્યા અતિચિનમ્રભાવો
સર્વનાં હૃદયોને નમાવતા.
એની અથાગ બુદ્ધિ માટે
અત્યાદર સાથે ઈર્ષ્યા ઊગતી
તેજપાલના અંતરમાં ક્યારે
અને તે પોષતી પ્રણયપ્રણાલીને.
બોલતા મુનિવરો ય
એ મહામાનસની બિરૂદાવલી.
પુણ્યના પથે ભૂલતાં
સ્વજન અને મન્ત્રીશ્વરોને

સદા પથ-પ્રદર્શક હતી
પુણ્યભૂમિના ભોમીયા શી એ.
'વણુ ટેકે ભૂપનાં ભવાં પર ટકેલી
સેવકોની ચંચળ લક્ષ્મીને'
નિશ્ચલ કરવાનો કીમિયો
આબાદ જાણતી એ
કુદરતની અજબ કીમિયાગરણુ.
ગિરિશિખરોના ગગનાંગણમાં
મણિ રત્ન ને હેમેમઢયા—
દંડ-કલશના ગેડી-દડાથી
રમતી ને ખેલતી
એની પુણ્યપરિચિત દૃષ્ટિ,
ભોયદાટયા કૃપણકલશોથી
સદાય અંતરનાં રીસામણાં કરતી–
અને ફરજ પાડતી તમને
પોતાની મનવણીના માટે.
હતી એ મહામીમાંસક
કર્મવિજ્ઞાનના સિદ્ધાન્તની.
કાળની કસોટીએ કસાતા
અને અકસ્માત્ પલટાતા—
ભાગ્ય ભવિષ્યની દીર્ઘદર્શિની એણે
શીઘ્ર સર્જાવ્યું અર્બુદગિરિ પર
સારી સૃષ્ટિના શણગાર શું
'લૂણિગ' જ્યેષ્ઠનું સ્મૃતિચિહ્ન.
ભલેને એમાં હોય પછી,
'લૂણસિંહ' સુતનાં વાત્સલ્ય
કે સારા ય સ્વજનનાં સમર્થન.
સેવાધર્મની પરમ ગહનતાને પીછાનતી
સાચી સેવિકા એ
મન વચન કાયાથી સેવતી
સદા ય કૌટુમ્બિક સભ્યોને.
એ જ માન્યા'તા એણે
નિજ જીવનના લૌકિક લ્હાવ.
લોકોત્તર લ્હાવને સર્જતી
એની એ લૌકિક લ્હાણીઓ.
વીણાના કોમલ રણકાર શી
ગંભીર સ્થિર વાણીની વિધાત્રી
એ હતી વાગ્સારા વાગ્દેવતા
મોતીના મણુકાશાં પ્રસન્ન
ઈક્ષુના વિકાર શાં મધુર
એનાં પુનીતપ્રાય વચનો
પાવન કરતાં પતિના ઉરને–
અને તેની ભાવુક ભાવનાને.
કુટુમ્બપરનાં એનાં સન્માન
પ્રતિપડઘા પાડતાં,
એની યશગાથાને લલકારી
એને જ સત્કારતાં સન્માનતાં.

× × × ×

હતાં આવાં માતનાં
અને અન્ય સર્વ નારીઓનાં
સદા ય દૈવી સન્માન
એ મન્ત્રીશ્વરોના ગૃહસત્રમાં.
પ્રગટાવ્યાં આ વિવેકે
અખૂટ નિધાન
એમના પગલે પગલે.
પિતૃપૂજનના કોડથી શું
એમના સંતોષસાગરમાં
સમાવાની સમીહા કરતો,
મહાનુભાવ રત્નશ્રેષ્ઠીનો—
અનન્ત પ્રભાવશાલી
શ્રી દક્ષિણાવર્ત મહાશંખ.
પુણ્યપુરુષોમાં ઉત્તમ એઓ
હૃદયંગમ સ્વામી હતા
શ્રીમતી લક્ષ્મી દેવતાના.
સદા ય ચપલા ને ગર્વિષ્ઠા
એ શ્રી દેવતા
પ્રાયઃ નીચગામિની છતાંય
ઉચ્ચહૃદયી એ પ્રિયતમોના
સૌભાગ્ય-અંકને ન છોડતી
સહી લેતી એ શ્રીદેવી
ઉપેક્ષા ને અવગણનાને.
સદ્‌ભાગ્યના વશીકરણથી
સદા વસ્યાનું જીવન વીતાવતી
અતીવ સ્થિરતાને આદરી

આધીન બની બેઠી એ
સદાય આ મન્ત્રીશ્વરોની સોડમાં.
શ્રી સન્માનતી એમને.
અવસરે એઓ પણ શ્રીને
યોગ્ય રીતે સન્માનતા.
આવડયાં સાચાં પૂજન શ્રીનાં
નારી પૂજક એ નરપુંગવોને.
[1]'સર્વે ગુણો સોનામાં વસે'
પણ કો'કને જ આવડે
એ ગુણો કેળવવાની કળા.
એ કળાએ બન્યાં
ગુર્જરીનાં અમોલ શણગાર
એ બે બંધુઓ ને
ઓલી અજબ અનુપમા.

× × ×

શણગારી ગુર્જરી જન્મભૂમિ
ઉદાર દિલની એ ત્રિપુટીએ
દિવ્ય દેવળો સર્જીને
ઔદાર્ય ખડકયું એમણે
'લૂણિગ' વસહીના અલૌકિકમાં.
ગુર્જરીના અંબોડામાં ગુંથાયલું
અજબ અવનવા ઉકેલપાડયું એ
અમોલ શિલ્પરત્ન.
'વિમલ' વસહીની નાની બ્હેનશું
અર્બુદગિરિ પરનું
મન્ત્રીભક્તિનું એ મહાસ્મારક.
આજેય જે જગતની દૃષ્ટિને
ગરકાવ કરી દેતું
કૌતુક ને ભક્તિના
અતિ ઉંડેરા મહાસરવરીયામાં.
એના અજબ શિલ્પ-ઘડતરમાં
પ્રસ્તરના તસુતસુએ
મન્ત્રીશ્વરોની ને અનુપમાની—
અનન્ત યશઃકીર્તિના
સાર્થક અક્ષરો ઉઠાવ્યા
મહાસૂત્રધાર શોભનના ટાંકણે.
રક્તથી રંગાય શૌર્યનાં સ્મારકો,
મોહના મળ જામે સ્નેહનાં સ્મારકોમાં,
શહેનશાહી સ્મારકોમાં
ઊંડે અક્ષરો
બળજબરીની અરેરાટીઓના.
ઈર્ષ્યાનાં ને વૈરનાં ઝેર હોય,
મોહનાં કેરી કુતૂહલ હોય,
જુલ્મ ને અભિમાનના આડંબર હોય,
એ અવનવાં સર્વ સ્થાપત્યોમાં.
જગવે એ વાસનાના વાવંટોળોને.
શોધી ન જડે એ સ્થાપત્યોમાં
ભક્તિની ભોમમાં ઊગતી
અમર આનંદની આશા.
ભક્તિનાં અમૃત અણુપીધે
અમર બન્યા કોના આનંદો !
લૂણિગવસહીનાં વિધાપકોની
ભક્તિના પ્રદર્શન સમું
ભાવ્યું છે એ દેલવાડાનું દેવળ !
એ પરમભક્તિની પ્રતિમામાં
ભ્રાતૃત્વસ્નેહ કે પુત્રવાત્સલ્યની
પુનીત પ્રશસ્ત પ્રેરણાનો
ઝળહળી રહ્યો છે અનુપમ ઓપ;
આજેય જે આંજી નાખતો
ભક્તિના ભાવુક યત્રિકોને.
બ્રહ્મચર્યના આબાલ પૂજારી
પરમપ્રભુ શ્રીનેમનાં દર્શનથી
ત્યાં કોણ ના ઉજાળે આત્મને ?
સદ્ભાવનાં સોહામણાં ચક્ષુએ
કોણ ના વાંચે પુણ્યશાળી
મંત્રીઓની એ પુણ્યપ્રશસ્તિને ?
મંત્રીઓનો બંધુમેલડીએ—
અને પ્રેરણાની પ્રતિમા શી અનુપમાએ
અવતારેલી
ભક્તિની એ અમરગંગામાં
કોણ ના ઝીલે ભાવુક માનવી ?
અમર જળો એ શાન્તિની જ્યોત

[1] सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते ।

વર્ષ ૧૦ : અંક ૫ ]      તંત્રી–ચીમનલાલ ગોકળદાસ શાહ      [ ક્રમાંક ૧૧૩

## વિ ષ ય – દ ર્શ ન



લવાજમ–વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક–ત્રણ આના

## विशेष ज्ञातव्य

लेखक—श्रीयुत अगरचन्दजी नाहटा

(१) 'श्री जैन सत्य प्रकाश' के गतांक (क्रमांक ११२) में मुनि कांतिसागरजीका "पांच अप्रकाशित लेख" शीर्षक लेख छपा है। उन लेखोंमेंसे नं. १ बीकानेरके सुप्रसिद्ध मंदिर भांडाशाहकारित सुमतिजिनालयके किलेके अन्तर्वर्ती श्रीसीमंधरस्वामीके मन्दिरका है। नं. ३ के लेखवाली क्षमाकल्याणजीकी पादुका भी बीकानेरमें विद्यमान है। नं. ४ वाला लेख बीकानेर रियासतके सरदारशहरके पार्श्वनाथ मंदिरका है। ये तीनों लेख हमारे "बीकानेर जैन लेख संग्रह" नामक ग्रन्थमें शीघ्र ही प्रकाशित होनेवाले हैं। नं. ५ वाला लेख महिमापुरका है ही। महिमापुरके सुविधिजिनालयका निर्माण उपाध्याय श्री क्षमाकल्याणजीके उपदेशसे होनेका शिलालेखमें उल्लेख है। उसके सम्बन्धमें उपाध्याय क्षमाकल्याणके गुरु अमृतधर्मगणीजी अपने 'महिमापुरमंडण सुविधिजिनस्तवन' में इस प्रकार उल्लेख करते हैं—

श्री महिमापुर मंडण सोहे, प्रभु मंदिर सुरतरु मोहे।
देखत ही भवदुःख विछोहे, वर शिवमंदिर अवरोहेजी ॥५॥
वरस अढारैसे पैंताले, शुदि माघ मास अजुवालेजी।
इग्यारस दिन चैत्य मझारे, प्रभु पधराये सुविचारेजी ॥६॥
साहिब सुविधि जिनेसरराया, सुरनरपति सेवित पाया।
वाचक अमृतधर्म गणीशे, प्रभुगुण गाया सुजगीशेजी ॥७॥

(२) इसी अंकमें पू. मु. श्री. जयंतविजयजीने रौप्याक्षरी कल्पसूत्रकी प्रशस्ति प्रकाशित की है। उसमें प्रशस्तिमें दिये हुए संवत के सम्बन्धमें आपने "समन्वय मुझेकम् क्रे" लिखा है। पर मेरे नम्र मतानुसार उसका समन्वय तत्त्वयुग शब्दका अर्थ दो वार तत्त्व (अर्थात् तत्त्व तत्त्व) करनेसे हो जाता है। रावगतीर्थके भी अन्य उल्लेख प्राप्त हैं, जिनके विषयमें फिर कभी प्रकाश डालूंगा।

---

સૂચના:—માસિક દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે, તેથી સરનામાના ફેરફારનાં ખબર બારમી તારીખ સુધીમાં અમને જણાવી દેવાં.

---

મુદ્રક:—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય—અમદાવાદ. પ્રકાશક:—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष १० | विक्रम सं. २००१ : वीरनि. सं. २४७१ : ई. स. १९४५ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ५ | ફાગણ સુદિ ૩ : ગુરુવાર : ૧૫ મી ફેબ્રુઆરી | ११३ |


# પ્રાચીન ગુજરાતી કાવ્યો

સંગ્રાહક તથા સંપાદક
શ્રીયુત સારાભાઈ મણિલાલ નવાબ

[ કાવ્યાંક ૩ ]

[ શેઠ. આણંદજી કલ્યાણજીની પેઢીના તરફથી ચાલતા "જૈન ડીરેક્ટરી વિભાગ" ના કામકાજ માટે હું મેવાડ પ્રદેશના પ્રવાસે ગયો હતો. તે વખતે ચીતોડ શહેરમાં યતિ શ્રી કેસરીચંદજી ઋષિના સંગ્રહમાંથી યુગપ્રધાન શ્રી જિનચંદ્રસૂરિને લગતાં શ્રી જયમંદિર ગણિ વિરચિત બે ગીતોનું એક પાનું, મને પ્રાપ્ત થતાં, યતિજીના શિષ્ય શ્રીવિજયચંદજીએ મને મારા સંગ્રહ માટે આપ્યું હતું. આ પાનાનાં બે ગીતો પ્રાચીન ગુજરાતી ભાષાની દૃષ્ટિએ મહત્ત્વનાં લાગવાથી અત્રે રજુ કરું છું.]

કદઈ પૂજ પધારિસ્યઈ, હું ગાઊં રે ગરુયઉ ગછરાજ;
એ ગુરુ મુજ મન નિતુ વસઇ, તુજ નામઈ રે હરખ્યઉ મન આજ. કદઈ૦ ૧
શ્રી જિનચંદ્રસૂરીશરુ, કહિનઇ રે પંથીયા લાઈ વાત;
કણિ નયરઈ કહિ આવસ્યઈ, હું પૂછું રે ગુરુજી દિનરાત. કદઈ૦ ૨
નયણ વયણ મન ઉલ્લસઇ, જિમ દેપી (ખી) રે બાબી (પી) ઘડા મેહ;
તિમ જિનચંદસૂરિ નિતુ વસઈ, મન[1] મોરઇ ગુરુ આવઈ એહ. કદઈ૦ ૩
અમૃત વચન ઉપદેસતા, પૂજ આવઇ રે રુડી ગજગતિ ગેલિ;
ગામ નયર પુર વિહરતા, જાણે પ્રગટી રે જગિ મોહણવેલિ. કદઈ૦ ૪
ઢોલ દમામા ડુકબડી, ચંગ વાજઈ રે રૂડી ભેરસ્યું તાલ;
સંપ(ખ) નફેરી તિંબલડી, ગુણ ગાવઇ રે નારીય રસાલ. કદઈ૦ ૫
ચઉવિહ સંઘ સહૂ મિલી, મિલિ વાલઉ રે ગુરુ નયર નિવેશ;
વંદન આવઉ ચાહસ્યું, તનુ રવિ રવિ રેનીક સુંદર વેશ. કદઈ૦ ૬
રીહડ વંસઈ સોહતા, ચિર પ્રતપે રે ગુરુ મહીયલિ ચંદ;
જયમંદિર ગણિ વીનવઈ, મુઝ થાજ્યો રે દિન દિન આણંદ. કદઈ૦ ૭
॥ શ્રીગુરુ ગીતં ॥

## શ્રી જયમંદિર ગણિ વિરચિત. જિનચંદ્રસૂરિ ગીત. ૨

પંથીડા સુણિ મુજ વાતડી, ગુરુજી કેતી દૂરિ લાલ રે;
ઊમાહઉ મુજ વાંદિવા, આસ્યા મનકી પૂરિ લાલ રે. પંથીડા૦ ૧
કબ આવઇ ઇણિ દેસડઇ, દિન દિન જોઉં વાટ લાલ રે;
શ્રીજિનચંદ સોહામણુઉ, દેખી (ખી) ટલઈ ઊચાટ લાલ રે. પંથીડા૦ ૨
તે દિન કબહીં આવિસ્યઇ, આઇ મિલઇ ગછરાય લાલ રે;
તુમ્હ સંદેસઉ જે કહઇ, જાઈ લાગું તસુ પાય લાલ રે. પંથીડા૦ ૩
શ્રીગુરુ વાંદણુ ઉમ્હહી, વીસર ગએ ગૃહકાજ લાલ રે;
રાત દિવસ સુપનંતરઇ, દેખું હું ગુરુરાજ લાલ રે. પંથીડા૦ ૪
વચન સુધારસ પીયસ્યું, નિરમલ કરસ્યું દેહ લાલ રે;
સાંભલજ્યો મુજ વીનતી, કરજ્યો સરસ સનેહ લાલ રે. પંથીડા૦ ૫
સતપંચ મિલઉ સહેલીયાં, ગાવઉ ગુરુની ભાસ લાલ રે;
થાલ ભરી મુગતાફલે, પુરું મનકી આસ લાલ રે. પંથીડા૦ ૬
શ્રીગુરુ દરસણુ દેખતાં, પાપ ગએ સબ દૂરિ લાલ રે;
જયમંદિર મુનિ ઇમ ભણઇ, અંગઇ આણંદ પૂરિ લાલ રે. પંથીડા૦ ૭

॥ યુગપ્રધાન શ્રીગુરુરાજગીતં ॥

---

# હોળી

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી (ત્રિપુટી)

દિવાળી અને હોળી એ બન્ને હિન્દુસ્તાનમાં પ્રચલિત તહેવારો છે. આ બન્ને તહેવારોનો ફરક "નાને દીવે દિવાળી અને મોટે દીવે હોળી" એ રીતે અંકાય છે. દિવાળીનો ઇતિહાસ જેટલો સ્પષ્ટ છે,× તેટલો જ હોળીનો ઇતિહાસ અસ્પષ્ટ છે.

કોઇક વિદ્વાન માને છે કે—શ્રાવણી પુનમ, દશેરા, દિવાળી અને હોળી એ ચારે તહેવારો અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રના તહેવારો છે. પરન્તુ આ માન્યતા બંધ બેસતી નથી. કેમકે શું બ્રાહ્મણ કે શું શૂદ્ર ચારે વર્ણો દિવાળીને બરાબર રીતે ઉજવે છે અને હોળીને પણ એવા જ રસપૂર્વક ઉજવે છે. હોળીની શરૂઆત હિંદમાં કઇ રીતે થઈ, તે માટેના જુદાજુદા ઉલ્લેખો મળે છે, જે પૈકીના કેટલાએક નીચે મુજબ છે—

### પ્રાચીન માન્યતા—ઓળાની મોસમ—

હોલાકા કે હોલિકા માટે વેદમાં કશોય ઉલ્લેખ નથી. મીમાંસાકાર જૈમિનિજીકૃત પૂર્વ મીમાંસામાં હોલાધિકારમાં 'હોલાકા' નું માત્ર સૂચન મળે છે કે—

**प्रतीच्यां होलाचारदर्शनेन तदर्था होलाका आचरणीया ॥**

પશ્ચિમમાં હોલાકાનો ઉત્સવ ઉજવાય છે, તો હોલાકા ઉજવવી.

હોલાકાનો ગુજરાતી અર્થ "ઓળા" અને "પોંક" થાય છે. ઘઉં, ચણા, વટાણા

---

× "દિવાળી" માટે જુઓ, જૈન સત્ય પ્રકાશ વ૦ ૧૦ અંક ૧.

વગેરેના ફાગણ મહિનામાં ઓળા પકાય છે. લોકો એકઠા મળી "ઓળા" પાડી આનંદ મનાવે તેનું નામ "હોલાકા ઉત્સવ" છે. આ હોલાકામાંથી હોલિકા કેમ બન્યું એ પ્રશ્ન જટીલ જ છે. છતાંયે કોઈ કોઈ વિદ્વાન જણાવે છે કે—હોલાકા અને આંબાની મંજરીના પીણામાંથી હોળિકા અને વિજયાપાનનો જન્મ થયો છે. પુરાણસમુચ્ચયમાં શ્લોક છે કે—

वृत्ते तुषारसमये सितपञ्चदश्यां, प्रातर्वसन्तसमये समुपस्थिते च ।
संप्राश्य चूतकुसुमं सह चंदनेन, सत्यं हि पार्थ! पुरुषोऽथ समाः सुखी स्यात् ॥

અર્થાત્ ઠંડી જાય અને વસન્ત આવે ત્યારે પખવાડીયું વિતાવીને ચંદન સાથે પાણીમાં વટેલ આંબાના મોરને પીવો.

આવતી ગરમીની મોસમ સતાવે નહીં તે ખાતર પ્રાચીન કાળમાં આ પ્રયોગ આવશ્યક મનાતો હશે, પણ લોકોએ તો તેને સ્થાને ભાંગ, ગાંજા અને દારૂને જ દાખલ કરી દીધાં. આજેય ઉનાળામાં સરબત કે છાશને બદલે દારૂ અને ચાનો વધુ આદર થતો જોવાય છે. આ રીતે હોલાકામાંથી હોળીએ—આમ્રમંજરીપેયમાંથી વિજયાએ વિજય લૂંટવી લીધો છે.

શ્રીમાન હરિપ્રપન્ન હોલાકા અને હોળીનો સમન્વય કરતાં લખે છે કે—

होलाकाका उत्सव पुराना है? अथवा होलिकाका?। हमारा विचार है कि-होलाकाका विधि अति प्राचीन है, होलिकाका प्रचलन पीछे हुआ है। इसमें अनार्य भाव है। अनार्य लोग रोगको राक्षसी द्वारा उत्पन्न मानकर उसे गालियां देते थे तथा उसे कल्पित रूपसे जलाते थे। आर्यों ने इस उत्सवको जब अपनाया तब उसकी राकाकी वन्दना होने लगी और राजा भी उत्सवमें सम्मिलित होने लगे। उत्सवमें अछूत भी रहते ही थे इसीसे यह बात शास्त्रीय हो गई कि होलीमें चण्डालस्पर्श आवश्यक है। होलिकोत्सवकी उत्पत्ति अनार्योंने की थी अत एव होलिका जलानेके लिये लड़के आग चण्डालके घरसे लाया करें यह वचन हिन्दु धर्म ग्रन्थोंमें उपलब्ध होता है।

—[ बांकीपुर-पटनासे प्रकाशित, ता. १३-३-१९३०, वि. सं. १९८६ फा. शु. १३ गुरुवारकी, हिन्दी साप्ताहिक पत्रिका "शिक्षा" वर्ष ३२ सं. ६७ पृ. ५६, ]

લેખક મહાશય સાફ સાફ જણાવે છે કે—હોળીનો તહેવાર તે અનાર્યોનો તહેવાર છે અને અર્વાચીન છે. તે માત્ર ગતાનુગતિક રૂપે આર્યોમાં ચાલુ રહ્યો છે.

એક લોકોક્તિ ચાલે છે કે—चैत्रे तु भ्रमणं पथ्यमथवा वह्निसेवनम् ॥ એટલે કે ચૈત્ર મહિનામાં પરિભ્રમણ અને અગ્નિસેવન તે લાભકારક છે. હિન્દી ચૈત્ર મહિનો હોળીને બીજે દિવસે જ શરૂ થાય છે. એટલે આ હિસાબે હોળી વાસ્તવિક વસ્તુ બની જાય છે. પરન્તુ ભૂલવું ન જોઈએ કે-ઉપરની લોકોક્તિ હંમેશાને માટે પરિભ્રમણ અને તાપસેવનની સિફારસ કરે છે. માત્ર એક દિવસ માટે અને તે પણ ચૈત્ર સિવાયના દિવસ માટે નહીં. એટલે કે એ ઉક્તિ હોળી માટે છે એ માનવું તે ભ્રમણા માત્ર છે.

શ્રીયુત મોતિલાલ મિશ્ર "ભ્રમણ" B. A. માને છે કે દરેક સ્થાનોમાં હોળી પ્રકટાવવાથી શિયાળાની ઠંડીથી દૂષિત થએલ વાયુમંડલ સુધરે છે, ઠંડીથી ઉત્પન્ન થએલ રોગો નાશ પામે છે અને ઉત્સવોથી ઋતુ પલટાના કારણે ઉત્પન્ન થએલ શારીરિક શિથિલતા પણ દૂર થાય છે. એમ કોઈ કોઈ વિદ્વાન સ્વાસ્થ્ય માટે પણ હોળીનું સમર્થન કરે

છે. પરન્તુ હોળી વડે મનનું, વાણીનું કે શરીરનું સ્વાસ્થ્ય કેટલું કેળવાય છે એ જનતાની જાણ બહાર નથી.

એક વિદ્વાન તો હોળીને જગતની રચના સાથે જ જોડી દે છે. બ્રહ્મપુરાણમાં શ્લોક છે કે—चैत्रे मासि जगद् ब्रह्मा, ससर्ज प्रथमेऽहनि ॥

બ્રહ્માજીએ ચૈત્ર મહિનાના પહેલા દિવસે જગત્ બનાવ્યું અને કાળ બનાવ્યો.

કુદરત આ દિવસોમાં લીલીછમ ભૂમિ બતાવી દર સાલ વાર્ષિકોત્સવ મનાવે છે. લોકો "હોલિકોત્સવ" વડે માત્ર તેને અનુસરે છે.

ઉપરના ઉલ્લેખો હોલાકાને પ્રાચીન અને હોળીને અર્વાચીન ઠરાવે છે. જો કે કોઈ કોઈ વિદ્વાન તેની વાસ્તવિકતા–ઉપયોગિતા માટે વિવિધ કલ્પના કરે છે, પણ કલ્પના તે કલ્પના જ, જ્યાં પ્રાચીન પુરાવા મળતા નથી ત્યાં કલ્પનાનો ઢોળ કઈ રીતે ટકી શકે! સારાંશ એ છે કે હોળીનો પ્રાચીન ઉલ્લેખ મળતો નથી.

### પૌરાણિક માન્યતા—હોલિકા મેઢા અને ઢુંઢાની કથાઓ.

હોળી માટે પુરાણો અને વિધિગ્રંથો શું કહે છે. આપણે હવે તેને તપાસીએ.

૧—સ્કંદપુરાણના ફાલ્ગુનમાહાત્મ્યમાં હોલિકા તથા મેઢા રાક્ષસીઓને બાળી મૂકવાની કથા છે.

૨—ભક્ત પ્રહ્લાદની કથામાં વર્ણન છે કે—હિરણ્યકશ્યપ નામે મહાન રાક્ષસ રાજા હતો. તે પાપી હતો, ઈશ્વરનો કટ્ટર વિરોધી હતો અને માત્ર પોતાને જ ઈશ્વર તરીકે મનાવતો હતો. પરન્તુ તેનો પુત્ર પ્રહ્લાદ ચુસ્ત ઈશ્વરભક્ત હતો. રાજાએ પુત્રને દુઃખી કરવા અનેક ઉપાયો યોજ્યા, જેમાં એક ઉપાય એ હતો કે—પોતાની હોલિકા નામની બેન (જેને અન્ય સ્થાને માત્ર રાક્ષસી તરીકે ઓળખાવી છે) કે જેને અગ્નિ બાળી શકતો ન હતો તેણીના ખોળામાં પ્રહ્લાદને બેસારી ચારે તરફ આગ લગાવી લીધી. પણ પરિણામ ઊલટું આવ્યું. હોલિકા બળીને રાખ થઈ ગઈ અને પ્રહ્લાદ બિલકુલ બચી ગયો. બીજા બાળકો પણ એ રાખને શરીરે ચોળી નાચવા કુદવા લાગ્યા. બસ, ત્યારથી હોલિકા–દહન અને ધુળેટીના તહેવારો શરૂ થયા છે.

૩—કોઈ એમ માને છે કે—મહાદેવજીએ ત્રિપુરાસુરને બાળ્યો છે અથવા કામદેવે મહાદેવ ઉપર કામબાણ ચલાવ્યું ત્યારે મહાદેવે ત્રીજું નેત્ર ઉઘાડી કામદેવને બાળી નાખ્યો છે. આ ઘટના જે દિવસે બની તે દિવસ જ કામદહન–હોળી તરીકે ઉજવાય છે.

૪—ભવિષ્ય–ભવિષ્યોત્તર પુરાણમાં ઉત્પત્તિકથન છે કે—યુધિષ્ઠિરે પૂછ્યું કે—લોકો સ્થાને સ્થાને લાકડીઓનો ઢગલો કરીને બાળે છે અને છોકરાઓ નાચે છે કૂદે છે તેનું કારણ શું છે? શ્રીકૃષ્ણે ઉત્તર આપ્યો કે—પ્રાચીન કાળમાં શિયાળા પછી શીતલાનો રોગ બાળકોમાં બહુ ફેલાતો હતો અને નાનાં નાનાં બાળકો ટપોટપ મરી જતાં હતાં. વસિષ્ઠ ઋષિએ રઘુરાજાને તેનો ઉપાય બતાવ્યો કે—ઢુંઢા નામની માલીની પુત્રીએ મહાદેવની આરાધના કરી તેની પાસે અમર થવાનું વરદાન માંગ્યું. મહાદેવે તે વરદાન આપ્યું, પણ વચમાં શરત એ હતી કે—ઋતુપલટાના સમયે ગાંડા મનુષ્યની અને પાગલની જેમ વર્તતા બાળકો સામે તે કમજોર બની જશે. આ ઢુંઢા રાક્ષસી છે, જે બાળકોને પોતાના હરિફ–શત્રુ માની ઉપદ્રવ કરે છે. બાળકો આગળ આવે અને ગાંડાની જેમ નાચે કૂદે તો તે રાક્ષસી ચાલી જશે, અને બાળકો મરતાં બચી જશે. બસ, ત્યારથી હોળી અને ધુળેટીના તહેવારો ચાલુ થયા છે.

૫—પૃથ્વીરાજરાસો હોળીની ઉત્પત્તિ ચોહાણ વંશી રાક્ષસ ઢુંઢાથી બતાવે છે.

૬–હેમાદ્રિ હોળીનું સ્વરૂપ સ્પષ્ટ કરે છે કે–

वन्दयेद् होलिकाभूर्मि, सर्वविघ्नोपशान्तये ॥
यस्तत्र श्वपचं स्पृष्ट्वा, स्नानं कुर्यान्नरोत्तमः ।
न तस्य दुरितं किंचि-न्नाधयो व्याधयो नृप ! ॥
असृक्पाभयसंत्रस्तैः कृता त्वं होलि बालिशैः ।

૭–જ્યોતિર્નિબંધમાં હોળીનું વિસ્તૃત વિધાન છે–

अस्यां निशागमे पार्थ! संरक्ष्याः शिशवो गृहे ॥
तमग्निं त्रिःपरिक्रम्य, गायन्तु च हसन्तु च ।
जल्पन्तु स्वेच्छया लोका, निःशङ्का यस्य यन्मतम् ॥
पञ्चमीप्रमुखास्तासु, तिथयोऽनन्तपुण्यदाः ।
दश स्युः शोभनास्तासु, काष्ठस्तेयं विधियते ॥
ooooo तेन शब्देन सा पापा, राक्षसी तृप्तिमाप्नुयात् ॥
++++ चाण्डालसूतिकागेहा-च्छिशुहारितवह्निना । ++++
स्नात्वा राजा शुचिर्भूत्वा, स्वस्तिवाचनतत्परः ।
दत्त्वा दानानि भूरीणि, दीपयेद् होलिकां ततः ॥

ઉપરના ઉલ્લેખો હોળી સમ્બન્ધી વિવિધ વાતો રજૂ કરે છે. બીજા તહેવારોની ઉત્પત્તિની વાત એકાદ અને એક જ રૂપે હોય છે. પરન્તુ હોળી માટે તેમ નથી એટલે કે હોળીનો ઇતિહાસ સર્વથા અસંબદ્ધ મળે છે. ઢુંઢા, મેદ્રા અને હોળી એ ત્રણેનું પરસ્પર જોડાણ અને એકરૂપતા પણ મળતાં નથી. ઢુંઢાની ઘટનાને હોળીનું નામ આપવું એ પણ વિચારણીય સમસ્યા છે,

### વૈષ્ણવ માન્યતા—દોલયાત્રા, દોલોત્સવ.

દેવીપુરાણ અને નિર્ણયામૃત ગ્રંથમાં ચૈ. શુ. ૩ થી વૈ. શુ. ૩ સુધી અનુક્રમે શિવ-પાર્વતી, નૃસિંહ, અને વિષ્ણુલક્ષ્મીના દોલોત્સવનું વર્ણન છે. વૈષ્ણવ તીર્થોમાં ચૈત્ર માસમાં આજે પણ આ દોલોત્સવ ઉજવાય છે જે માટેની કથાઓ પણ મળે છે.

શ્રીકૃષ્ણે એક ભયંકર ઉપદ્રવકારી અત્યાચારી અને મનુષ્યોમાં કાળો કેર વર્તાવનાર રાક્ષસનો સંહાર કર્યો, અને લોકોને મુક્ત કર્યા. પછી તેમણે હિંડોળા પર વિશ્રાન્તિ લીધી. બસ, ત્યારથી આ દિવસ પવિત્ર–સુખકર મનાય છે, શ્રીકૃષ્ણનો હિંડોળો બનાવાય છે અને હોળીના તહેવાર તરીકે ઉજવાય છે.

બ્રહ્મવૈવર્તપુરાણમાં પણ ફાગણની દોલયાત્રા વર્ણવી છે,

नरो दोलागतं दृष्ट्वा, गोविंदं पुरुषोत्तमम् ।
फाल्गुन्यां संयतो भूत्वा, गोविंदस्य पुरं व्रजेत् ॥

જે શ્રીકૃષ્ણની ફા. શુ. ૧૫ની દોલયાત્રા જોઈને સંયત બને તે ગોલોકમાં ચાલ્યો જાય.

વિષ્ણુપુરાણ અને ભાગવતમાં શ્રીકૃષ્ણે કંસની રાક્ષસી કરપુતનાને સ્તનપાન કરતાં કરતાં ચુસી લીધી, એવી કથા છે. એ પુતનાના અગ્નિસંસ્કારનો દિવસ તે જ હોળી, એવી કેટલાએક દેશમાં માન્યતા છે.

આ વૈષ્ણવ કથાઓમાં નથી ઢુંઢાની વાત કે નથી હોળિકાની વાત. માત્ર કૃષ્ણની ભક્તિને અનુલક્ષીને જ આ કથાઓ બનેલી છે.

બંગાળીઓ આ દોલયાત્રામાં ઉપવાસ કરે છે, કૃષ્ણમૂર્તિ ઉપર અને પછી પરસ્પર

એક બીજા ઉપર કંકુ—ગુલાલ ઉડાડે છે સાથોસાથ ઘર બહાર ઘાસનું એક પૂતળું બનાવી તેને પણ બાળી નાખે છે. આ રિવાજ માત્ર બંગાળામાં છે, ઓરિસામાં દોલોત્સવ ઉજવાય છે, પણ પૂતળું બાળતા નથી.

એકલી દોલયાત્રા તે હોળીનું અનુકરણ છે જ, પણ તે શુદ્ધ સંસ્કરણ રૂપે છે.

## જુદા જુદા પ્રદેશમાં હોળીની વિવિધ આચરણાઓ

દિવાળી વગેરે તહેવારો સર્વત્ર એક જ નામથી ઓળખાય છે, અને મોટે ભાગે એક જ રીતે ઉજવાય છે. જ્યારે હોળીનો તહેવાર જુદા જુદા વિભાગોમાં નવાં નવાં નામોથી ઓળખાય છે અને મોટે ભાગે જુદી જુદી રીતે ઉજવાય છે જે પૈકીના કેટલાક ભેદો નીચે મુજબ છે.

દક્ષિણમાં "મહાદેવે આજે કામને બાળી નાખ્યો" તે કારણે આ દિવસ કામદહન—હોળી તરીકે ઉજવાય છે.

ઉત્તરમાં "પુતનાનો આજે અગ્નિસંસ્કાર થયો" તે કારણે આ દિવસ દોલયાત્રા રૂપે ઉજવાય છે.

બંગાળામાં "કૃષ્ણજીએ આજે પાપી રાક્ષસને માર્યા પછી હિંડોળમાં વિશ્રામ કર્યો" તે કારણે આ દિવસ દોલયાત્રા તરીકે ઉજવાય છે. સાથે સાથ ઘાસના પૂતળાની હોળી પણ કરે છે.

ઓરિસામાં બંગાળની જેવી માન્યતા અને દોલયાત્રાની પ્રથા છે, માત્ર પૂતળું બાળવાનો રિવાજ નથી.

કોંકણ અને મહારાષ્ટ્રમાં "બાળકોએ આજે ઢુંઢાને ગામ બહાર તગડી મૂકી" તે કારણે આ દિવસ શિમગા તરીકે ઉજવાય છે.

કર્ણાટકમાં હોળીના દિવસે માથાથી પગ સુધી ભીંડાના ફુલની માળા પહેરી ઘુમટી ઘુમટ વાજા સાથે ટીપરીની રમત રમતા રમતા નાચ ગાયન કરે છે.

ગુજરાતમાં ઘણું ખરું મહારાષ્ટ્રનું જ અનુકરણ છે.

મારવાડમાં આ શુદ્ર તહેવાર છે તેનો તાદૃશ ચીતાર જોવા મળે છે. અહીં ઈલાજી નથુચંદ અને હોળીનો રાજા વગેરે બનાવીને બિભત્સ રીતે હોળી ખેલાય છે. હોળી તે આ દેશમાં મોટો તહેવાર મનાય છે.[૨]

હોળીનો તહેવાર તે ખાસ કરીને તો ગાળાગાળી ભુંડા બકવાદ ચોરી જારી દારૂખોરી માતૃજાતિનું છડેચોક અપમાન પાશવી વર્તન અનીતિ અને અધઃપતનના આનંદ માટે જ લગભગ દરેક પ્રદેશમાં ઉજવાતો હિંદનો જાહેર તહેવાર છે.

બંગાળાનો નવાબ સિરાજ ઉદ્દૌલા હોળીમાં પોતાના સરદારોને ખોટા ખોટા સંદેશાઓ પાઠવતો હતો, અને તેની ઉપર વિશ્વાસ રાખનારાને "મૂર્ખ"ના વિશેષણથી નવાજતો.

એંગ્લો સેક્સન લોકોનો જૂના કાળમાં ફેબ્રુઆરીની ૮ મી તારીખે વર્ષારંભ માની લાંબો દિવસ થયાની ખુશાલીમાં ઉજવાતો આનંદ—ઉત્સવ, ક્રિસ્ટમસ (નાતાલ)માં રમાતી હોળી, અંગ્રેજોનો તા. ૧લી એપ્રિલનો "એપ્રિલફુલ" અને શિયા મુસલમાનોમાં પ્રચલિત

---

૨ મારવાડ તથા બંગાળાના જૈનો જિનેશ્વરની પૂજા ઉત્સવ અને સાધર્મિકવાત્સલ વગેરે ધાર્મિક અનુષ્ઠાન વડે હોળીને ઉજવે છે. જો કે આમાંય અનુકરણ તો છે જ, કિન્તુ આ લાકડા છાણાની હોળી નથી, આ સાચી પાપની હોળી છે.

અલી અને તેના પુત્રો હસન તથા હુસેનના "તાબૂત"નો દફનવિધિ નહીં કિન્તુ દફનવિધિ એ કેટલેક અંશે હોળીની સાથે મેળખાતા તહેવારો છે.

ઉપર દર્શાવેલ નામો કથાઓ અને વિધિઓની વિભિન્નતા જોતાં હોળીનો તહેવાર કેટલો કલ્પિત અસભ્યતામૂલક અચોક્કસ અને અનીતિવર્ધક છે તે સહેજે સમજી શકાય તેમ છે.

## જૈનધર્મમાં હોળી ખેલવાની મના છે.

જૈન ઓપદેશિક સાહિત્યમાં ઢુંઢાં હોળી અને ધુળેટીનો મેળ દર્શાવતી કથા છે.

જયપુરમાં મનોરથ શેઠને ચાર પુત્રો અને હોળી નામે વિધવા પુત્રી હતી. હોળી કામપાળ ઉપર મોહિત થઈ વિરહથી પીડાવા લાગી. ઢુંઢા નામની ચાલાક સ્ત્રીએ રવિવારના દિવસે સૂર્યમન્દિરમાં પૂજાના બહાનાથી આ બન્નેનો મેળ કરાવી આપ્યો. હવે હોળીએ સતીદાહનો ઢોંગ કર્યો અને પિતાના આગ્રહથી તે વિચારને મુલતવી રાખ્યો. ફરીવાર ફા. શુ. ૧૫ની રાતે એક ઘાસના ઝુંપડામાં કામપાળ અને હોળી મળ્યાં, અને ત્યારથી જ સાથે રહેવાની મુરાદ કરી. બન્નેએ ઢુંઢા અને ઝુંપડાને બાળી નાખી પોબારા ગણ્યા. આ તરફ શેઠે અને લોકોએ ઢુંઢાના મડદાને હોળી માની હોળીએ સતીદાહ કર્યો છે એમ નક્કી કરી તેની રાખ શરીરે લગાવી. હવે કામપાળ હોળીના કહેવાથી અવાર નવાર મનોરથ શેઠની દુકાને જવા લાગ્યો અને એક દિવસે સાડી ખરીદવા માટે હોળીને પણ સાથે લઈ ગયો. શેઠ બોલ્યા કે આ મારી પુત્રી છે. કામપાળ બોલ્યો કે–શેઠજી તમારી હોળી અને મારી સ્ત્રી દરેક રીતે સરખાં લાગે છે. મને પણ એકવાર સૂર્યમન્દિરમાં તમારી પુત્રીમાં મારી પત્નીનો ભ્રમ થયો હતો. તમારી પુત્રી તો સતી બની ગઈ છે. મારી પત્ની આ જીવતી છે. હવે શેઠજીએ આ બન્નેને જમાઈ અને પુત્રી કરીને રાખ્યાં. આ તરફ ઢુંઢા મરીને પીશાચણ થઈ હતી. તેણે ક્રોધથી જયપુરનો વિનાશ કરવા તૈયારી કરી. લોકોએ "બલિ" ધરી બચવાનો "ઉપાય" માંગ્યો. ઢુંઢાએ જણાવ્યું કે–"મારા પૂર્વભવના ભાંડ અને ભરટક છે તે સિવાયના દરેકને મારી નાખીશ." આ સાંભળી લોકોએ બચવા માટે ભાંડપણું આદર્યું, શરીરે કીચડ.લીંપી ભરડકપણું સ્વીકાર્યું અને જીવ બચાવ્યો. આમ દેખી ઢુંઢા પ્રસન્ન થઈ. બસ! ત્યારથી હોળી ઢુંઢાદહન અને ધુળેટીનો તહેવાર શરૂ થયો છે.

આ જૈનકથાની રચના હોળીને પોષવા માટે નથી, કિન્તુ "આર્યોએ આ તહેવારને કઈ ઘટનામાંથી ઉપજાવ્યો છે" તે સ્પષ્ટ કરવા માટે છે. આ તહેવારની પાછળ સ્વતંત્રતાનો સંદેશ નથી, કિન્તુ કાયરતાનું દિગ્દર્શન છે. આવા તહેવારો ઉજવવા એ "બુદ્ધિનું દીવાળું" કાઢવા જેવું છે. જૈનાચાર્યો પોકારી પોકારીને કહે છે કે હોળીનો પ્રચલિત તહેવાર સર્વથા ત્યાગ કરવા લાયક છે.

## આજના વિચારકો શું કહે છે?

જૈનાચાર્યો હોળીના અસભ્ય પ્રચાર સામે જેહાદ કરતા આવ્યા છે અને કરે છે, તેમ આજ કાલના વિચારક વિદ્વાનો પણ હોળીને તજવાનું જોરશોરથી જણાવે છે અને તેમ કરવાથી જ દેશ સમાજ તથા આત્માનું શ્રેય થશે એમ બતાવે છે.

અત્રે રહ્યાં તેમના લખાણુમાંનાં થોડાંએક ઉદ્બોધક અવતરણો—

શ્રીયુત ત્ર્યગ્વેદી લખે છે કે—તેમાં વધતા ઓછા પ્રમાણમાં અનીતિ અને બિભત્સપણું જોવામાં આવે છે, ચોરી, ગાળાગાળી, શંખધ્વનિ, લોકના સામાનનો:નાશ, અશ્લીલ સ્ત્રી–પુરૂષોને સાથે લઈને ફરવું, દારૂ પીને મસ્ત બનવું, સ્ત્રીઓને અશ્લીલ શબ્દોથી બોલાવવી, એકબીજાના કપડાં ઉપર ભૂંડા શબ્દો લખવા વગેરે જે પાશવ કૃત્યો કરવામાં આવે

છે તે બીજે કોઈપણ પ્રસંગે કરવામાં આવતાં નથી (૫૭૮). આ તહેવારની ઉત્પત્તિ સાથે ઢુંઢા રાક્ષસીની કથા પુરાણકારોએ જોડી દીધી છે, પરન્તુ હાલમાં તો આ રાક્ષસી ક્યાંય જણાતી નથી, તેથી તેનો વધ કરવાની આ ધમાલ તેની ગેરહાજરીમાં માત્ર નીતિનો વધ કરવાને જ કારણભૂત થાય છે (૫૭૮). હોલીત્સવમાં કેટલાએ ખરાબ અને અસભ્ય રીતિ રિવાજો જેવામાં આવે તેના કરતાં વધારે નામોશી ભરેલું બીજું શું હોય? (૫૮૧) આ તહેવારોમાં પશુને પણ ન શોભે એવા અનાચાર છુટથી ચાલવા દેવા એ શું માણસાઈ ભૂલી જવા જેવું નથી? (૫૮૧) હોળીનો તહેવાર નીતિને ભુલાવી દઈને આપણને પાપ કર્મમાં નાખવાને કારણભૂત થાય એ કેટલું દુઃખદ છે? (૫૮૧) તેને લીધે શરીરનો અને સંપત્તિનો બગાડ થાય છે, એટલુંજ નહીં પણ મેળવેલાં જ્ઞાન અને આબરૂ ઉપર પણ પાણી ફરે છે. (૫૮૧) આ તહેવારથી જણાઈ આવતો આર્યોનો અધઃપાત મનમાં ક્લેશ ઉત્પન્ન કરનારો છે. (આર્યોના તહેવારોનો ઇતિહાસ ગુજરાતી પૃ.૫૮૩)

શ્રીયુત દત્તાત્રેય બાલકૃષ્ણ (કાકા) કાલેલકર લખે છે કે—હોળીનો તહેવાર તો કાઢી નાખવા જેવો ગણાય, તે દિવસના જૂના કાર્યક્રમમાં ઉન્નતિનો એક અંશ નથી (હોળી ૨૯). હોળી સળગાવવાની પ્રથા કાઢી નાખીએ તો ઠીક (હોળી ૩૦).

પ્રાચીન કાળની લિંગપૂજાની વિડંબના તો આમાં નહિ હોય? (ગુ. ૧૦૩) લોકોમાં અશ્લીલતા તો છે જ, તે મરવાની નથી. "તુષ્યતુ દુર્જનઃ" એ ન્યાયે એને વરસનો એક દિવસ આપવાથી તે હીનવૃત્તિ આખું વરસ કાબૂમાં રહે છે, એમ કેટલાક માને છે. સાચે જ તેમ હોય તો તે ભયંકર ભૂલ છે, અગ્નિને ઘી આપવાથી તે કંઈ કાબુમાં નથી રહેતો, પાપ અને અગ્નિ સાથે સ્નેહ શાનો? (૧૦૪) હોળિકા એક રાક્ષસી હતી, તેને બાળવાનો આ તહેવાર છે, એમ જો મનાય તો આપણે તેને ચોરી આણેલા લાકડાથી બાળી ન શકીએ. (૧૦૪) પ્રજા અધિકારવગરની, પરતંત્ર, બાળવૃત્તિની અને બેજવાબદાર હશે ત્યારે જ બેવકુફી ભરેલાં કૃત્યોથી આ તહેવાર ઉજવવાનું પ્રચલિત થયું હશે. (૧૦૫) રોમન લોકોમાં સેટર્નેલિયા નામનો એક ગુલામોનો તહેવાર હતો, (આ હોળી પણ એવો જ ગુલામોનો તહેવાર છે. ગુ. પૃ. ૧૦૫)

(જીવતા તહેવારો, હોળી, પૃ. ૨૯–૩૦, ગુલામોનો તહેવાર પૃ૦ ૧૦૨ થી ૧૦૬)

આ રીતે ઘણા વિચારક પુરુષો "હોળીનું પર્વ એ અનીતિનો અખાડો છે" ઇત્યાદિ જૈનાચાર્યોનાં કથનોને સમજપૂર્વક પુષ્ટ કરે છે.

**હવે સાચી હોળી ઉજવજો, રખે ભૂલ કરતા.**

જૈનાચાર્યો પુનઃ પુનઃ કહે છે કે—તમો સમજુ હો, બુદ્ધિવાન હો તો હોળીની પ્રચલિત પ્રથાનો સર્વથા ત્યાગ જ કરો.

જૈનાચાર્યો એમ પણ કહે છે કે—તમે હોળીના નામે ધુળેટીની ધમાલમાં તમારાં ધન માલ, માનવતા, નીતિ, સંસ્કાર, આબરૂ, સદાચાર અને સદ્વાણીનું છડેચોક લીલામ કરો છો તે ઉચિત નથી. છતાંય સાચેસાચ હોળી ખેલવી હોય તો તમારે આ દિવસોમાં અજ્ઞાન, અધમતા, અનીતિ, અનાચાર, પાપ અને દુષ્કર્મ અને 'બકવાદ–પાપવાણીનું' જ બલિદાન દેવું જોઈએ. સત્સંગનાં સાધનોથી પાપના પશ્ચાત્તાપરૂપી આગ સળગાવી કંચન જેવા શુદ્ધ–સદ્વર્તનની બની જવું જોઈએ. આ રીતે ઉજવવામાં આવે તે જ સાચી હોળી છે, એ જ પાપવૃત્તિ રૂપી ઢુંઢા રાક્ષસીનું દહન છે. એ જ વાસ્તવિક હોળી છે.

હરહમેશ પ્રાણીમાત્ર આવી હોળી ઉજવે એ ઇચ્છાપૂર્વક વિરમું છું.

# કારણવાદ

**[ જગતવ્યવસ્થાનું નિરૂપણ કરતા સિદ્ધાંતની સરળ સમજૂતી ]**

જગતવ્યવસ્થા માટે જૈનદર્શને કારણવાદનું સુંદર નિરૂપણ કર્યું છે. જૈન દર્શને સ્યાદ્વાદને કેવું સરસ વ્યવહારુ રૂપ પણ આપ્યું છે એ આ કારણવાદ ઉપરથી સમજાય છે. જૈનદર્શન સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ ભગવંતને દેવાધિદેવ—ઈશ્વર તરીકે માને છે; જૈન દર્શને ઈશ્વરનો ઈન્કાર કદિયે નથી જ કર્યો, પરન્તુ ઈશ્વરનું સ્વરૂપ એક સામાન્ય માનવીની જેમ, રાગ અને દ્વેષથી પરિપૂરિત નથી માન્યું. ઈશ્વરને આખા જગતના કર્તા, હર્તા, કે વિધાતા સ્વરૂપે ન માનતાં એ બધાંથી પર, સર્વશ્રેષ્ઠ પૂર્ણપુરૂષોત્તમ તરીકે માન્યો છે. જ્યારે ઈશ્વરે આ જગત્ નથી બનાવ્યું તો આ જગત્‌ની વ્યવસ્થા કોણ કરે છે ! એવા પ્રશ્નો પણ આપણી સમક્ષ ઊભા જ રહે છે, એનો જવાબ આપતાં—જગત વ્યવસ્થા માટે જૈનદર્શને કારણવાદનું વિધાન કર્યું છે જે સંક્ષેપમાં અહીં આપવામાં આવે છે.

એકવાર મગધદેશમાં ગંડકી નદીના તીરે પાંચ મિત્રો બેઠા હતા. ગંડકીનું નિર્મલ જલ ખળખળ કરતું વહેતું હતું. નદીના પ્રવાહની જેમ મિત્રોના વાર્તાલાપનો વિષય પણ બદલાતો જતો હતો ત્યાં વાત નીકળી; બીજું તો ઠીક પણ આ જગત્ કેમ ચાલે છે ! કોણે બનાવ્યું હશે ? પાંચે મિત્રોએ આ ગહન વિષય ઉપર પોતપોતાનાં મંતવ્યો રજુ કર્યાં, પરંતુ એમાં જોઈએ તેવું સમાધાન ન થયું. ત્યાં તો સામેથી બીજા પાંચ મિત્રો ચાલ્યા આવતા હતા. બધાનો પરિચય સારો હતો એટલે બેઠેલા મિત્રોએ સામેથી આવનાર મિત્રો પાસે પોતાના પ્રશ્નનું સમાધાન મેળવવાનો વિચાર રાખ્યો. આવનાર મિત્રોનાં નામ અનુક્રમે કાળદેવ, સ્વભાવચંદ, ભવિતવ્યતારામ. કર્મદેવ અને ઉદ્યમલાલ હતાં. ઉપર્યુક્ત પ્રશ્ન જેવો તેમને પૂછવામાં આવ્યો કે ઉતાવળા ઉતાવળા કાળદેવ બોલી ઊઠયા.

કાળદેવ—ભાઈઓ ! આપણે પાંચે મિત્રો આપણી માન્યતા આ અહીં બેઠેલા મિત્રોને સમજાવીએ અને આમ પોતપોતાની વાત સમજાવતાંયે સમાધાન નહિ થાય તો આપણે સર્વજ્ઞ દેવશ્રી મહાવીર પ્રભુ પાસેથી સમધાન મેળવીશું. જુઓ પહેલો હું જ બોલું છું. આ આખું સચરાચર જગત મારે—કાળદેવને વશ છે. કાળથી જ વસ્તુની ઉત્પત્તિ થાય છે, અને કાળબળે જ વસ્તુનો નાશ થાય છે. જેમકે સ્ત્રીનું લગ્ન થયા પછી અમુક કાળે જ તે ગર્ભવતી થાય છે, એ ગર્ભમાંથી અમુક સમયે જ બાલકનો જન્મ થાય છે, એ બાલક હાલતાં—ચાલતાં, હસતાં—બોલતાં શીખે તે પણ અમુક કાળે જ. જન્મ્યા પછી તરત જ ન બોલી શકે; જન્મ્યા પછી તરત જ ખોરાક—અનાજ ન ખાઈ શકે. એમાં કાળબળની જરુર અપેક્ષા રહે છે જ. હજી આગળ વધો—દૂધમાં મેળવણ—દહીં નાખ્યું છે છતાંયે મેળવણ નાંખ્યું કે તરત જ દૂધ જામી જતું નથી. એને જામતાં—દૂધનું દહીં થતાં તમારે કાળની અપેક્ષા રાખવી જ પડશે. એમ નહીં કરો તો કાચું દહીં નીરસ અને સત્ત્વ વિનાનું જ રહે.

આવી રીતે એક ખેડૂતે પોતાના ખેતરમાં કેરીનો ગોટલો વાવ્યો છે. ગોટલો વાવ્યો કે તરત જ કાંઈ ફળ નહિં મળે. તમે ગમે તેવું સુંદર ખાતર નાખો, પાણી પાવ કે એને અનુકૂળ ઋતુ બનાવી આપો, પરંતુ ગોટલો વાવ્યો કે તરત જ ફળ નહિ આપે.

અરે, તમે એક આંબાની કલમ વાવો તો પણ ફલ આવતાં અમુક કાળની અપેક્ષા રાખવી જ પડશે. અમુક કાળ થયા પછી એની ઋતુ આવશે ત્યારે જ તેને મોર આવશે. ત્યારપછી અમુક સમય વ્યતીત થયા પછી જ ખાખટી થશે અને તેમાંથી અમુક સમય વીત્યા પછી જ સ્વાદુમધુર આમ્રફલ-પાકેલી કેરી ઊતરશે. મોસમ વિનાનાં એને ફળ નહિ જ આવે. જે સદાફલી આંબા હોય છે તે પણ વાવ્યા કે તરત જ ફલ નથી આપતા, પરંતુ કાળદેવની અપેક્ષા જરૂર રાખે છે. ભાઈઓ! હું કાળદેવ જ આ જગતની વ્યવસ્થા ચલાવું છું, હું જ અમુક સમયે વસ્તુ ઉત્પન્ન કરું છું, અને હું જ અમુક સમયે તે વસ્તુનો વિનાશ કરું છું. અરે જુઓ તો ખરા! મ્હારો મહિમા તો અજબ છે. શ્રી તીર્થંકર ભગવંતોને પણ અમુક સમયે હું જ ઉત્પન્ન કરું છું. ચક્રવર્તિઓ, બલદેવો, વાસુદેવો, પ્રતિવાસુદેવોને પણ અમુક સમયે-જે સમય હું નક્કી કરું તે સમયે જ ઉત્પન્ન કરું છું. આ કાળદેવની મરજી સિવાય સંસારમાં એકપણ તણખલું ફરકી શકતું નથી. અરે દેવતા અને દેવેંદ્રો પણ મારે આધીન છે. આ ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ પણ મારે જ અધીન છે. ભિન્નભિન્ન ઋતુઓની વસ્તુઓ પણ મારી મરજી પ્રમાણે જ થાય છે. મારી મરજી વિરૂદ્ધ કોઈ ઋતુ આવી શકે નહિ; મારી મરજી વિના કોઈ વનરાજી ફાલી કે ફૂલી શકે નહિ. મારા પ્રતાપે તો બાલક, બાલકના ખેલ, યુવાની, યુવાનીની મઝાઓ, કાળા ભમ્મર જેવા વાળ, મજબૂત શરીર, વૃદ્ધાવસ્થા, ધોળા વાળ, દુર્બલ અને અશક્ત શરીર; આ બધું બને છે. આ બધો મારો જ પ્રતાપ છે. સંસારનાં હવા ને પાણી, આ અનાજ, ફળ ફૂલ એ બધું મારી ઈચ્છાનુસાર જ ચાલે છે. જડ કે ચેતન ઉપર, ચલ કે અચલ દરેક વસ્તુ ઉપર મારી સંપૂર્ણ સત્તા ચાલે છે. આ હું-કાળદેવ સિવાય સંસારમાં કોઈનું ચાલ્યું નથી, ચાલતું નથી અને ચાલવાનું નથી.

કાળદેવની આટલી બધી આપવડાઈ સાંભળી સ્વભાવવાદી સ્વભાવચંદ બોલી ઊઠયો—

**સ્વભાવચંદ**—ભાઈ કાળદેવ! આટલી આપવડાઈ ન કરીએ. તારી સત્તાને કોઈ માનતું નથી. દરેક વસ્તુ સ્વાભાવિક જ બને છે. પોતપોતાના સ્વભાવ-સ્વધર્માનુસાર દરેક વસ્તુ બન્યા જ કરે છે. એક યુવાન સ્ત્રી છે, તેનું લગ્ન થયું છે, સૌભાગ્યવંતી છે; લગ્ન થયે ઘણોયે કાળ વહી ગયો, છતાં એક પણ સંતાનનું મુખ એ જોવા પામી નથી. બિચારી વંધ્યા હોવાથી સંતાનસુખથી વંચિત જ રહી છે. બોલો આમાં કોનો દોષ છે! જો કાળદેવના પ્રતાપે જ બધું થતું હોય તો આ સ્ત્રી કેમ નિઃસંતાન રહી? ભાઈ કાળદેવ, તમે કહ્યું કે પ્રાણી માત્ર ઉપર તમારી સત્તા ચાલે છે તો હું પૂછું છું કે પુરૂષને જેમ અમુક અવસ્થાએ મૂછો ફૂટે છે તેમ સ્ત્રીઓને કેમ મૂછો નથી આવતી! એ તો વસ્તુનો જેવો સ્વભાવ હોય છે. તેવું જ થાય છે. એમાં કાળદેવ કાંઈ જ ફેરફાર કરી શકતો નથી. સ્વભાવ પાસે કાળદેવનું કશું જ ચાલતું નથી. લીંબડાના ફળ કે પાંદડાં કદી મીઠાં થાય છે ખરાં? અરે લીંબડાને કદી કેરી આવે ખરી? જેનો જેવો સ્વભાવ હોય તેવું બન્યા જ કરે છે. લીંબડાને કડવી લીંબોળી જ થવાની છે. વનરાજીનો એવો સ્વભાવ છે કે તે વસંત ઋતુમાં જ ખીલે છે. હવે શું કાળદેવમાં એટલું પરિબલ છે ખરું કે વસંત ઋતુમાં જ ખીલનારી વનસ્પતિને વસંત ઋતુ સિવાય ખીલવી શકે? જવાબમાં ના જ કહેવી પડશે. વળી મોરનાં પીંછા કોણ ચીતરે છે? સંધ્યાના વિવિધ રંગો કોણ પૂરવા જાય છે? પ્રાણીઓનાં સુંદર સ્વરૂપો કોણ બનાવે છે? આ બાવળના કાંટા સીધા અણિદાર છે, અને બોરડીના કાંટા વાંકાટેડા અને

તીક્ષ્ણ છે, એવા કોણે બનાવ્યા છે ? ફણિધર નાગ ભયંકર ઝેરીલો છે, જ્યારે એને માથે મનમોહક ચમકદાર મણિ છે. તે ત્યાં કોણ મૂકવા ગયું હશે ? પર્વત સ્થિર છે, અને વાયુ અસ્થિર છે, અગ્નિની જ્વાલા ઊંચે જાય છે અને પાણીનો ધોધ નીચે પડે છે, માછલું, તુંબડું, અને લાકડું વગેરે પાણીમાં તરે છે; ત્યારે પત્થર, લોઢું અને કાગડો વગેરે પાણીમાં ડુબે છે. બોલો આમાં કાળદેવ કાંઈ કરી શકે છે ખરા ? આ બધું પોતપોતાના સ્વભાવાનુસાર જ બને છે. જુઓ તો ખરા સ્વભાવ શું કામ કરે છે તે—કારેલું કડવું જ થાય, પરવલ મીઠું જ થાય, સુંઠ અને મરી તીખા જ થાય, આ બધાનો જુદો જુદો સ્વભાવ હોય છે અને જેવો સ્વભાવ તેવાં જ બને છે. ભાઈ કાલદેવ, તમને હું મારું માહાત્મ્ય કેટલું કહી સંભળાવું : સૂર્ય ગરમી આપે છે, ચંદ્ર શિતલતા આપે છે, ભવ્ય જીવો જ મોક્ષે જાય છે અને અભવ્ય જીવો કદી મોક્ષે જતા જ નથી. ષડ્ દ્રવ્યો પોતપોતાના સ્વભાવાનુસાર જ પોતાનું કામ કરે છે. કોઈ દ્રવ્ય પોતાનો સ્વભાવ તજતું નથી. માટે ભાઈ કાલદેવ ! તારું કશું જ મહત્ત્વ નથી. પણ દરેક વસ્તુ પોતાના સ્વભાવાનુસાર જ બનતી હોવાથી મારું—સ્વભાવચંદનું જ રાજ્ય સર્વત્ર પ્રવર્તે છે.

આ સાંભળી ભવિતવ્યતારામ બોલી ઊઠયા—

**ભવિતવ્યતારામ**—ભાઈઓ, સાંભળો ! મ્હારી સત્તા પાસે કાળદેવ તો બિચારા અને બાપડા છે; તે તો કાંઈ જ કરી શકતા નથી. અને વસ્તુસ્વભાવવાદી સ્વભાવચંદ પણ મારી પાસે નકામા જ છે. એમનાથીયે કાંઈ થતું નથી. જે કાંઈ થાય છે તે ભવિતવ્યતાથી જ થાય છે. ભાવિભાવ ન હોય તો કાંઇ બનતું જ નથી. જુઓ—એક માનવી ભલે મોટા મોટા સમુદ્રોમાં ડુબકીઓ મારે, ભલે સમુદ્ર આખો તરીને પાર જાય, કે ઘોર જંગલમાં આથડે, ભલે કરોડો યત્નો કરે, પરન્તુ ભવિતવ્યતા સિવાય એ માનવીને કાંઈ જ મળતું નથી; બિચારો ખાલી હાથે પાછો આવે છે. આંબાના વૃક્ષને વસંત ઋતુમાં ડાળે ડાળે મ્હોર આવે છે, એમાંથી કેટલાયે રહે છે અને કેટલાયે ખરી પડે છે. તેમાંથી થોડાકને જ ખાકટીઓ લાગે છે અને એ ખાખટીઓ પણ ખરી જાય છે; અરે કેટલીક તો ઉપર જ પાકે છે અને કેટલીક તો અર્ધ પાકેલી જ ખરી પડે છે. જ્યારે કેટલીક તો નીચે પડીનેયે પાકે છે. આ બધું ભાવીભાવાદિ—ભવિતવ્યતારામ સિવાય બને જ નહિં. જ્યાંજ્યાં ભાવિભાવ જાય છે ત્યાં ત્યાં મનુષ્યનું મન પણ જાય છે. અર્થાત્ અજેય જેવું ગણાતું મનુષ્યનું મન પણ ભાવિભાવને વશ છે. મને કેટલાક ભાવિભાવ, નિયતિ અને ભવિતવ્યતાના નામે પણ ઓળખે છે. નિયતિ—ભાવિભાવના પ્રતાપે જ અણચિંતવ્યું કામ થાય છે, ભાવિભાવ ન હોય અને તમે ગમે તેટલો પ્રબલ પુરુષાર્થ કરો પણ તે વ્યર્થ જાય છે. મૃત્યુપથારીએ પડેલો ડોસો પુત્રને મળવા તારથી તેડાવે છે; પુત્ર ત્યાંથી એરોપ્લેનમાં બેસી પોતાના પિતાને મળવા જાય છે, ગામ બહાર આવ્યો ત્યાં તો ડોસાનો પ્રાણ ઊડી જાય છે. ભાઈઓ, ભાવિભાવ સિવાય આ સંસારમાં કોઈની સાથે સંયોગ કે વિયોગ થઈ શકતો જ નથી. હજી વધુ દૃષ્ટાંત સાંભળો: એક ખેડુત પોતાના ખેતરમાં પાકેલો લીલોછમ પાક જોઈ હરખાય છે. એ જાણે છે આ વરસે ધરતીમાંથી સોનું પાકયું છે, પરંતુ એનું ભાવિ એનાથી રૂઠયું; કાંતો મુશળધાર અકાલ વૃષ્ટિ પડે કે કાંતો સખત હીમ પડે અને બધુંયે ધોવાઈ જાય,

કોલસાઈ કે બળી જાય છે. ભાવિભાવમાં એવી શક્તિ છે કે એ ધારે તો વસ્તુ બનાવી શકે અને ધારે તો એનો નાશ કરી શકે છે. આપણે શાસ્ત્રમાં વાંચીએ છીએ કે બ્રહ્મદત્ત ચક્ર-વર્તિ કે જેની સેવામાં બેહજાર દેવતા હાજર હતા એની પણ એક ભરવાડે આંખો ફોડી નાંખી. સુભૂમ નામે ચક્રવર્તિ, એના ભાગ્યમાં ન્હોતું છતાંય સાતમો ખંડ સાધવા જતાં-હજારો દેવતાઓ એના વહાણની રક્ષા કરનારા હોવા છતાંયે એનું વહાણ ડુબ્યું; પોતે સમુદ્રને તળીયે પહોંચ્યો અને મૃત્યુ પામી સાતમી નારકે ગયો. આ બધો ભાવિભાવનો જ પ્રતાપ છે. એક કોયલ ઝાડ ઉપર મીઠા ટકા કરવામાં મસ્ત બની હતી, ત્યાં નીચેથી એક શિકારીએ, એનો શિકાર કરવા બાણ તાક્યું; એ કોયલને માથે એક બાજ પક્ષી એને અચાનક ઝપટ મારવા ઊડી રહ્યું હતું. ત્યાં નીચે શિકારીના પગે કાળો નાગ ડસ્યો; ધનુ-ષ્યમાંથી બાણ છુટી ગયું; શિકારી નીચે પડયો અને બાણ બાજ પક્ષીને વાગ્યું; તે પણ મૃત્યુ પામ્યું; અને કોયલ તો ટહુકતી ટહુકતી ઊડી ગઈ. કહો પક્ષીના પ્રાણ કોણે બચાવ્યા ! યુદ્ધભૂમિમાં બંદુકો, તરવારો, તોપોના ગોળા અને બાણોથી ઘવાયેલા બચી ગયા; જંગલમાં ભૂખ અને તરસથી પીડાઈને બેભાન બની પડેલા જીવતા ઘેર પહોંચ્યા અને રાજમહેલમાં બિરાજમાન થયેલા, સિપાઈઓ અને અંગરક્ષકોથી રક્ષણ કરાયેલા મૃત્યુના મુખમાં પોસાઈ ગયા—મરી ગયા. અરે, એમને બચાવવા મોટા વૈદ્યો, ડોકટરો અને નામાંકીત હકીમો હાજર હતા; એમને બચાવવા હીરા ને મોતીની ભસ્મો, હીરણ્યગર્ભની ગોળીઓ મોજુદ હતી છતાં એ મૃત્યુ પામતા રાજવીને, કોઈ બચાવી શક્યું નહીં. બાબર અને રાણાસંગની લડાઈમાં એક એવી ક્ષણ આવી હતી કે વિજય શ્રી રાણાસંગને જ વરવાનો હતો. બાબરનું સૈન્ય નાસ-વાની તૈયારીમાં હતું; બાબર પણ સમજી બેઠો હતો કે પોતે જ પરાજિત થવાનો છે. પરંતુ થોડી જ વારમાં બાજી બદલાઈ; યુદ્ધનું પાસું ફર્યું. રાણાસંગને વિજયને બદલે પરાજય સાંપડયો; બાબરને પરાજયને બદલે વિજય પ્રાપ્ત થયો અને એ સમસ્ત ભારતનો સમ્રાટ બન્યો. માટે ભાઈઓ ! બીજા ભલે ગમે તેમ માને, પરન્તુ આ ભવિતવ્યાતાની અનુકુલતા એ જ બધી અનુકુળતા છે અને એની પ્રતિકુલતા એ બધી પ્રતિકુલતા જ છે. માટે આ સંસારનો કર્તા, હર્તા, વિધાતા, વ્યવસ્થાપક જે કહો તે હું જ છું.

ભવિતવ્યતારામનાં આ અભિમાની વચનો સાંભળી કર્મદેવતા બોલી ઊઠયા.

કર્મદેવતા—આટલું બધું અભિમાન ન રાખીએ, કાળદેવ, સ્વભાવવાદી સ્વભાવચંદ, કે ભવિતવ્યતાવાદી ભવિતવ્યતારામ કોઈ કાંઈ કરી શકતા જ નથી. જે કાંઈ કરે છે તે કર્મ રાજા જ કરે છે. કર્મના પ્રતાપે જ આ જીવ નારકી, તિર્યંચ, મનુષ્ય કે દેવલોકમાં જઈ શકે છે. પ્રાણી માત્ર શુભાશુભ કર્મના પ્રતાપે જ સદ્‌ગતિ કે અસદ્‌ગતિ પામે છે. માટે હું કર્મરાજા જ બલવાન છું. કર્મરાજા ધારે તે કરી શકે છે. જુઓ કર્મના પ્રતાપે રામચંદ્રજી જેવા પુરુષોત્તમને રાજ્યાભિષેક-સમયે જ જંગલમાં જવું પડયું. કર્મના પ્રતાપે જ સતી-શિરામણિ સીતાજીને માથે કલંક આવ્યું. કર્મના પ્રતાપેજ લંકાધિપતિ રાવણનું રાજ્ય ગયું અને એનાં દસ મસ્તક રણમાં રોળાયાં. એની સોનાની લંકા હતી ન હતી થઈ ગઈ. શુભ કર્મના પ્રતાપે જ મનુષ્ય-ગુણવાન્ અને પૂજનીય બને છે અને અશુભ કર્મનાં પ્રતાપે ગુણ રહિત અને તિરસ્કાર પાત્ર બને છે. એક સુખી, બીજો દુઃખી, એક રોગી, બીજો નીરોગી આ બધું કર્મના પ્રતાપે જ બને છે. એક જીવ કર્મવશ બની દુઃખી; રોગી—

શોકીયો થઈ આખું જીવન રડતાં રડતાં વિલાપમાં જ ગાળે છે. અને બીજો જીવ આખું જીવન સુખ, ચેન–આરામમાં પસાર કરે છે. વળી સાંભળો: પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવંતને એક વરસ સુધી આહાર અને પાણી ન મલ્યાં એ કોનો પ્રતાપ! યોગીપુરંદર શ્રીમહાવીર પ્રભુના કાનમાં ખીલા ઠોકાયા એ કોના પ્રતાપ! અરે, જે શ્રી તીર્થંકરના અતિશયથી સર્વત્ર સુખ અને શાંતિ વ્યાપે તે અતિશયસંપન્ન શ્રી મહાવીર પ્રભુને સર્વજ્ઞ અવસ્થામાં પણ છ મહિના સુધી લોહીખણનો વ્યાધિ રહ્યો એ કોનો પ્રતાપ! એ કર્મરાજાનો જ પ્રતાપ સમજવાનો છે. કર્મરાજાના પ્રતાપે જ સંસારના પ્રાણી માત્રનું હલન ચલન થઈ ચૂકે છે. જેઓ ઈશ્વરને જગતના કર્તા, હર્તા અને વિધાતા માને છે એમને પણ આખરે કબુલ કરવું પડે છે કે ઈશ્વર પ્રાણીઓને પોતપોતાનાં કર્મોનું જ ફલ આપે છે. અર્થાત્ કર્મરાજા પાસે ઈશ્વર પણ પરાધીન છે. મહાપ્રતાપી પાંચે પાંડવોને વનવાસ સેવવો પડયો; દ્રૌપદીનું રાજસભામાં ભયંકર અપમાન થયું; એ પણ કર્મરાજાના પ્રતાપે જ. કોઈ એમ માનતું હોય કે પુરુષાર્થ કરવાથી બધું મનોવાંછિત મળે છે તો ખોટું છે. એક જીવ પાલખીમાં, મોટરમાં કે બગ્ગીમાં બેસી ફરે છે, હજારો સેવકો એની સેવા કરે છે, એને પાણી માગતાં દૂધ આપે છે, એની સામે જી હજુર ખુશામત કરે છે, આ પ્રાણી લગારે ઉદ્યમ–કે પુરુષાર્થ નથી કરતો, છતાંયે સુખ ચેનમાં દિવસો પસાર કરે છે. જ્યારે એક બીજો જીવ સખત મજુરી કરે છે; પરદેશ જાય છે, મહેનતમાં લગારે કચાશ નથી રાખતો, પરન્તુ એને ઉપરના નિરૂદ્યમી કરતાં બધું ઉલટું જ હોય છે. નથી તો એની પાસે વાહન, નથી નોકર ચાકર, રહેવા ગામમાં ઘર નથી, સીમમાં ખેતર નથી, એક ટંકના ભોજનના પણ સાંસા છે, માટે ભાઈઓ, મારી પાસે પુરુષાર્થની પણ કિમ્મત નથી. તદબીર કરતાં તકદીર વધી જાય છે. "भाग्यं फलति सर्वत्र" પુરુષાર્થવાદી એક આંધળાની શું દુર્દશા થઈ તે સાંભળો. એ કહેતો અને માનતો હતો કે પુરુષાર્થથી શું ન મળે! એકવાર એના ગામમાં આગ લાગી. ગામના માણસો પોતાનો જાન બચાવવા નાસવા લાગ્યા. બિચારા આંધળાને કોઈ ન લઈ ગયું. આંધળો પણ લાકડી લઈને સીધી સડકે દરવાજો શોધતો ચાલી નીકળ્યો. ગામને કિલ્લો હતો; કિલ્લાની ભીંતને હાથ દઈને ચાલતો ચાલતો જેવો ગામના દરવાજા પાસે આવ્યો ત્યાં પગમાં શૂળ વાગી. એ કાંટા કાઢવા રહ્યો ને દરવાજો ભૂલ્યો. પાછો ભીંત પકડી આગળ વધ્યો. ફરીવાર જ્યાં દરવાજા પાસે આવ્યો ને પગે જોરની ચળ આવી; પગે ખણવા રહ્યો ને દરવાજો ભૂલ્યો. બાપ, ત્યાં તો આગની જ્વાલાઓ વધી ને બિચારો સુરદાસ આગમાં બળી મૂઓ. જોયું આ ઉદ્યમવાદનું ફલ! ભાઈઓ, કર્મરાજા બહુ બલવાન છે; જેના ઉપર કર્મરાજાની કૃપા હોય તે સવા મણની તળાઈમાં સુખેથી સૂઈ શકે છે. જેના ઉપર તેની અવકૃપા થાય તેની દુર્દશા સમજવી. મારી પાસે કાલ, સ્વભાવ, નિયતિ કે ઉદ્યમ બધાયે નિષ્ક્રિય છે. માટે ભાઈઓ, કર્મરાજાના મહત્ત્વને સમજવાની જરૂર છે

આ સાંભળી ઉદ્યમવાદી ઉદ્યમલાલ બોલી ઉઠયા.

ઉદ્યમલાલ–ઓ કર્મદેવતા! બહુ અભિમાન ન રાખીએ. તને હજી મ્હારા સામર્થ્યની ખબર નથી. મ્હારા વિના તમારું કોઈનું કશું ચાલે તેમ નથી. દરેક પદાર્થની સિદ્ધિને માટે પ્રચંડ પુરુષાર્થની જરૂર છે. કોઈપણ કાર્ય અપૂર્ણ કે અસિદ્ધ રહે તેમાં પુરુષાર્થની જ

આમ સમજી લેજો. એવું કોઈપણ કાર્ય નથી જે ભગીરથ પ્રયત્ન પાસે સિદ્ધ ન થાય. એવું કયું કાર્ય છે જે ઉદ્યમ વિના સિદ્ધ થઈ શકે ? જુઓ રામચંદ્રજી સમુદ્ર પાર કરી લંકા ઉપર ગયા, યુદ્ધ કર્યું તો રાવણને હરાવી, તેનો નાશ કરી સીતા દેવીને લઈ આવ્યા જેનામાં શક્તિ કે તાકાત ન હોય એ જ કર્મ-ભાગ્ય કરીને બેસી રહે છે. પરંતુ ઉદ્યમ વિના કોઈનેય ચાલતું નથી. વાઘ ભૂખ્યો થયો હં; હવે ઉદ્યમ કર્યા વિના શું એનું પેટ ભરાવાનું છે ! ઉદ્યમ કર્યા વિના કોઈ શિકાર એના મોઢામાં જઈને બેસશે ખરો ! ઉદ્યમ વિના તલમાંથી તેલ ન નીકળે, ઉદ્યમ વિના કુવામાંથી પાણી ન નીકળે, ઉદ્યમ વિના ખેતરમાં ખેતી ન થાય. અરે, ઉદ્યમના પ્રતાપે તો આ જીવ નિગોદમાંથી ચઢતો ચઢતો એકેન્દ્રિય વ્યવહાર રાશિમાં, બેઇન્દ્રિય અને આગળ વધતો વધતો કર્મ ક્ષય કરી મોક્ષગામી બની શકે છે. કર્મ તો ઉદ્યમનો પુત્ર છે. ઉદ્યમથી જ કર્મ બંધાય છે; ભોગવાય છે અને ઉદ્યમથી જ કર્મ ક્ષય થાય છે. સુખી કે દુઃખી પ્રાણી પણ પૂર્વે ઉદ્યમ કરી શુભ કર્મ ઉપાર્જ્યાં છે તો તે સુખી છે; અશુભ કર્મ ઉપાર્જ્યાં છે તેથી દુઃખી છે. માટે ભાઈઓ, ઉદ્યમનું જ ખરૂં પ્રાધાન્ય છે. મહાપાતકી અને હત્યારો દઢપ્રહારી, એણે કેવાં ઘોર કર્મો બાંધ્યાં હતાં, પરન્તુ પ્રચંડ પુરુષાર્થથી સમસ્ત કર્મોનો ક્ષય કરી છમહિનામાં તે અરિહંત પદવી પામ્યો. સુએજની નહેર, સક્કર બેરેજનો બંધ, ગંગા અને યમુનાની મોટી મોટી નહેરો, એરોપ્લેનો, ઇલેક્ટ્રી, રેલ્વે વગેરે આ બધું ઉદ્યમ, પુરુષાર્થથી જ થાય છે. ઉદ્યમથી મનુષ્ય વિદ્યા-જ્ઞાન ભણે છે, ઉદ્યમથી લક્ષ્મી મેળવે છે; વ્યાપાર વધારે છે. ભાઈઓ, તમે ચારે જણા ઉદ્યમ પાસે કાંઈ જ વિસાતમાં નથી. ઉદ્યમ જ દુનિયામાં સર્વશ્રેષ્ઠ છે.

આમ આ પાંચે જણાએ પોતપોતાની મહત્તા દર્શાવતાં એમનો વિવાદ વધી પડયો અને દરેક જણ પોતે જ સાચા અને બીજા બધાય જુઠા, પોતેજ મોટા અને બીજા બધા નાના એમ માનવા લાગ્યા. આખરે પોતાના સમાધાન માટે સર્વજ્ઞ ભગવંત શ્રી મહાવીર પ્રભુ પાસે ગયા ત્યારે ભગવંતે ફરમાવ્યું કે મહાનુભાવો, તમે પાંચે એકાંત આગ્રહ ન રાખો ! જ્યાં એકાંત આગ્રહ ત્યાં સમ્યકત્વ નહિ. તમારા પાંચેનો સમુદાય મલ્યા સિવાય કોઈ પણ કાર્યની સંપૂર્ણ સિદ્ધિ થાય નહિ. સમ્યગ્દૃષ્ટિ જીવ સાતે નયથી સિદ્ધ વસ્તુને જ માને છે. જુઓ-આ હાથ છે એની પાંચે આંગળીઓ ભેગી થાય તો જ કામ સારું ને સફલ થઈ શકે છે. આખી સેના યુદ્ધ કરવા જાય છે, એ સંગઠિત સેના જ યુદ્ધ જીતી શકે છે. તાંતણાનો સમૂહ ભેગો થાય ત્યારે એક સરખો પટ બને છે, જુઓ તંતુઓનો સ્વભાવ પટ ઉપજાવવાનો છે, કાળક્રમે તે વણાય છે, પરંતુ ભવિતવ્યતા હોય તો પટ થાય; નહિ તો વિઘ્નો આવે છે, વણકર ઉદ્યમ કરી પટ બનાવે છે અને એનું ભાગ્ય હોય તો જ એ ભોગવી શકે છે.. અર્થાત્ આ બધા સહકારી બનવાથી જ કાર્યસિદ્ધિ થાય છે. આ જીવ ભાગ્યના પ્રતાપે હળવા કરમી બની નિગોદમાંથી નિકળ્યો, પુણ્યયોગે મનુષ્ય ભવ પામ્યો, સદ્‌ગુરૂ પાસે જઈ ધર્મ શ્રવણ કરી સન્માર્ગે આવ્યો. જ્યારે ભવ સ્થિતિનો પરિપાક થયો, ત્યારે પંડિત થઈ, વીર્યનો ઉલ્લાસ કરી સ્વભાવે ભવ્ય હોવાથી કર્મક્ષય કરી મોક્ષે ગયો. માટે મહાનુભાવો, તમારા પાંચેના સહકારની જ જરૂર છે.[1]

---

૧ મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજશ્રી કૃત પાંચ કારણોના સ્તવન ઉપરથી સચિત સારરૂપે અવતરણ છે.

આ આખા જગતની વ્યવસ્થા પાંચે કારણોના સહયોગમાં જ રહેલી છે. જુઓ આ આંબો છે—એનો સ્વભાવ કેરીઓ આપવાનો છે પરંતુ અમુક કાલ વ્યતીત કરવો જ પડશે; હવે એનો જેવો સ્વભાવ હશે એવી જ કેરીઓ થશે. એની ભવિતવ્યતા હશે તો જ આંબો તૈયાર થશે, ભાગ્યમાં હશે તો જ ભોગવાશે; અને ઉદ્યમ હશે તો જ એની રક્ષા થશે; પાણી ખાતર વગેરે મળશે, એટલે પાંચેના સહયોગની જરૂર છે. આ એક જીવ છે એનામાં મોક્ષે જવાની યોગ્યતા છે. હવે એ પુરૂષાર્થ કરશે ત્યારે અવ્યવહાર રાશિમાંથી વ્યવહાર રાશીમાં; અનુક્રમે વધતો વધતો બેઇન્દ્રિય, તેઇન્દ્રિય–પંચેન્દ્રિય–મનુષ્ય થશે. એ મનુષ્ય થયો છે પરંતુ એ ભવિ છે તો જ મોક્ષે જવાનો. ભવ્યત્વ એ એનો સ્વભાવ છે. ભવિતવ્યતાના યોગે સદ્ગુરૂનો મિલાપ થશે; એ ઉદ્યમ કરી અશુભ કર્મનો ક્ષય કરી શુભ કર્મથી સુખી થઇ; સાધુજીવન સ્વીકારી આખરે સર્વથા કર્મ ક્ષય કરી મોક્ષમાં જાય છે. જેઓ જગત કર્તાને સ્વતંત્ર માને છે એમને પણ આ પાંચ કારણોના સહયોગ મલ્યા સિવાય કાર્યસિદ્ધિ માનવી પરવડે તેમ નથી. માટે મહાનુભાવો, તમારા પાંચેના સંપૂર્ણ સહકારથી જ કાર્ય સિદ્ધ થાય છે. તમે એક બીજાને નાના કે મોટા માનવા મનાવવાનું મૂકી દઇ પ્રેમ ભાવે એકથાઓ એમાં જ તમારી શોભા છે; એથી જ જગત્વ્યવસ્થા નિરૂપદ્રવ ચાલી શકશે.

આ સમાધાન સાંભળી પેલા પાંચે મિત્રોનું પણ સમાધાન થયું. અને બધા ખુશી થતાં બોલ્યા **जयतु स्याद्वादो ।**

—એક વિદ્યાર્થી

# पूजनेमें भी दया

**लेखकः—पू. मु. म. श्री. विक्रमविजयजी.**

( गताङ्कसे क्रमशः )

आगे चलकर लिखतें हैं कि '३६ वें प्रकरणको आलोचनामें सूरिजीने विकराल रूप धारण कर लिया' यह गलत है, क्योंकि सत्य वस्तुका प्रदर्शन करना इसका नाम विकरालता नहीं कही जा सकती; चोरको चोर कहनेवाला विकराल नहीं, चोरके मनमें ऐसा आवे तो यह बात दूसरी है। अतः यह विषय उपेक्षणीय है। 'दयामें खानेका मात्र भूखकी व्याकुलताको दूर करनेके लिए है लोलुपता अथवा इन्द्रिय पोषणके लिए नहीं' यह ठीक है, भूखकी व्याकुलताको मिटानेके लिए माल मसाला ही कारण नहीं है, शुष्क आहारसे भी दूर हो सकती है, फिर मालमसाला खिलाना क्यों? क्योंकि वह तो इन्द्रियके पोषणसे वीर्यकी वृद्धि करनेवाला है। 'केवल संवर और निर्जराधर्मके आराधनके लिए की जाती है'—इतनेसे पर्याप्त उत्तर नहीं आसकता है, तो भी पर्याप्त उत्तर समझे तो मूर्तिपूजकोंके संघ वगैरहसे क्या द्वेष है? वहां पर भी संवर और निर्जराधर्मकी आराधनाके लिए ही की जाती है, क्योंकि करनेवालोंकी और संघादिमें एकत्रित व्यक्तियोंकी भावना यह है, न कि इन्द्रियपोषण करनेकी भावना है। ऐसी दया करनेका शास्त्रमें जब आदेश नहीं हैं तब उस कार्यको किस तरह दया समझा जाय? सिर्फ इन्द्रियकी लोलुपताके लिए ही उसका आचरण किया जाता है,

बचने के लिए ही केवल उसका दया नाम दिया गया है। वस्तुतः ऐसी अप्रामाणिक आचरणा करनेवालेको हिंसक न कहा जाय तो और क्या कहा जाय?–हमारे उपर यह सब आक्षेप नहीं आसकता है। हमको आगम तदविरोधि शिष्टपुरुषोंका आचरण इत्यादि भी प्रमाण है, इस लिए 'दयामें हमारा तीन करण और तीन योगके त्याग भी नहीं होते, तथापि हम ध्यान रखते हैं कि दयामें जितना अधिक लाभ हो सके उठाना चाहिए' यह भी निरर्थक ही है। इस प्रकारकी दयामें कोई भी प्रमाण नहीं है, इसमें कितनी जतनाते करने पर भी हिंसा-जन्य पापके सिवा और कोई लाभ नहीं हैं। ऐसी निष्प्रामाणिक दयामें भी यदि धर्म मानते हो तो वैदिकी हिंसा तुम्हारे कथनानुसार तुमारे गलेमें चिपट जाती है। "आप हमारी दयाकी ओरसे बच नहीं सकते' ऐसा लिखते हो वह ठीक है, कहां तुम्हारी निष्प्रामाणिक दया, कहां सप्रामाणिक मूर्तिपूजा? इस लिये इसकी ओट कौन ले! जो सूरिजीने इस विषयको दर्शाया है वह केवल 'तुष्यतु दुर्जन' न्यायसे ही है। इस लिये ऐसे सदोष और निष्प्रामाणिक आरम्भ समारम्भ करानेवाले साधुओं वगैरह और उसमें संमिलित होनेवालेको किस तरहसे अहिंसक कहा जाय? विवेकविलासको जहां कहीं पर उद्धृत किया है तावत् मात्रसे वह ग्रन्थ सर्वांशसे प्रमाण है यह बात सिद्ध नहीं हो सकती है, क्योंकि तुम भी अपनी इष्ट सिद्धिके लिए तुम्हारे हिसाबसे अप्रमाणभूत कितने ही ग्रन्थोंका पाठ उद्धृत करते हो, एतावता क्या वह ग्रन्थ तुमको प्रमाणतया संमत है? यदि नहीं तब अन्यत्र एसे ही समझो। हेमचन्द्राचार्यजीका भी जो तुमने दिखलाया है वह भी ठीक नहीं, क्योंकि शास्त्रकारोंका नियम है जगतका स्वरूप दिखलाना, ग्राह्य और अग्राह्य तो विवेक शास्त्राधीन है। यदि खराब अच्छा नहीं दिखलाया जाय तो किस तरह भव्योंको हेयोपादेय ज्ञान होवे? इस लिए शास्त्रकारोंकी प्रथाको समझे बिना उनपर आक्षेपधूली फेंकना मूर्खताके सिवा और क्या कहा जाय? तुम जो वज्रस्वामीके विषयको लेकर आक्षेप करते हो यह सर्वथा झूठ है। क्योंकि महान् उपकार और शक्ति हो तो ऐसे कार्यके लिए तैयार हो जाना प्रभुधर्म बढानेकी प्रीति ही है। यह बात तुम भी स्वीकारते ही हो क्योंकि पीछे तुम लिख आये हो कि पानीमें बहती हुई साध्वीको भी त्यागमार्गकी रक्षाके लिए साधु बचा सकते हैं, इत्यादि। तो क्या यह कार्य करते हुए तुम्हारे साधुओंने संयमधर्मको ठोकर नहीं मारी!

समवसरणके फुलोंको अचित्ततामें सेनप्रश्नका प्रमाण खोटा है, क्योंकि वहां सचित्त ही है ऐसा लिखा नहीं है, और इस बातको तुम भी मानते हो "जलथलयभासुरपभूतेणं विंटट्ठाइणा दसद्धवण्णेणं कुसुमेणं जाणुस्सेहपमाणमित्ते पुप्फोवयारे किज्जइ ॥१॥" "जलस्थलजं भास्वरं प्रभूतं च कुसुमं तेन वृन्तस्थायिना ऊर्ध्वमुखेन दशार्द्धवर्णेन–पंचवर्णेन जानुनोरुत्सेधस्य उच्चत्वस्य यत् प्रमाणं तदेव प्रमाणं यस्य स जानूत्सेधप्रमाणमात्रः पुष्पोपचारः पुष्पप्रकर इति।"

सूत्रोंमें तो 'स्थलजाइ' 'जलजाइ' ऐसे शब्द हैं किन्तु 'वैक्रिय'का नाम तक नहीं है इस लिए 'स्पष्ट वैक्रियसे फूल बरसानेका लिखा है' ऐसा बिना पाठ दर्शाये लिखना वांचकोंको भ्रममें डालना मात्र है। और सूत्रका आशय भी ऐसा नहीं निकलता कि केवल वैक्रियकी ही वृष्टि हुई है। 'पुरिससिहाणं' आदि स्थलोंमें उपमावाची शब्दके बिना जोडे ही जब बन गये तब यहां क्यों नहीं' ऐसा लिखना भी गलत है। 'देवाय' जब बनता है तो 'सर्वाय' क्यों न बने? ऐसे बकनेवालोंकी तरह तुम्हारी दलील है। पुरुषसिंहेभ्यः इत्यादि स्थलोंमें तो उपमावाचक शब्द है ही है, नहीं है ऐसा कहना व्याकरणशास्त्रकी एकदम अनभिज्ञताको जाहिर करना है। विजयानन्दसूरिजीके पाठकी अक्षरशः सिद्धि करनेका विलंब नहीं है, कोई क्या उसका खंडन करनेके लिए कलम उठाकर लिखेगा, इस भवमें या भवान्तरमें, तब सिद्ध करेंगे। 'केवल वह पाठ खोटा है' ऐसा कहनेसे खोटा सिद्ध होता नहीं, अगर सिद्ध होता हो तो मैं भी कहता हुं कि वह सच्चा है। बहुत कालसे परिगृहीत वस्तुको कोई समझकर त्याग करता है, और त्याग करके भी उदासीनताका अनवलंबन नहीं रखते हुए जब वस्त्वन्तरको ग्रहण करता है तब निष्पक्षपाति पुरुषोंको अवश्य ही कहना होगा, कि उस व्यक्तिने छोडी हुई वस्तुमें अवगुणका जानकर के हो परित्याग किया और अन्य वस्तुका जो ग्रहण किया उसमें पूर्ववस्तुमें परिदृष्ट अवगुणोंका अभाव देखा, अन्यथा वह उसका परिग्रह ही नहीं कर सकता, क्योंकि वह तो अज्ञ नहीं है किन्तु समझदार है, तो इसमें निष्पक्षपातसे यही सिद्ध होता है कि पूर्व वस्तुसे वह वस्तु श्रेष्ठ है। जो पुरुष मिथ्यात्वको छोडकर सम्यक्त्वको ग्रहण करता है, तो पूर्व भावोंमें उपेक्षणीय बुद्धि हुए बिना ही स्वीकार करता है? नहीं। तो एवं च इससे भी उत्तर वस्तुकी सत्यताकी पुष्टि ही होती है। इसीसे मूर्तिपूजकका मत सच्चा कहना ही होगा। उन्होंने अपनेमें शिथिलताके कारण ही पूर्ववस्तुको छोडा ऐसा कहना भी गेरव्याजबी है, क्योंकि वे हैं समझदार, युक्तायुक्तका परिशीलन करनेवाले, हजारोंके उपदेशक, वैराग्यभावनामें अतीव दृढ। इस लिए शिथिलताका कारण कहना बहाना है।

इस तरह प्रत्यालोचनाको कहींपर संक्षिप्त रूपसे, कहींपर विस्तृत रूपसे और कहींपर प्रत्यालोचकका असंबद्ध प्रलाप होनेके कारण उपेक्षासे खंडन किया गया है। विशद रूपसे अनेकों प्रमाणों द्वारा अगर खंडन किया जाता तो लेख अतीव विस्तृत हो जाता, यदि इस पर भी कोई कलम चलानेका साहस करेगा तो उसका भी जवाब दिया जायगा, परन्तु इसका खंडन करना दुःशक्य है, और लेखकका मर्म नहीं समझकर यद्वा तद्वा लिखे वह बात जुदी है।

सम्पूर्ण

## રૂપેરી અક્ષરના કલ્પસૂત્રની પ્રશસ્તિગત

# રાજપાલના વાસસ્થાન અને સંવતનો વિમર્શ

લેખક—શ્રીયુત ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી, મહુધા

( જૈન સત્ય પ્રકાશ વિ. સં. ૨૦૦૧ના માહ સુ. ૨ના અંક ૪ના પૃ. ૬૧ થી ૬૪ સુધીમાં પ્રસિદ્ધ કરાએલી પૂજ્ય મુનિવર્ય શ્રી જયંતવિજયજી સંગ્રહીત રૂપેરી અક્ષરના કલ્પસૂત્રની પ્રશસ્તિમાં પ્રશસ્તિગત વ્યક્તિઓનું વાસસ્થાન, પુષ્પિકા સાથે મૂલ પ્રશસ્તિના સંવતનો વિરોધ, અને રાવણતીર્થ, અને એક જ કાર્ય માટે બે ઉપદેશકોનો નિર્દેશ આ ચાર વસ્તુઓ સંદિગ્ધ હોવાનું મુનિરાજશ્રીએ જણાવ્યું છે. તેનું સમાધાન મારી નમ્ર બુદ્ધિ પ્રમાણે નીચે મુજબ થઈ શકે છે.)

એ તો સુવિદિત જ છે કે જૈન તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તનુસાર જ્ઞાનાચારના આચારો જ્ઞાનાવર્ણીય કર્મના નાશ માટે છે. જ્ઞાની, જ્ઞાનોપકરણો અને એ બન્નેનું બહુમાન ભારતભૂમિમાં ધર્મનું બીજારોપણ થતાંની સાથે જ ભગવાન ઋષભદેવે ઉપદેશ્યું છે, અને તેને જ પુનરુજ્જીવિત કરી પરમાત્મા મહાવીરદેવે પુનઃ પ્રકાશી માનવહૃદયમાં તાજું કર્યું છે. ભગવાન મહાવીરદેવને થયાને આજ લગભગ અઢી હજાર વર્ષ જેટલો સમય વ્યતીત થઇ ગયો, છતાં તેમનો અમર ઉપદેશ તેમની શિષ્ય સંતતિએ એવો તો ઉજ્જીવિત રાખ્યો છે કે તેના ફલરૂપે જૈન સમાજ આ જ્ઞાનોપાસનાનું આત્મહિતકર તત્ત્વ ભૂલતો નથી, જેના ફલસ્વરૂપે અનેક પ્રાચીન પુસ્તકભંડારો અસ્તિત્વમાં આવ્યા છે. અને હાલ પણ જ્ઞાનોદ્ધારનું કાર્ય કરવામાં જૈન સમાજ હાથ લંબાવવામાં પાછો પડ્યો નથી.

પ્રભુની પવિત્ર વાણીરૂપ આગમ પુસ્તકો પ્રત્યે જૈન સમાજના પરમપૂજ્ય ભાવની અધિક દેદીપ્યમાન ભક્તિ જ આવી સુવર્ણ અને રજતાક્ષરી પ્રતિઓના જન્મનું કારણ છે, અને એ ભક્તિભાવને જ્વલંત કરનારી વિદ્વાનોને હાથે લખાએલી આવી અનેક પ્રશસ્તિઓ છે કે જે ભક્તોએ વગર માગ્યે પોતાની કીર્તિના અમર સ્થંભરૂપ છે.

આવી પ્રશસ્તિઓના નિર્માતા નિસ્પૃહ જૈન વિદ્વાન મુનિવરો છે કે જેઓ ભક્તોની ખુશામતથી વેગળા છે. પરન્તુ તેઓએ દીર્ઘ વિચાર કરી આ કામ પોતાનું સમજી સારી રીતે બજાવ્યું છે, જેથી વણિક્પ્રધાન આ ક્ષાત્ર જાતિને પોતાના પૂર્વજોની ધર્મ પ્રત્યે કેવી ભક્તિ હતી તેનું ભાન થાય અને વિસ્મૃતિને પડદે ઢંકાઇ જતી અનેક બાબતોને સજીવન રાખીને ભક્તોના હૃદયમાં એ પ્રત્યેનું આકર્ષણ અને સદ્ભાવ સદા—સર્વદા જાગતાં રહે.

પ્રશસ્તિમાં જણાવ્યા મુજબ ઓસવાલવંશીય રાજપાલનું વંશવૃક્ષ આ પ્રમાણે થાય છે—

પ્રશસ્તિદર્શિત પરમાર્હત રાજપાલના પૂર્વજોની વંશાવલી અને કુટુંબી જનોની ઓળખાણ ઉપર પ્રમાણે જાણી તેઓએ શું શું ધર્મકાર્યો કર્યાં તે સંક્ષિપ્ત રીતે પણ સુનિશ્ચિત સ્વરૂપમાં જાણવું.

આ પ્રશસ્તિને આપણે બે વિભાગમાં વહેંચી શકીએ, એક વિભાગમાં સૂત્ર લખાવનારનાં સત્કૃત્યોની સંક્ષિપ્ત નોંધ, અને બીજા ભાગમાં તે કૃત્ય કરવા માટે ઉપદેશ કરનારાઓનો તેમની વંશાવલી પૂર્વક નિર્દેશ છે.

પ્રશસ્તિના વિભક્ત વિષય તપાસ્યા પછી આપણી નજર તેમાં વર્ણવેલી વિશિષ્ટ બાબતો તરફ જાય છે. તેમાં પ્રથમ બાબત તો ઓસવાલ જ્ઞાતિના સુભટસિંહના પુત્ર રામસિંહે કરેલાં બે-ત્રણ ધર્મકાર્યોની નોંધ તથા તેના પૌત્ર રાજપાલે કરેલાં ધર્મકૃત્યની નોંધ છે. એનો સંક્ષિપ્ત સાર મુનિરાજશ્રીએ આપેલો હોઈ અમે પિષ્ટપેષણ કરવા ઇચ્છતા નથી, પરન્તુ તેમાં તેમના વાસસ્થાનનો સ્પષ્ટ ઉલ્લેખ નથી. સાતમા અને આઠમા શ્લોકમાં એક જેસલમેર અને બીજું અણહિલપુરપાટન એ બે ગામોનાં નામ છે.

૧ આમાં વાસસ્થાન કયું છે એનો વિચાર કરતાં પરમાર્હત રાજપાલનું વાસસ્થાન પાટણ વધારે સંભવિત જણાય છે. કારણ કે ત્યાં તે ઉદ્યાપનોત્સવ અને અંગરચના કરે છે.

ઘણું કરીને દરેક વ્યક્તિ પોતાના ઘર આંગણે જ આવું કાર્ય કરવા ચાહે એ સાદી નજરે તપાસતાં ચોક્કસ સમજાય તેવું છે.

૨ બીજી બાબત રાવણુતીર્થની છે કે જ્યાં ધર્મસિંહને સંઘવી તરીકેનું તિલક થાય છે. આ રાવણુતીર્થ હાલનું રાણકપુર હોવાનું સોળસા સંભાવત છે. એમ માનવાનું કારણ એ છે કે એ શબ્દના વચલા અક્ષરને ઉડાવી લેવાથી તેનુ હાલ પ્રસિદ્ધ રૂપ થવા જાય છે. તેથી રાવણુતીર્થ રાણકપુર છે એમ માનવાને આપણને કારણ મળે છે.

વળી ઉપરોક્ત રાવણુ શબ્દની અર્થસંગતિ કરી જોઇએ તો પણુ તે એ તીર્થને લાગુ પડે છે. આ ત્રણુ અક્ષરના શબ્દોનું પ્રથક્કરણુ કરાએ તો રા+વણુ, વણુ એટલે વન, રા—રાજતે શોભતેતિ રાવણુ અર્થાત્ વનને શોભવતું તીર્થ તે રાવણુતીર્થ, રાણકપુર જ નિશ્ચિત થાય છે કેમકે તે વનની અંદર જ બાંધવામાં આવ્યું છે.+

૩ ત્રીજી બાબત પ્રશસ્તિના શ્લોકમાં દર્શાવેલા સંવતથી પુષ્પિકાનો સંવત જુદો પડે છે. આ પ્રકારની ભ્રાંતિ ઉત્પન્ન કરનાર માત્ર એક યુગ શબ્દની સંખ્યા જ છે. જ્યોતિષના નિયમ પ્રમાણે યુગ પાંચ વર્ષનો થાય છે અને લૌકિક કાલ વિભાગ વાચક યુગ સંખ્યા ૪ની છે એ બન્ને મળીને ૫+૪=૯ થાય છે એ પુષ્પિકા સાથે બરોબર બંધબેસતો છે.

૪ ચોથી બાબત છે, ૨૧મા શ્લોકમાં આ પ્રશસ્તિવાળી પ્રતિ રાજપાલે ખરતરગચ્છાચાર્ય શ્રી જિનસાગરસૂરિના ઉપદેશથી લખાવી, પરન્તુ પુષ્પિકામા તેમના વિજયરાજ્યમાં ક્ષમામૂર્તિ મહોપાધ્યાયના ઉપદેશથી લખાવ્યાનુ જણાવ્યુ છે, એનો વાસ્તવિક હેતુ એટલો જ છે કે પ્રાચીન કાલમાં ગમે તે વિદ્વાનના ઉપદેશથી ધર્મકૃત્ય થયુ હોય, પણુ આવી પ્રશસ્તિ કે શિલાલેખ લખતાં તેનો યશ પટધર આચાર્યોને દરેક વિદ્વાન આપતો. તેને અનુલક્ષીને મૂલ પ્રશસ્તિવૃત્તમાં આચાર્યનો નિર્દેશ કરેલો છે પરન્તુ એ કાર્ય માટે પ્રેરક ઉપદેશ આપનાર તો મહોપાધ્યાય ક્ષમામૂર્તિ જ છે. એ પ્રમાણે પ્રશસ્તિગત ચાર સંદિગ્ધ બાબતોનું સમાધાન થઇ જતું હોવાથી આ લઘુ લેખ સમાપ્ત કરૂં છું.

તા. ક. અમને પણુ આવી જ એક પ્રાચીન પ્રશસ્તિ મળી આવી છે જે અપૂર્ણ છે. તે યથાસમય વિદ્વાનોને સાદર કરવા પ્રયત્ન કરીશું.

+ આ કલ્પના કેટલા સાચી છે તે વિચારણીય છે. —તંત્રી

## સ્વીકાર

(૧) श्रीपूर्णभद्रगणिविरचितं अतिमुक्तकमुनिचरित्रम् (पद्यं) – (પ્રતાકાર); પ્રકાશક–શ્રી જિનદત્તસૂરિજ્ઞાનભંડાર, સુરત; પત્ર સંખ્યા ૧ ; ભેટ.

(૨) श्रीविवेकसमुद्रगणिविरचितं श्रीपुण्यसारकथानकम् (पद्यं) – (પ્રતાકાર) પ્રકાશક–ઉપર મુજબ; પત્ર સંખ્યા ૧૮; ભેટ.

(૩) श्रीजिनप्रभसूरीश्वरविरचित बृहत् ह्रींकारकल्पविवरण तथा वर्धमानविद्याकल्पः (પ્રતાકાર) સંશોધક–પૂ. પં. શ્રી પ્રીતિવિજયજી ગણી; પ્રકાશક ડાહ્યાભાઈ મોહનલાલ, પાંજરાપોળ, અમદાવાદ; પત્રસંખ્યા ૨૬; ભેટ.

(૪) योगप्रदीपः કર્તા–પૂ. ઉ. મ. શ્રી મંગલવિજયજી; પ્રકાશક–હેમચંદ સવચંદ શાહ, કલકત્તા; પૃષ્ઠ સંખ્યા ૭૪૮.

(૫) वीरधर्मपट्टावली: કર્તા તથા પ્રકાશક ઉપર મુજબ.

(૬) सुदर्शनपण्डित-प्रत्युत्तरम् वा भ्रमशोधक–કર્તા તથા પ્રકાશક ઉપર મુજબ.

(૭) પ્રથમ કર્મગ્રંથ–પદ્યમય અનુવાદ ટિપ્પણ આદિ યુક્ત: વિવેચનાદિ કર્તા–પૂ. મુ. મ. શ્રી. દક્ષવિજયજી; પ્રકાશક–જૈન ગ્રંથ પ્રકાશક સભા, પાંજરાપોળ, અમદાવાદ; પૃષ્ઠ. ૧૪૮ મૂલ્ય ૭ આના.

(૮) જિનસંગીતસરિતા–કર્તા તથા પ્રકાશક ઉપર મુજબ. પૃષ્ઠ ૧૨૪, મૂલ્ય બાર આના.

(૯) હીરપ્રશ્નોત્તરાનુવાદઃ અનુવાદક–પૂ. મુ મ. શ્રી વિદ્યાનંદવિજયજી; પ્રકાશક–શ્રી. મુક્તાબાઈ જ્ઞાનમંદિર, ડભોઈ, પૃષ્ઠ ૨૩૮, મૂલ્ય એક રૂપિયો.

(૧૦) सिद्धहेमदीपिकाप्रकाश (प्रथम भाग): દીપિકાકાર–પૂ. મુ. મ. શ્રી દક્ષવિજયજી; પ્રકાશકાર–પૂ. મુ. મ શ્રી મહિમાપ્રભવિજયજી; પ્રકાશક–જૈન ગ્રંથ પ્રકાશક સભા, અમદાવાદ. પૃષ્ઠ ૧૦૪; મૂલ્ય ચૌદ આના.

(૧૧) સદ્બોધસંચય: સંપાદક–પૂ મુ. મ. શ્રી મહિમાવિજયજી; પ્રાપ્તિસ્થાન–મહેતા કાંતિલાલ રાયચંદ, સાણંદ. (દોઢ આનાની ટીકીટ મોકલવાથી ભેટ મળે છે). પૃ. ૧૦૮.

(૧૨) સદ્ગતિની ચાવી–પ્રકાશક-શ્રી વિજયલબ્ધિસૂરીશ્વર સેવા સમાજ, ઈડર, ભેટ પૃષ્ઠ ૧૦૦.

(૧૩) નૂતન સ્તવનાવલી : કર્તા પૂ આ. મ. શ્રી. વિજયલબ્ધિસૂરીશ્વરજી; પ્રકાશક જૈન સંઘ, છલાલ, ભેટ, પૃષ્ઠ ૯૮.

(૧૪) ધન્ય જીવન: ખંડ ૧–૨-૩ : કર્તા પૂ. મુ, મ. શ્રી. કનકવિજયજી : પ્રકાશક જૈન સ્વાધ્યાય મંદિર, સાવરકુંડલા, પૃષ્ઠ ૩૭૬.

(૧૫) ચૈત્યવંદનભાષ્યનો છંદોબદ્ધ ભાષાનુવાદ : કર્તા પૂ. મુ. મ. શ્રી. સુશીલવિજયજી; પ્રકાશક જૈન ગ્રંથ પ્રકાશક સભા, અમદાવાદ, પૃષ્ઠ ૮૮, મૂલ્ય આઠ આના.

(૧૬) વિદ્યાનંદવિનોદ યાને નૂતનસ્તવનાવલી : કર્તા. પૂ મુ. મ. શ્રી. વિદ્યાનંદવિજયજી; પ્રકાશક માસ્તર મોતીલાલ જગજીવનદાસ, જુનાગઢ મૂલ્ય ચાર આના.

(૧૭) પવિત્રતાને પંથે: લેખક રાજહંસ; પ્રકાશક વિજયલબ્ધિસૂરિ જૈન ગ્રંથમાળા; ગારીઆધાર. મૂલ્ય બે આના.

(૧૮) શ્રી જિનસ્તવનાદિ : કર્તા પૂ. મુ. મ. શ્રી યશોભદ્રવિજયજી, પ્રાપ્તિસ્થાન રાયચંદ હરચંદ કાપડિયા. વલસાડ.

વર્ષ ૧૦ : અંક ૬] તંત્રી-ચીમનલાલ ગોકળદાસ શાહ [ક્રમાંક ૧૧૪

## વિ ષ ય - દ ર્શ ન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

શ્રી વીરવિમલજીકૃત

## આત્મચિંતવનસ્વાધ્યાય

સંગ્રાહક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ચંપકસાગરજી

( પૂ. આ. મ. શ્રી. સાગરાનંદસૂરીશ્વરવિનેય. )

જે જિમ સર્જ્યું તે તિમ હોવે, ન મટે ઇંદ ને ચંદ રે;
કહે તે વીતરાગ વિચારી જોજો, મ પડો કુડે ફંદે રે. જે૦ (૧)
"ભાવિ કોઈને ન મિટે રે", શ્રી વીરવાણી ઇમ ભાખે રે;
ઇંદ્ર કહે પ્રભુ આયુ વધારો, ક્ષણ ન વધે યત્ન લાખે રે. જે૦ (૨)
ઋષભ દેવના પુત્ર પનોતા, ભરત બાહુબલ જાણ્યા રે (જોધા રે);
અનેક જુધ જીવે બહુ વિધ કિધાં, ઇંદ્ર વયણ સમજાવ્યા રે. જે૦ (૩)
મહાવીર સરીખા ગુરુ માથે, સમકિત શ્રેણિક રાય રે;
નરક ન જાવા ઉપાય જ કિધો, ભાવિ પાછું ન થાય રે. જે૦ (૪)
સાઠ સહસ સગરના બેટા, સમકાલે સમાણા રે;
સમકાલે જે જાયા હુંતા, પણ કુણે ન રખાણા રે. જે૦ (૫)
ષટ ખંડ સાધી લોભ મત વાધી, સુભમ સાયર ચઢિયો રે;
નવનિધિચઉદરયણપતી બુડયો, સાતમી નરકે પડિયો રે. જે૦ (૬)
દેવલોક સરીખી જે હુંતી, નગરી આપ નિપાઇ ઇંદ્રે રે;
તે દ્વારિકાનો ક્ષય કરિને, સ્યું ચાલ્યું ગોવિંદ રે. જે૦ (૭)
સહસ ગમે દેવે પરવરિયો, તરવરિયો રાયરાણો રે;
નયણ વિહુણો અંધ કહાણો, બ્રહ્મદત્ત ચક્રી જાણો રે. જે૦ (૮)
કોડ ઉપાય જો કિજે કારોમો, ભાવિ પ્રાણી ન છુટે રે;
હરિ હર બ્રહ્મા રાખી ન શકે, જબ જેહનું આયુ ત્રુટે રે. જે૦ (૯)
સાત પાંચ ઉપદેશજયું રૂપે, વચન કહ્યાં ઉત્સાહે રે,
વર્દ્ધમાન વાણી સુણીને, ચેતો ભવિક મન માંહે રે, જે૦ (૧૦)
સંસાર નાટક કારીમો જાણી, સમજ સમજ હો પ્રાણી રે;
**દેવવિમલ** ગુરૂ ઉપદેશે, **વીર** વદે એમ વાણી રે. જે૦ (૧૧)

આ સ્વાધ્યાયમાં બીજી કડી ત્રૂટક હોવાથી પૂરી કરી છે. આ સ્વાધ્યાય અઢારમી સદીમાં લખાયેલ પ્રત ઉપરથી ઉતારવામાં આવી છે.

---

**સૂચના:**—માસિક દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે, તેથી સરનામાના ફેરફારનાં ખબર બારમી તારીખ સુધીમાં અમને જણાવી દેવાં.

---

મુદ્રક:—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય—અમદાવાદ. પ્રકાશક:—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

श्री जैन सत्य प्रकाश

| वर्ष १० | विक्रम सं. २००१ : वीरनि. सं. २४७१ : ई. स. १९४५ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ६ | प्रथम चैत्र शुदि १ : गुरुवार : १५ मी मार्च | ११४ |

# દસમુહવહ, ગઉડવહ અને જૈન જગત

( લે. પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. )

[૧]

ભારતીય સાહિત્યમાં અને ખાસ કરીને પાઈય (પ્રાકૃત) મહાકાવ્યોમાં પ્રવરસેને પંદર આશ્વાસકમાં અને પહેલેથી છેલ્લે સુધી 'સ્કંધક' નામના એક જ છંદમાં રચેલ દસમુહવહ (સં. દશમુખવધ) અગ્ર સ્થાન ભોગવે છે. આ મહાકાવ્યનાં રાવણવહ (સં. રાવણવધ) અને સેતુબંધ (સં. સેતુબન્ધ) એવાં બે નામાન્તરો છે. એનો વિષય રાવણનો વધ છે એટલે કે આ રામના ચરિત્રનો એક ભાગ છે. આ મહાકાવ્યનો દંડીએ કાવ્યાદર્શ (૧-૩૪)માં તેમજ બાણે હર્ષચરિતમાં ઉલ્લેખ કર્યો છે. એટલે વાનરસેનાના પ્રસ્થાનથી માંડીને રાવણના વધ સુધીની હકીકત રજુ કરનારું આ મહાકાવ્ય ઈ. સ. ના છઠ્ઠા સૈકા કરતાં તો અર્વાચીન નથી જ. ઈ. સ. ૧૮૮૦-૮૩ માં સીજફ્રીડ ગોલ્ડસ્મિત (Seigfried Goldschmidt) દ્વારા એનું સંપાદનકાર્ય થયું છે એટલું જ નહિ પણ આ જર્મન વિદ્વાને એનો જર્મન ભાષામાં અનુવાદ કર્યો છે. આ મહાકાવ્ય વિ. સં. ૧૬૫૨માં રાજા રામદાસે રચેલી ટીકા સહિત કાવ્યમાલામાં ગ્રન્થાંક ૪૭ તરીકે ઈ. સ. ૧૮૯૫માં પ્રસિદ્ધ થયું છે, પણ અત્યાર સુધીમાં એનો જર્મન સિવાયની કોઈ પણ ભાષામાં-કોઈ ભારતીય ભાષામાં પણ અનુવાદ પ્રસિદ્ધ થયો હોય એમ જણાતું નથી. પાઈય સાહિત્ય પ્રત્યેની ઉદાસીનતાનો આ એક નમૂનો છે. જીવદેવે કોઈ પાઈય પ્રબંધ રચ્યો છે અને તેની પ્રશંસા સુપાસનાહચરિયમાં તેમજ તિલકમંજરીમાં છે, તો આ પ્રબંધનો હજી સુધી કશો પત્તો જ નથી એ પણ શું કહેવાય !

ઉદ્દ્યોતનસૂરિએ કુવલયમાલામાં અને જિનસેને હરિવંશપુરાણમાં જેમ પ્રાચીન કવિઓની પ્રશંસા કરી છે તેમ વિક્રમની અગિયારમી સદીમાં થઈ ગયેલા અને શોભન મુનીશ્વરના બન્ધુ ધનપાલે તિલકમંજરીમાં કેટલાક [૧]કવિઓની તેમજ કેટલીક [૨]કૃતિઓની

---

[૧] વાલ્મીકિ (શ્લો. ૨૦), કાનીન અર્થાત્ વ્યાસ (શ્લો. ૨૦), જીવદેવ (શ્લો. ૨૪), કાલિદાસ (શ્લો. ૨૫), બાણ (શ્લો. ૨૬-૨૭), માઘ (શ્લો. ૨૮), ભારવિ (શ્લો. ૨૮), ભવભૂતિ (શ્લો. ૩૦), વાક્પતિરાજ (શ્લો. ૩૧), ભદ્રકીર્તિ (શ્લો. ૩૨). યાયાવર (શ્લો. ૩૩), મહેન્દ્રસૂરિ (શ્લો. ૩૪), રુદ્ર (શ્લો. ૩૫) અને કર્દમરાજ (શ્લો. ૩૬).

[૨] બૃહત્કથા (શ્લો. ૨૧). તરંગવતી (શ્લો. ૨૩), કાદમ્બરી (શ્લો. ૨૭), હર્ષાખ્યાયિકા (શ્લો. ૨૭), સમરાદિત્યચરિત્ર (શ્લો. ૨૯), ગૌડવધ (શ્લો. ૩૧) અને ત્રૈલોક્યસુન્દરી (શ્લો. ૩૫).

પ્રશંસા કરી છે. તેમાં પ્રવરસેનને ઉદ્દેશીને નીચે મુજબનું પદ્ય જોવાય છે;—

"जितं प्रवरसेनेन रामेणेव महात्मना ।
तरत्युपरि यत्कीर्तिः सेतुर्वाङ्मयवारिधेः ॥"

કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિએ કાવ્યાનુશાસન ઉપર જે અલંકારચૂડામણિ અને વિવેક રચેલ છે તે પૈકી અલંકારચૂડામણિ (પૃ. ૪૬૧)માં સેઉબંધ (પા. સેતુબંધ)નો બે વાર નિર્દેશ છે, જ્યારે વિવેક (પૃ. ૪૫૬)માં વક્તવ્ય અર્થના પ્રતિજ્ઞાનના ઉદાહરણ તરીકે આ સેઉબંધના પ્રથમ આશ્વાસકનું બારમું પદ્ય અને પ્રયોજનના ઉપન્યાસના ઉદાહરણ તરીકે આ જ આશ્વાસકનું દસમું પદ્ય અપાયેલ છે વિશેષમાં વિવેક (પૃ ૪૫૮)માં અર્ણવના વર્ણન માટે સેતુબંધ ઇત્યાદિ જોવાની, શરદ્, વસંત, ગ્રીષ્મ, વર્ષા વગેરે ઋતુઓનાં વર્ણન માટે સેતુબન્ધ, હરિવિજય, રઘુવંશ, હરિવંશ ઇત્યાદિ જોવાની અને સૂર્યાસ્ત સમયના વર્ણન માટે કુમારસમ્ભવ, હરિવિજય, રાવણવિજય, સેતુબન્ધ ઇત્યાદિ જોવાની ભલામણ કરાયેલી છે.

અલંકારચૂડામણિ ( પૃ. ૪૬૧ )માં કહ્યું છે કે

સંસ્કૃત ભાષામાં મહાકાવ્ય રચાયું હોય તો તેના વિભાગો 'સર્ગ' કહેવાય, જેમકે હયગ્રીવવધ વગેરેમાં. પાઇયમાં મહાકાવ્ય હોય તો તેના વિભાગ આશ્વાસક (પા. આસાસઅ) કહેવાય, જેમ કે સેતુબન્ધ વગેરેમાં. આ પ્રમાણે સેતુબન્ધનો પ્રથમ નિર્દેશ છે. બીજો નિર્દેશ જે મહાકાવ્યમાં આદિથી અન્ત સુધી એક જ છંદ હોય તેના ઉદાહરણાર્થે છે. [1]રાવણવિજય, હરિવિજય, સેતુબન્ધ વગેરેમાં પહેલેથી છેલ્લે સુધી એક જ છંદ છે.

વિવેક (પૃ. ૪૫૭)માં પ્રવરસેનનો ઉલ્લેખ છે. આ કવિને 'અનુરાગ' પ્રિય છે એમ અહીં કહેવાયું છે.

[ ૨ ]

ગઉડવહ એ આર્યા છંદમાં મરહટ્ઠી ભાષામાં ૧૨૦૯ પદ્યમાં રચાયેલું મહાકાવ્ય છે. એમાં મંગલાચરણ તરીકે ૬૧ પદ્યો છે. એ દ્વારા બ્રહ્મા, હરિ, નૃસિંહ, મહાવરાહ, વામન, કૂર્મ, મોહિની, કૃષ્ણ, બલભદ્ર, મધુમથ, શિવ, ગૌરી, સરસ્વતી, ચન્દ્ર, સૂર્ય, અહિવરાહ, ગણપતિ, લક્ષ્મી, કામ અને ગંગાની સ્તુતિ કરાયેલી છે. ત્યારપછીનાં ૨૭ પદ્યોમાં કવિની પ્રશંસા છે. ૯૯ મા પદ્યથી કાવ્યનો પ્રારંભ થાય છે અને એમાં યશોવર્માની મહત્તા વર્ણવાયેલી છે. બંગાળના એક પ્રાચીન વિભાગ નામે ગૌડના રાજાનો વધ એ આ મહાકાવ્યનો મુખ્ય વિષય છે. એમાં ૭૯૭ થી ૮૦૪ સુધીનાં પદ્યમાં એના કર્તા વાક્પતિનું ચરિત્ર આલેખાયેલું છે. સાથે સાથે એમાં કમલાયુધ, ભવભૂતિ, ભાસ, જ્વલનમિત્ર, કુન્તીદેવ, રઘુકાર (કાલિદાસ), સુબન્ધુ અને હરિચંદ્રનો ઉલ્લેખ છે. ૯૨માંથી ૯૪માં સુધીનાં પદ્યમાં પાઇયનો મહિમા વર્ણવાયો છે. ભૂષણભટ્ટે રચેલી લીલાવતીકહામાં એક સ્ત્રી-પાત્ર પાઇયની પુષ્કળ પ્રશંસા કરે છે.

---

૧ આ પાઇય કૃતિ છે અને એમાંનું એક પદ્ય ૪૫૬ માં પૃષ્ઠમાં નજરે પડે છે. પણ આના કર્તા વગેરે કશું જાણવામાં નથી.

રાજશેખરસૂરિએ વિ. સં. ૧૪૦૫ માં જે પ્રબન્ધકોશ યાને ચતુર્વિંશતિપ્રબન્ધ રચ્યો છે તેમાં દશમા પ્રબન્ધ તરીકે વિ. સં. ૮૦૭માં દીક્ષા લેનારા બપ્પભટ્ટિસૂરિનો પ્રબન્ધ છે. એમાં ધર્મ રાજા મરાતાં વાક્પતિ યશોધર્મા (? યશોવર્મા) ને હાથે કેદ પકડાયાનો અને કારાગૃહમાં પડયા પડ્યા ગૌડવધ નામનું પાઇય કાવ્ય રચ્યાનો અને એ યશોધર્મને બતાવ્યાનો અને એથી એનો છૂટકારો થયાનો ઉલ્લેખ છે. વિશેષમાં વાક્પતિનો બપ્પભટ્ટિસૂરિના મિત્ર તરીકે નિર્દેશ છે. આ વાક્પતિએ આગળ ઉપર [1]મહુમહવિજય (સં. મધુમથવિજય) નામનું પાઇય મહાકાવ્ય રચ્યું અને આમ રાજાને બતાવ્યું ત્યારે તેણે એક લાખ સુવર્ણ ટંક આપ્યા. બપ્પભટ્ટિસૂરિએ અંતમાં વાક્પતિને પોતાનો શિષ્ય—જૈન બનાવ્યાની પણ આમાં હકીકત છે.

તિલકમંજરીના નીચે મુજબના પદ્યમાં ગઉડવહનો અને એના પ્રણેતા વાક્પતિરાજનો ઉલ્લેખ છેઃ—

"दृष्ट्वा वाक्पतिराजस्य शक्तिं गौडवधोद्धुराम् ।
बुद्धिः साध्वसरुद्धेव वाचं न प्रतिपद्यते ॥"

ગઉડવહનાં ૬૮, ૮૬, ૭૧૯ અને ૪૧૦ એ અંકવાળાં પદ્યો હેમચન્દ્રસૂરિએ સિદ્ધહેમચન્દ્ર (અ. ૮)માં ૧-૬ના, ૧-૭ ના, ૧-૮ ના અને ૧-૧૪૫ ના ઉદાહરણ તરીકે રજૂ કર્યાં છે.

જેમ સંસ્કૃત સાહિત્યમાં માઘકૃત શિશુપાલવધ અને ભટ્ટિકૃત [2]રાવણવધ એ બે કાવ્યોના નામમાં અંતમાં 'વધ' શબ્દ છે[3] તેમ ચિરસ્મરણીય બે પાઇય કૃતિઓ હસમુહવહ અને ગઉડવહના અંતમાં 'વહ' શબ્દ છે. ગઉડવહ એ નામ એની પૂર્વે રચાએલી હસમુહવહ નામની કૃતિને આભારી હોય એમ જણાય છે. આ મહાકાવ્યની સંક્ષિપ્ત નોંધ મેં ચતુર્વિંશતિપ્રબન્ધના મારા ગુજરાતી અનુવાદના પરિશિષ્ટ (પૃ૦ ૨૩૨–૨૩૩) માં લીધી છે. Bombay Sanskrit and Prakrit Series માં ૩૪ મા ગ્રન્થાંક તરીકે

૧ ગઉડવહના ૬૯મા પદ્યમાં આનો મહુમહવિયય તરીકે ઉલ્લેખ છે. વિશેષમાં એ પદ્ય ઉપરથી એ ફલિત થાય છે કે ગઉડવહ રચવા પૂર્વે વાક્પતિએ આ મહુમહવિયયની રચના પૂર્ણ કરી હોવી જોઇએ અથવા તો એ રચવા પ્રવૃત્તિ કરી હોવી જોઇએ. હેમચન્દ્રસૂરિએ અલંકારચૂડામણિ (૮૧)માં આ કાવ્યનો મધુમથનવિજય એ નામથી નિર્દેશ કર્યો છે. આનન્દવર્ધને ધ્વન્યાલોકમાં આનો ઉલ્લેખ કર્યો છે. વિશેષ હકીકત માટે જુઓ ચતુર્વિંશતિપ્રબન્ધનું પરિશિષ્ટ (પૃ૦ ૨૩૩).

૨ હેમચંદ્રસૂરિએ વિવેક (પૃ૦ ૪૫૯) માં આનો ઉલ્લેખ કર્યો છે તે ગઉડવહના નામાંતરરૂપ રાવણવધનો કે કોઇ અન્ય જ કૃતિનો તે જાણવું બાકી રહે છે.

૩ વિવેક (પૃ૦ ૪૭૭) માં જે મારીચવધનો ઉલ્લેખ છે તે જો સંસ્કૃત કૃતિ હોય તો તે પણ અહીં વિચારવી.

આ મહાકાવ્ય ઉપેન્દ્રના પુત્ર હરિપાલકૃત ટીકા સાથે અને શંકર પાંડુરંગે અંગ્રેજીમાં લખેલ ઉપોદ્ઘાત, સંસ્કૃતમાં આપેલ વિષયસૂચી અને અંતમાં આપેલ પાઇય શબ્દાવલીપૂર્વક બીજી આવૃત્તિ તરીકે ઇ. સ. ૧૯૨૭માં પ્રસિદ્ધ થયેલું છે. આ પહેલાં શંકર પાંડુરંગે ઇ. સ. ૧૮૮૬ માં આ મહાકાવ્ય તેમજ એના ટીકાનું સંપાદનકાર્ય જેસલમેરના જૈન ભંડારની એક તાડપત્રીય પ્રતિ ઉપરથી શરૂ કર્યું. ત્યારબાદ પાટણના જૈન ભંડારની વિ. સં. ૧૨૮૬ ની તાડપત્રીય પ્રતિ, ખંભાતના જૈન ભંડારની વિ. સં. ૧૨૮૯ ની તાડપત્રીય પ્રતિ અને એક સરકારી તાડપત્રીય પ્રતિ તેમને મળી. આ ચાર પ્રતિઓના આધારે આ મહાકાવ્ય, ઉપર સૂચવ્યા મુજબ ઇ. સ. ૧૮૮૬ માં અને ફરીથી શબ્દેશબ્દ ઇ. સ. ૧૯૨૭ માં પ્રકાશિત થયેલું છે. આમ આના પ્રકાશનમાં જૈન જગતનો ફાળો છે.

ગઉડવહના ૭૯૮ મા પદ્યની ટીકામાં ટીકાકાર કહે છે કે એના સુગૃહીતનામધેય પિતા ભટ્ટ શ્રી ઉપેન્દ્રે કહ્યું હતું કે 'स' લેખકદોષને લઈને 'म्र' બન્યો છે, અને એમણે બાલ્યકાળમાં આ બીજી વ્યાખ્યા કરી હતી. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે ઉપેન્દ્ર એ ટીકાકારના પિતાનું નામ છે. આ ટીકાના અંતમાં નીચે મુજબ પુષ્પિકા છેઃ—

" जालान्धरीयभट्टश्रीमदुपेन्द्रहरिपालविरचितगौडवधसारटीका परिपूर्णा "

આ ઉપરથી ટીકાકારનું નામ 'હરિપાલ' છે એમ જાણી શકાય છે અને એઓ અથવા તો એમના પિતા જાલંધરના છે. શંકર પાંડુરંગ પંડિતે આ ટીકાકાર જૈન છે કે કેમ એ પ્રશ્ન ચર્ચ્યો છે. તેઓ કહે છેઃ

(૧) જેસલમેરની પ્રતિમાં જ ટીકા છે ;અને એ "ॐ नमः जिनेन्द्रेभ्यः" થી શરૂ થાય છે. આ પ્રમાણે જો કે જિનને નમસ્કાર કરાયો છે, પણ એ તો પ્રતિનો લહિયો જૈન હોવાથી તેણે આમ કર્યું હોય એ પણ બનવા જોગ છે.

(૨) સામાન્ય રીતે પાઇય તરફ જૈનોનું વલણ રહેલું છે એટલે આ ટીકાકાર જૈન હોય તો ના નહિ.

(૩) આ સંભાવના કરતાં ટીકાકારને જૈન માનવાનું કારણ એની વિશિષ્ટ જૈન શૈલી છે ? કે જેની એક વિશેષતા એ છે કે બીજા કેવળ જૈન લેખકોની જ સંસ્કૃત કૃતિમાં વાક્યના પ્રારંભમાં किल શબ્દ જોવાય છે તેમ અહીં પણ છે.

હરિપાલે રચેલી ટીકા એ પાઇયની છાયા પૂરી પાડવા ઉપરાંત ગઉડવહ સમજવામાં ભાગ્યે જ ખાસ ઉપયોગી બને છે.

ઉપર્યુક્ત પુષ્પિકામાં 'સાર' શબ્દ છે તેનો શો અર્થ છે ? શું ટીકા સારરૂપ છે કે ગૌડવધના સારની આ ટીકા છે એમ 'સાર'થી સૂચવાયું છે ? આ વાત લક્ષમાં લેતાં બીજો વિકલ્પ માનવા શંકર પંડિત લલચાયા છે. તેઓ એ વાત ઉમેરે છે કે અનેક જાતના પાઠભેદ, પદ્યોની અધિકતા ઇત્યાદિ જોઇને હરિપાલે ગઉડવહનું સંશોધન કર્યું. અને તેનો ગૌડવધસાર તરીકે નિર્દેશ કર્યો. ગઉડવહની હરિપાલકૃત ટીકા ઉપરાંત કોઈ ટીકા જૈન ભંડારમાં હોય તો તેનો ઉલ્લેખ થવો ઘટે.

ગોપીપુરા, સુરત, તા. ૨૫–૨–૪૫.

# रावणतीर्थ कहां है ?

लेखकः—श्रीयुत अगरचन्दजी नाहटा, बीकानेर.

"श्री जैन सत्य प्रकाश"के क्रमांक ११२ में प्रकाशित रौप्याक्षरी कल्पसूत्रकी प्रशस्तिमें उल्लिखित रावणतीर्थके सम्बन्धमें मैंने गतांकमें, फिर कभी प्रकाश डालनेका सूचित किया था, पर गतांकमें प्रकाशित श्री चीमनलाल लल्लुभाईका लेख देखकर उस विषयमें शीघ्र ही यथा-ज्ञात प्रकाश डालना आवश्यक प्रतीत हुआ, फलतः इस लघु लेख द्वारा, मुझे ज्ञात प्रमाणों द्वारा, इस विषयमें प्रकाश डाला जा रहा है।

श्री चीमनलालभाईने रावणतीर्थको राणकपुर होनेकी कल्पना की है पर वह सर्वथा अ-यौक्तिक प्रतीत होती है। संवतके सम्बन्धमें भी उनके समन्वयकी कल्पना समिचीन नहीं है। संवतके सम्बन्धमें तो गतांकमें मैं अपना मत प्रकाशित कर चुका हूं, और वह ठीक प्रतीत होता है। रावणतीर्थके सम्बन्धमें मेरा नम्र मत है कि यह उल्लेख अलवरके सुप्रसिद्ध रावण-पार्श्वनाथका ही सूचक है। यद्यपि प्रशस्तिश्लोकमें केवल रावणशब्द ही है, फिर भी कई तीर्थमालाओंको देखते उनमें अलवरके रावण पार्श्वतीर्थके सिवाय अन्य कोई इस नामका तीर्थ प्रसिद्ध नहीं ज्ञात होता। अतः प्रशस्तिगत रावणतीर्थ यही तीर्थ है। तीर्थमालाओंके उल्लेख इस प्रकार हैं—

१ रावण मनमां सांभर्यो, अलवरपुर हो बेठो प्रभु ठामे। सं. २४।

—(कल्याणसागररचित पार्श्वनाथचैत्यपरिपाटी) पृ. ७२।

२ हिवे मेवातदेश विख्याता, अलवरगढ कहेवायजी।

रावणपार्श्व जुहारो रंगे, सेवे सुरनर पायजी। हि. १।

—(सौभाग्यविजयजीरचित तीर्थमाला) पृ. ९८।

३ नरवर अलवर रणथंभरि रावणपासजी रक्षा करि।

—(शीलविजयजीरचित तीर्थमाला) पृ. ११०।

४ श्रीरावणप्रभुजी संकटभंजन नामइं, करहेडउ कामितपूरण मांडणगामइ।

—(मेघविजयजीरचित पार्श्वनाथनाममाला) पृ. १५१।

५ वरकाणु सफराणु राणु विझनुं रे, रावण गोडी पास।

—(रत्नकुशलरचित पार्श्वनाथसंख्यास्तवन) पृ. १६९।

६ अलवर रावण राजियो, जीरमोंकि हो तुं जागे देव।

—(शांतिकुशलरचित गोडीपार्श्वस्तवन) पृ. १९९।

उपर्युक्त छओं उल्लेख प्राचीन तीर्थमालासंग्रहसे उद्धृत किये गये हैं। अब अन्य उल्लेख दिये जारहे हैं—

७ क्षेमराजरचित पार्श्वअष्टोत्तरशतनामगर्भितस्तोत्रमें—

"श्रीकाशीरावणेषु क्षितिधरमुकुटे चित्रकूटे प्रसिद्धम्"। (हमारे संग्रहमें)

८ जसकीर्तिरचित पार्श्वअष्टोत्तरनामस्तवनमें—

"अलवरइ नयर गोपाचलइ ढक्किय रावणे पास वणारसी वंदीई इकमतइ।"

(हमारे संग्रहमें)

९ प्रगटप्रभावी पार्श्वनाथ नामक ग्रन्थके पृ. ८८, ११६ में—

"रावणपार्श्वनाथनुं देरासर हालमां अलवरमां छे, जेनो जीर्णोद्धार हमणां थाय छे। समुद्रनी मध्ये राक्षसद्वीपनी सुवर्णनी लंकाना अधिपति रावण आठमा प्रतिविष्णुनी राजधानी हती। एकदा रावण अने मंदोदरी विमानमां बेसीने क्यांय जतां हतां, ते बीजे दिवसे अलवर नजीक आवतां एक ठेकाणे तेमणे विश्राम कर्यो। भोजननो अवसर थतां प्रतिमापूजननो नियम होवाथी प्रतिमा सांभर्यां, पण प्रतिमाजी साथे लीधेलां न हतां। जेथी मंदोदरीए वालुनी मूर्ति निपजावीने तेनी रावण तथा मंदोदरीए पूजा करी। ते प्रतिमाजी अलवरमां छे।"

अलवरमें श्रीरावणपार्श्वनाथजीकी प्रतिमाको सं. १६४५ माघ वदि १३ शनिवारको आगरेके शाह हीरानंदजीने नवीन चैत्यालय बनाके स्थापित की। खरतरगच्छके आद्यपक्षीय श्रीजिनचंद्रसूरीजी वाचकरंगकलशादिने सपरिवार प्रतिष्ठा की। इस उल्लेखवाला शिलालेख इस प्रकार है—

॥ ६० ॥ सिद्धि श्रीपार्श्वनाथाय नमः ॥

स्वस्ति श्रीपार्श्वनाथोयं, रावणेति प्रसिद्धता।
धरणिपद्मार्चितोदद्याद्भव्यानामिप्सितं फलम् ॥ १ ॥

बाणेवेदे रसोर्वी मिते विक्रमवत्सरे।
माघकृष्णात्रयोदश्यां रविजे शुभवासरे ॥ २ ॥

श्रीमच्छ्रीरावणाभिधपार्श्वनाथस्य भक्तितः।
कृतेषा स्थापना नव्यं कारयित्वा सुमन्दिरम् ॥ ३ ॥

तद्यथा।

ओसवालान्वये गोत्रे सोन्यारडकसंज्ञके।
साधुः श्रीवंनसी जातो तानसी च तदात्मजः ॥ ४ ॥

तत्सूनुर्देवसिंहोभूत्प्रथमलस्तदंगजः ।
सारंगाख्योमहातेजा जातस्तन्नन्दनो बली ॥ ५ ॥
तस्याङ्गजो बभूवात्र पुण्यपालो महाभुजः ।
तं कुलोद्योतह(क)चासीत्ये पद्मेति गुणाग्रणी ॥ ६ ॥
तस्य पुत्रो गुणज्ञाता दानी विक्रमवानभूत् ।
श्रीकान्हडो जनश्रेष्ठस्तत्पत्नी विमला सती ॥ ७ ॥
तस्य कुक्षिसरोहंसः पक्षद्वयसुशोभितः ।
शुद्धसम्यक्त्वधारी च ज्ञानी दानी धनी तथा ॥ ८ ॥
हीरानंद इति ख्यातस्तत्पत्न्यौ शुद्धवंशजा ।
जीवादेति सती रम्या द्वितीया रायकूंअरि ॥ ९ ॥
श्रीयोगिनीपुरे पूर्वं सर्वेऽप्येते कृतालयाः ।
संप्रति श्रीमदर्गलपुरे चासौ [प्र] वर्त्तते ॥ १० ॥
जिनभक्तिमता तेन सम्यक्त्वगुणसेविता ।
श्रीअलवरदुर्गे च दर्शनस्य विशुद्धये ॥ ११ ॥
कारापितमिदं चैत्यमत्रैवेषां शुभे दिने ।
स्थापना पार्श्वनाथस्य प्रतिमा रावणाभिधाः ॥ १२ ॥
श्रीमत्बृहत्खरतरगच्छेशः सूरिपुङ्गवः ।
श्रीजिनसिंघसूरीन्द्रः आसीत्सर्वगुणोदधिः ॥ १३ ॥
श्रीजिनचंद्रसूरिस्तु विद्यतेऽद्य तदन्वये ।
तस्यादेशात्सहर्षेण सर्वसंघसमागमे ॥ १४ ॥
वाचकैः रंगकलशैः शीलादिगुणभूषितैः ।
परिवारयुतैश्चैतत्सत्प्रतिष्ठापनं कृतम् ॥ १५ ॥
तावन्नंदतु चैत्योऽयं हीरानंदस्तथैव हि ।
यावद्भूमिश्चन्द्रार्कौ सर्व्वे सत्वसुखाकरौ ॥ १६॥
तीर्थभक्तिरतस्यास्तु सत्वुमं (?) ।
यः पुण्यवांश्च धर्मज्ञः पुण्यक्षेत्रमचीकरत ॥ १७ ॥

एषा प्रशस्ति लिपीकृता वा० श्रीरङ्गकलशगणीनां शिष्येण राजकलशमुनिना शुभम् ॥ संवत् १६४५ वर्षे माघ वदि १३ शनि दिने श्री अकबर जलालुदीनराज्ये श्री आगरावासी साह हीरानंदेन श्री अलवरगढदुर्गे नवीनकारापितचैत्यालये श्रीरावणपार्श्वनाथस्य प्रतिमा स्थापिता । श्रीरस्तु ॥ कल्याणमस्तु ॥ शुभं भवतु ॥

## सं. १६७३ की प्लेग

लेखक:—प्रो. मूलराजजी जैन.

जब सन १९०० के लगभग भारत वर्षमें प्लेगने अपना मुह दिखाया तो लोगोंने समझा कि यह महामारी भारतमें पहली बार पड़ी है और पश्चिमसे आई है। इसी लिये बाहरसे आने वाले यात्रियों को पहले कई दिन तक कारंटीन आदिमें रखा जाता था, फिर नगरमें प्रवेश करनेकी आज्ञा मिलती थी। विदेशसे आई हुई डाकको भी धूपमें सुखाकर खोलाजाता था। परंतु वास्तव में यह महामारी भारतके लिये नई न थी। यहां वह तीन सौ बरस पहले भी पड़चुकी थी। इस बातका उल्लेख जैन कवि बनारसीदासजीने "अर्धकथा" नाम अपनी आत्मजीवनीमें किया है। जैसे—

सोलह से तिहत्तरे (१६७३) साल। अगहन कृष्ण पक्ष हिम काल ॥५६०॥

इस ही समै ईत बिस्तरी। परी आगरे पहिली मरी।
जहां तहां भागे सब लोग। परगट भया गांठिका रोग ॥ ५६३ ॥

निकसै गांठि मरै छिन मांहि। काहूकी बसाय कछु नांहि।
चूहे मरहिं वैद मरी जाहिं। भय सौं लोग अन्न नहि खांहि ॥५६४॥

कविवर बनारसीदासके कथनके समर्थनमें भक्तशिरोमणि गोस्वामी तुलसीदासजी भी एक महामारीका निर्देश करते हैं जिसके कारण काशीमें भारी जन-हानी हुई। इनका समय विक्रमकी १७वीं शताब्दी है। वे लिखते हैं—

संकर-सहर सर नर नारि बारिचर, बिकल सकल महामारी मांजा भई है।
उछरत उतरात हहरात मरि जात, भभरि भगात जल थल मीचु मई है।
देव न दयालु महिपाल न कृपालु चित, बनारसी बाढ़ति अनीति नित नई है।
पाहि रघुराज पाहि कपिराज रामदूत, रामहू की बिगरी तुहीं सुधारि लई है ॥

[ कवितावली, उत्तर० १७६ ]

इसी प्रकार फार्सी ग्रन्थोंमें भी इस प्लेगका वर्णन मिलता है। इकबाल नामा जहांगीरी में लिखा है कि जुलूस सन् ११ (=सं. १६७३) में एक घोर महामारी पड़ी। पहले पहल यह पंजाबमें शुरू हुई। लाहौरमें हिन्दू मुसलमान मरने लगे। वहांसे सरहिन्द होती हुई दिल्ली पहुंची। इसके आनेका चिह्न यह था कि पागलोंकी तरह घूमते हुए चूहे दीवार, चोखट आदिसे टकराकर मर जाते थे। लोग घर बार छोड़ कर बाहर चले गये। मृतकको अथवा उसके कपड़े आदिको छूनेसे यह रोग लग जाता था। एक २ घरमें दस २ पंदरह २ आदमी मरे। वह महामारी अत्यन्त भयानक थी। वाकिआते जहांगीरी में जुलूस सन् १३ में आगरेमें प्लेग फैलनेका वर्णन है।[1]

उपर्युक्त उल्लेखोंसे स्पष्ट प्रतीत होता है कि सं० १६७३ की महामारी प्लेग का ताऊन थी जिसके भयानक और नाशक परिणामसे लोग भलीभांति परिचित हैं।

---

१ इलियट: द हिस्टरी ऑफ़ इंडिया, भाग ६, पृ० ३५६, ४०५-६।

શ્રીનગર્ષિ ( નગા ) ગણિરચિત

# જાલુરનગર પંચ જિનાલય ચઈત્ય પરિપાટી

[ રચનાસંવત્ ૧૬૫૧ ]

સંગ્રાહક તથા સંપાદક—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, અમદાવાદ.

આ ચૈત્ય પરિપાટીના કર્તા નગર્ષિગણિ છે. તેઓ હીરવિજયસૂરિના શિષ્ય ઉદયવર્દ્ધન, તેમના શિષ્ય કુશલવર્દ્ધનના શિષ્ય હતા. તેમણે કેટલાક ગ્રંથો રચેલા છે તેમાં

૧ રામસીતા રાસ[1] ( સં. ૧૬૪૯ )

૨ અલ્પબહુત્વવિચારગર્ભિત શ્રીમહાવીરસ્તવન[2] ૪૯ ગાથા.

૩ કલ્પાન્તર્વાચ્ય[3] ( ગાથાબદ્ધ )

૪ દંડકાવચૂર્ણિ

૫ વરકાણા પાર્શ્વનાથ સ્તોત્ર[4] (સં. ૧૬૫૧)

અને ૬ પ્રસ્તુત 'જાલુર નગર પંચ જિનાલય ચઈત્ય પરિપાટી'—આટલા ગ્રંથો મળી શકે છે. તેમણે પોતાના હસ્તાક્ષરે લખેલા પણ કેટલાક ગ્રંથો મળી આવે છે.[5]

---

૧. "ચંદ[૧] અનઈ રસ[૬] વેદ[૪] નિહાલુ, નંદ[૯] ભણુ તિમાલુ."—( અન્તભાગ )

૨. "હીરવિજયસૂરીસરો, કવિ કુશલવર્દ્ધન સીસ પભણુઈ,
નગાગણિ વંછિય કરો.—( અન્તભાગ )

૩. "ચંદ[૧] રસ[૬] બાણુ[૫] મુનિ[૭] સમ વરિસે તવગણુ વિભાસક્કાણું,
ભટારગપુરંદર સિરિવિજયસેણુ સૂરીણું. ૬૫.
રજ્જે વિહિઓ ગંથો પંડિયસિરિ કુ[ શ ]લવદ્દણુગણીણું,
સીસેણુ બાલમઈણા નગાભિહાણેણુ વરમહિમો. ૬૬.

૪. "ચંદ[૧] અનઈ રસ[૬] જાણીઈ તુ ભમરુલી, બાણુ[૫] વલી સસી[૧] જોઈ તુ સા નવરંગી;
તે સંવછર નામ કહુ તુ ભમરુલી, સાવણુ સુદિ તિથ હોઈ સા નવરંગી. ૬૯
શ્રી જાલુરનયર ભલું તુ ભમરુલી, જિણહર પંચ વિસાલ સા નવરંગી,
હરખિં તિહાં મઈ તવન કરું તુ ભમરુલી, ભણુતાં મંગલમાલ સા નવરંગી. ૭૦

ઈમ પાસ જિણેસર નમિયસુરેસર વરકાણાપુરરાજીઉએ;
મઈ થુણિઉ ભગતિ બહુ ગુણ જુગતિં જસપડહુ અતિવાજીઉએ;
શ્રી તપગચ્છમંડન દુરિતવિહંડન શ્રી હીરવિજયસૂરીસરુએ,
કવિ કુશલવર્દ્ધન ગુરુ સીસ નગા પહૂ વંછિત દાયક સુરતરુએ. ૭૧

૫ संवत् १६५७ वर्षे भाद्रपदसितत्रयोदश्यां वारबुध पूर्णीकृतः
लिखितश्च श्रीवडपल्लीनगरे नगर्षिगणिना ॥

બીજી ઉપાસકદશાંગની અંતે જણાવ્યું છે કે:—श्रीविजयसेनसूरिराज्ये सकलपंडितसभाशृंगारश्रीउदयवर्द्धन-तच्छिष्य पं० कुशलवर्द्धन-तच्छिष्यनगर्षिगणि ॥

તેઓ સત્તરમી શતાબ્દિના મધ્યકાળમાં હતા, એટલું જ માત્ર તેમના ગ્રંથ-રચનાના ઉલ્લેખો પરથી જણાય છે.

આ ચૈત્ય પરિપાટીમાં તેમણે જાલોર નગરનાં પાંચ જિનાલયોનું વર્ણન આપ્યું છે. જો કે સુવર્ણગઢ ઉપર ૩ દેરાં સિવાય ગઢ નીચે જાલોરમાં બીજાં ૧૧ જૈન દેરાં છે, જેમાંનાં ૯ શહેરની અંદર અને ૨ શહેરની બહાર છે. બહારનાં બે દેરાઓમાં પહેલું સૂરજપોળની બહાર શ્રીઋષભદેવનું અને બીજું શહેરની પશ્ચિમ તરફ પોણામાઇલ ઉપર ગોડી પાર્શ્વનાથનું દેરું છે. શહેરની અંદરનાં દેરાસરો પૈકી ૧ આદિનાથ, ૨ શાંતિનાથ, ૩ નેમિનાથ અને ૪ મહાવીરસ્વામી—આ ચાર તીર્થંકરોનાં ૪ દેરાસર તપાવાસમાં આવેલાં છે. ખરતરાવાસમાં ૫ પાર્શ્વનાથનું, ખાનપુરાવાસમાં ૬ મુનિસુવ્રતસ્વામીનું, ફોલાવાસમાં ૭ વાસુપૂજ્યનું, કાંકરિયાવાસમાં ૮ પાર્શ્વનાથનું અને માણેકચોકની પાસે "લહુડીપોશાળ" માંનું ૯ છીરાવલા પાર્શ્વનાથનું છે. આ નવ સાથે શહેર બહારનાં બે અને ગઢ ઉપરનાં ત્રણ જિનમંદિરોને ગણતાં કુલ ૧૪ મંદિરો જાલોરમાં છે.

આ જાલોર નગર એરણપુરા સ્ટેશનથી ૩૮ માઇલ દૂર પશ્ચિમમાં સોવનગિરિ પહાડની તળેટીમાં સુકડી નદીના કાંઠે વસેલું છે, અને જોધપુરથી ૭૦ માઇલ દૂર દક્ષિણ દિશામાં આવેલું છે. જાલોરગામ જોધપુર રાજ્યના પરગણાઓમાંનું એક છે. ત્યાં લગભગ ૨૦૦૦ જૈનોની વસતી છે.

જાલોર પહેલાં 'જાવાલિપુર' નામે ઓળખાતું હતું; એમ કેટલાક ગ્રંથો અને લેખો પરથી તથા બારમી સદીના પરમારોના તામ્રપત્ર ઉપરથી તેમજ તેરમી સદીમાં લખાયેલા ચહુઆણોના લેખ ઉપરથી જણાઈ આવે છે. જાલોરની આસપાસનો પ્રદેશ તે સમયે 'પિલ્વાહિકામંડલ'[૬] નામે ઓળખાતો હતો.

આ નગર કોણે વસાવ્યું તે હજી જાણી શકાયું નથી. પરંતુ વિક્રમની દશમી સદી પછી ત્યાં થઈ ગયેલા રાજવીઓના ઇતિહાસનો પત્તો લાગે છે. કર્નલ ટોડે લખ્યું છે કે રાણા ખોમાણના વખતમાં જાલોર આબાદ હતું.

સંવત ૧૧૬૫ના વૈશાખ સુદિ ૧૫ ને ગુરવારે લખાયેલા 'કાસથા' ગામના દાનપત્ર અને જાલોરના કિલ્લાના તોપખાનાની દિવાલમાં લાગેલા સં૦ ૧૧૭૪ ના લેખ મુજબ ત્યાં વાક્‌પતિરાજ પરમારથી રાજ્ય શરૂ થયું. સં. ૧૧૬૫ ના દાનપત્રમાં પરમારોની પેઢી આ પ્રમાણે છે: ૧ વાક્‌પતિરાજ, ૨ ચંદન, ૩ દેવરાજ, ૪ અપરાજિત, ૫ વિજ્જલ* અને ૬ તિહૂણ. જ્યારે સં૦ ૧૧૭૪ ના લેખમાં ૫ વિજ્જલ પછી ૬ ધારાવર્ષ અને ૭ વીસલ રાજાઓ થયાનું જણાવ્યું છે. આ પ્રત્યેક રાજાઓનો ૨૦ વર્ષનો રાજ્યકાળ ગણીએ તો એકંદર ૧૨૦ વર્ષ પૂર્વે એટલે સં. ૧૦૪૫ અથવા ૧૦૫૪ થી એ વંશનો ત્યાં અધિકાર હતો, એમ માની શકાય. સં. ૧૦૮૦માં શ્વેતાંબરાચાર્ય શ્રીજિનેશ્વરસૂરિએ શ્રી હરિભદ્રસૂરિના अष्टकसंग्रह પર વિદ્વત્તાભરી ટીકા આ નગરમાં જ પૂરી કરી હતી. અને તેમના ગુરુભાઈ શ્રીબુદ્ધિસાગરે बुद्धिसागरव्याकरण પણ તે જ વર્ષમાં ત્યાં પૂરું કર્યું હતું.

સુંધાની ટેકરીના લેખ પ્રમાણે વિક્રમની તેરમી સદીની શરૂઆતમાં નાડોલના ચહુઆણ રાજા આલ્હણનો પુત્ર કીર્તિપાલ પોતાની રાજધાની જાલોરમાં લાવ્યો. બીજાં પ્રમાણોથી

૬ "...... श्री जावालिपुरादिसमस्तपिल्वाहिकामण्डलस्तंभतिष्ठः......"

* વિજ્જલે ભીનમાલ પાસેનું કાસથા ગામ એક બ્રાહ્મણને દાન કર્યું હતું.

જણાય છે કે કીર્તિપાલે વિ. સં. ૧૨૩૬ થી ૩૯ સુધી રાજ્ય કર્યું હોવું જોઇએ. ત્યારથી ચહુઆણોનું રાજ્ય સ્થપાયું.

કીર્તિપાલનો પુત્ર સમરસિંહ, એક પ્રતાપી પુરુષ થઈ ગયો છે. તેણે સુવર્ણગિરિના પ્રાચીન કિલ્લાનો પુનરુદ્ધાર કરાવ્યો. તેથી એ અને એના વંશજો સોનગિરા ચહુઆણ કહેવાયા. સોનીવંશના શ્રાવકોના જે ઉલ્લેખો મળે છે તે આ રજપુત જાતિમાંથી ઉતરી આવેલા વણિકોના જ હોવા સંભવ છે.[૭]

આ સમરસિંહના વખતમાં સંવત ૧૨૩૯ના વર્ષમાં શ્રીમાલવંશના શેઠ યશોદેવના પુત્ર શ્રેષ્ઠી યશોવીર શ્રાવકે જાલોરના આદિનાથ મંદિરનો મંડપ કરાવ્યો હતો, જે મંડપ શિલ્પકળાનો અદ્ભુત નમૂનો હોઈ દેશપરદેશના સેંકડો પ્રેક્ષકો ત્યાં જોવા આવતા.[૮]

સમરસિંહ પછી તેનો પુત્ર ઉદયસિંહ ગાદીએ આવ્યો. આ ઉદયસિંહનો મંત્રી પરમ શ્રાવક યશોવીર હતો. તે શ્રીમાન્ હોવા સાથે શિલ્પવિદ્યામાં નિષ્ણાત અને દાનેશ્વરી હતો. તેણે શોભન સૂત્રધારના બનાવેલા 'લુણિગવસહિ' જેવા શિલ્પકળાવાળા અદ્ભુત ચૈત્યમાંથી ૧૪ ભૂલો બતાવી હતી.[૯] અને શ્રી વસ્તુપાળે તેની સ્તુતિ કરી હતી.[૧૦] આ ઉદયસિંહ પછી તેનો પુત્ર ચાચિગદેવ થયો. આ બંને પિતા પુત્ર જાલોરના નામાંકિત રાજાઓ થઈ ગયા છે. ચાચિગદેવના વખતમાં લખાયેલા અનેક લેખો મળી આવે છે. આ ચાચિગદેવનો પુત્ર સામંતસિંહ અને તે પછી કાન્હડદેવ જાલોરના રાજા થયા. કાન્હડદેવ જાલોરનો છેલ્લો સ્વતંત્ર ચૌહાણ રાજા હતો. સુલતાન અલ્લાઉદ્દીન ખીલજીએ સં. ૧૩૬૬ કે ૬૮માં જાલોર પર ચઢાઈ કરી. તેમાં આ અને તેનો પુત્ર વીરમદેવ બંને માર્યા ગયા. અને એની સાથે જાલોરના ચૌહાણ રાજ્યનો પણ અંત આવ્યો. પદ્મનાભ કવિએ સં૦ ૧૫૧૨ માં રચેલા '**कान्हडदेप्रबंध**' નામના ગૂજરાતી કાવ્યમાં આ સંબંધી સવિસ્તર હકીકત આપેલી છે.

મુસલમાનો પછી કેટલોક વખત જાલોર ઉપર મેવાડના રાણાઓનો પણ અધિકાર થયો હતો. પણ ચૌહાણોએ તેમને હઠાવી પાછી પોતાની સત્તા ત્યાં જમાવી. ચૌહાણોને

---

૭ श्रीविक्रमादित्यनरेन्द्रकालात् साशीतिके याति समा सहस्रे ।
सश्रीकजावालिपुरे तदाद्यं दृब्धं मया सप्तसहस्रकल्पम् ॥
बुद्धिसागरव्याकरणे अन्तप्रशस्ति ।

८ नानादेशसमागतैर्नैकजनैः श्रीपुंसकौमुद्—
यस्याहो रचनावलोकनपरैः नो तृप्तिरासाद्यते ।
स्मारं स्मारमथो यदीयरचनावैचित्र्यविस्फूर्जितं
तैः स्वस्थानगतैरपि प्रतिदिनं सोत्कण्ठमावर्ण्यते ॥

( સભામંડપમાંના મોટા પાટપરના લેખમાંથી )

९ संवत् १२९२ वर्षे प्रतिष्ठामहोत्सवे श्रीगुरुसंघस्वजनपरिधापनपूर्वं सोमसस्य कस्तुभे मन्त्रिणा स्वर्णशृङ्खलाः परिधापिताः । तस्मिन् समये समागतजावालिपुरेश श्रीउदयसिंह नृप-प्रधानयशोवीरपार्श्वे श्रीवस्तुपालः प्रासादगुणदोषान् पप्रच्छ । तदा ८४ राणक १२ मंडलीक ४ महाधर ८४ महाजातीय महाजनाश्च च आह—इत्यादि—
—(उपदेशतरंगिणी टीका)

१० [illegible]गुणाकृष्टचेतः, स्तुतिमतनोत् ।
वस्तुपालः यशोवीरमन्त्रिणः [illegible] ॥

બીજીવાર વિહારી પઠાણોએ હાંકી કાઢી પોતે જાલોરના માલિક બની બેઠા. અકબરના સમય સુધી આ વિહારી પઠાણોએ ત્યાં રાજ્ય કર્યું.

અકબર પછી જહાંગીરના સમયમાં રાઠોડવંશીય સૂરસિંહજીના ઉત્તરાધિકારી મહારાજા ગજસિંહના સમયમાં એટલે સં૦ ૧૬૮૧ માં મુહણોત જયમલજી,[११] જે ગજસિંહનો મંત્રી હતો, તેણે જાલોરના કિલ્લા પરના એક મંદિરમાં ત્રણ મૂર્તિઓ કરાવી. એ સિવાય સં. ૧૬૮૩ માં જયમલની પત્નીઓ સરૂપદે અને સોહાગદેએ બેસાડેલી કેટલીક મૂર્તિઓ પણ ત્યાં છે. એ પછી કેટલોક વખત નવાબ અમીરખાને પણ જાલોર પર રાજ્ય કર્યું છે. સં૦ ૧૭૪૨ માં મહારાજા અજિતસિંહજીએ જાલોરને જીતી લઈ જોધપુર રાજ્ય સાથે જોડી દીધું, જે આજ પર્યંત તેમના વંશજ જોધપુરના રાઠોડ મહારાજાઓના અધિકારમાં ચાલ્યું આવે છે.

જાલોરનો કિલ્લો લગભગ ૮૦૦ વાર લાંબો પહોળો છે અને આસપાસના મેદાનથી ૧૨૦૦ ફીટ ઊંચી ટેકરી પર આવેલો છે. આ કિલ્લા પરથી આખું શહેર દેખાય છે.

ગઢને ચાર દ્વારો છે. સૂરજપોળ, ધ્રુપોળ, ચાંદપોળ અને લોહપોળ—એનાં નામો છે. ગઢ ઉપર જોવા લાયક બે જૈન મંદિરો અને એક કબર છે. એક ચૌમુખનું જૈન દેવાલય છે અને તેને બે માળ છે.

વિક્રમાદિત્યની ચોથી પેઢીએ થયેલા નાહડરાજાના વખતમાં એક 'યક્ષવસતિ' મંદિર હતું. તેનો રાજ્યકાળ મેરુતુંગના લખવા પ્રમાણે વિ. સં. ૧૨૬ થી ૧૩૫ સુધીનો છે. એ સંબંધે **विचारश्रेणि** માં જણાવ્યું છે કેઃ—

**नवनवइलक्खधणवइअलद्धवासे सुवण्णगिरिसिहरे ।**
**नाहडनिवकालीणं थुणि वीरं जक्खवसहीए ॥**

અર્થાત્—નવાણુ લાખ રૂપિયાની સંપત્તિવાળા શેઠિયાઓને પણ જ્યાં રહેવાને સ્થાન મળતું નહોતું (અર્થાત્ ત્યાં બધા ક્રોડપતિઓ જ ઉપર વસતા હતા, એથી ઓછી મૂડીવાળાને ત્યાં સ્થાન મળતું નહિ.) એવા સુવર્ણગિરિ શિખર ઉપર નાહડરાજાના વખતના "યક્ષવસતિ" નામના દેરામાં ભગવાન મહાવીરની સ્તુતિ કરો.

આ રીતે જાલોરનો ઇતિહાસ મળી આવે છે, તે ટૂંકમાં જણાવ્યો છે.

સં. ૧૬૫૧ માં રચાયેલી આ ચૈત્ય પરિપાટીમાં માત્ર પાંચ જિનાલયોનું વર્ણન છે. આથી જણાય છે કે નગરમાં તે વખતે માત્ર પાંચ જ જિનાલયો હશે અને તે પછી કિલ્લાનાં દેરાં સિવાયનાં આઠ દેરાસર બંધાયાં હશે એમ લાગે છે. ૧ મહાવીર સ્વામીનું મંદિર, જેમાં ૯૫ પ્રતિમાઓ તે વખતે હતી. ૨ નેમિનાથ ભગવાનનું, જેમાં તે સમયે ૧૪૭૭ પ્રતિમાઓ હતી. ૩ શાંતિનાથ ભગવાનનું, જેમાં ૧૨૫ પ્રતિમાઓ હતી. ૪

૧૧ જયમલજી, સાહ જેસા અને તેની પત્ની નામે જયવંતદેનો પુત્ર હતો. જયમલને બે સ્ત્રીઓ હતીઃ સરૂપદે અને સોહાગદે. પહેલી સ્ત્રીથી તેને નેણસી, સુંદરદાસ અને આસકર્ણ નામે પુત્રો થયા. બીજી સ્ત્રીથી પણ એક થયો. આ સૌમાં નેણસી ઘણો પ્રખ્યાત થયો. મારવાડનો સૌથી વિશેષ પ્રખ્યાત ઇતિહાસ જે માત્ર મારવાડ માટે જ નહિ પણ મેવાડ તથા રજપૂતાના બીજાં રાજ્યો માટે પણ ઘણો ઉપયોગી છે તે ઇતિહાસનું નામ "**नैणसीजीरी ख्यात**" છે.

આદિનાથ ભગવાનનું, જેમાં ૭૧ પ્રતિમાઓ હતી અને ૫ પાર્શ્વનાથ ભગવાનનું મંદિર હતું. આ મંદિરો સંભવતઃ તપાવાસમાંનાં ચાર અને પાંચમું ખરતરવાસમાંનું પાર્શ્વ-જિનનું હશે. બાકીનાં બધાં મંદિરો સં. ૧૬૫૧ પછી બન્યાં હશે. નગરમાં ચાર પૌષધશાળા હોવાનો ઉલ્લેખ પણ આમાં છે.

જાલોરનગરમાં એક મોટી કબર છે જેનો હાલમાં તોપખાના તરીકે ઉપયોગ થાય છે. આ કબરમાં મોટે ભાગે જૈન મંદિરોના પથ્થરોનો જ ઉપયોગ થયો હોય એમ તેની બાંધણી અને સ્તંભો ઉપરના ભિન્ન ભિન્ન લેખો ઉપરથી જણાય છે. ડૉ. ભાંડારકરના કહેવા પ્રમાણે—" આ કબર ઓછામાં ઓછા ચાર દેવાલયોની સામગ્રીથી બનાવવામાં આવી છે; જેમાંનું એક તો સિંધુરાજેશ્વર નામનું હિંદુ મંદિર છે અને બીજાં ત્રણ આદિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર નામનાં જૈન મંદિરો છે, આમાંનું પાર્શ્વનાથનું મંદિર તો કિલ્લા ઉપર હતું."

## જાલુર નગર પંચ જિનાલય ચૈત્ય પરિપાટી

શ્રીગુરુ ચરણ નમી કરી, સરસતિ સમરીજઈ,
કવિયણ[1] માડી તું ભલી, નિરમલ મતિ દીજઈ;
હરખ ધરી હું રચસ્યું, દેવ વર ચિત્યપરિવાડી,
મનવંછિત સુખવેલિતણી, વાધઇ વરવાડી. ૧

[2]સોહઈ જંબૂદીપ ભલું, જિમ સોવન થાલ,
લાંબુ જોયણ લાખ એક, તેનું સુવિસાલ;
તે વચિ મેરુ મહીધરુ, જોયણ લખ [3]તુંગ,
ભરતખેત્ર દખિણ દિસિં, તેહથી અતિચંગ[4]. ૨

મધ્યમ ખંડિં નયર ઘણાં, નવિ જાણું પાર,
શ્રી જાલુરનયર ભલું, લખિમી ભંડાર;
સોવનગિરિ પાસઇ ભલું, વાડી વન સોહઈ,
વનસપતી બહુ જાતિ ભાતિ, દીઠઈ મન મોહઈ. ૩

મઢ મંદિર [5]પાયાર સાર, ધનવંત [6]નિવેસ,
ન્યાયવંત ઠાકુર ભલુ, જાણઈ સવિસેસ;
[7]સાવય [8]સાવી ધરમવંત, દાતાર અપાર,
દયાવંત દીસઇ ઘણા, કરતા ઉપગાર. ૪

[9]ચંદૂઆ ચઉસાલ સાર, [10]ચુકી બહુ સોહઈ,
પોષધસાલા ચ્યારી ભલી, દીઠઇ મન મોહઈ;
પંચ ય જિણહર દીપતાં, સોહઈ સુવિસાલ,
તલિયા તોરણ તેજ પુંજ, કરિ ઝાકઝમાલ. ૫

---

૧ કવિજન. ૨ શોભે છે. ૩ ઊંચું. ૪ સુંદર. ૫ પ્રાકાર—ગઢ. ૬ ઘર. ૭ શ્રાવક. ૮ શ્રાવિકા. ૯ ચંદરવા. ૧૦ ચોકી.

ઢાલ—હિવ પહિલે રે જિણહરિ ત્રિસલા કૂંયરુ.

વંદંતાં રે પૂજંતાં સંકટહરુ;
પંચાણું રે પ્રતીમા સહિત જિણેસરુ,
વચિ બઈઠું રે, વીર જિણંદ મનોહરું; ૬
મનોહર તવ સાર મૂરતિ, પેખતાં મન [11]ઉહુલસઇ;
મુખ દેખિ પૂનિમચંદ બીહતુ, [12]ગયણ મંડલિ જઇ વસઇ. ૭
અણીયાલી રે ઊંચી નાસા દીસતી,
જાણું કું રે સુય ચંચુનઈં જીપતી;
બે લોચન રે અણીયાલાં અતિ સુંદરુ,
[13]સરવંગિ રે વરણુન હું કેતું કરું. ૮
કરું વરણુન કેમ તોરું, અનંત ગુણનું તું ધણી;
મુખિ એક [14]જીહા [15]થેવ બુદ્ધિ, કેમ ગુણ જાણું ગુણી. ૯
મનમોહન રે જગબંધવ જગનાયકુ,
જગજીવન રે ભવિજનને સુખદાયકુ;
તુઝ દરિસનિ રે મનવંછિત સુખ પામીઇ,
ચિંતામણિ રે કાભકુંભ નવિ [16]કામીઈ. ૧૦
કામીઇ જે અરથ સઘલા, વીર જિન તુઝ નામથી;
પામીઇ ભવિયણ કહઈ, કવિયણ નમઈ જે તુઝ ભાવથી. ૧૧

ઢાલ—હિવ બીજઈ જિણમંદિરિ જાસ્યું,
ભાવથી રે અતિ મોટઈ મંડાણિ;
ગુણસ્યું રે નેમિ જિણેસર રાજીઉ રે. ૧૨
સમુદ્રવિજય [17]ભૂપતિકુલગયણ [18]દિણેસરુ રે, માત સિવાદેવિપૂત;
સોહઈ રે સોહઇ રે, રાજીમતી વર સુંદરું રે. ૧૩
મસ્તક મુકુટ વિરાજઇ, [19]હેમરયણુતણું રે કાને કુંડલ સાર;
ઝલકઇ રે ઝલકઇ રે, રવિસસિ મંડલ જીપતાં રે. ૧૪
હિયઇ હાર તિમ બાહિં, અંગઇ દીપતા રે અવર વિભૂષણ સાર;
પેખી રે પેખી રે, સંઘ સહુ મનિ હરખિઉ રે. ૧૫
જાણે ઘન [21]ઘન સાર સુધારસ નીપની રે, કય નિજ જસ ઘન પિંડ;
સોહઇ રે સોહઈ રે, નેમિ જિણેસર મૂરતી રે. ૧૬
[22]ચઉસય તેડોતર જિન પ્રતિમા સોભતું રે, નેમિ જિણંદ દયાલ;
વંદુ રે વંદુ રે, ભવિયણ ભાવધરી સપ્ત રે. ૧૭

---

૧૧ ઉલ્લાસ પામે. ૧૨ આકાશ. ૧૩ સર્વઅંગી–સર્વપ્રકારનું. ૧૪ જીભે. ૧૫ અલ્પ. ૧૬ ઇચ્છીએ. ૧૭ રાજાઓના સમુદાય રૂપ આકાશમાં. ૧૮ દિવાકર–સૂર્ય. ૧૯ સુવર્ણ–રત્ન. ૨૦ દેહ. ૨૧ કપૂર. ૨૨ ચોસો તોતેર ( ૧૪૭૩ ).

ઢાલ—ગીત ગાન નાટક કરી, નેમિ ભવનથી વલિયા રે;
ત્રીજઈ જિણહરિ મનિરલી, જાતાં બહુ સંઘ મિલિયા રે. ૧૮
જય જય સંતિ જિણેસરૂ, નમતાં વિઘન [23]પુલાયા રે;
પૂજંતાં સંકટ ટલઈં, સુભ ધ્યાનિં ચિત લાયા રે,
જય જય સંતિ જિણેસરૂ. (આંચલી.)
[24]હથણાઉર પુર સુંદરૂ, [25]વિસ્સસેન ભૂપાલા રે;
તસ કુલકમલદિવાકરૂ, સયલ જીવ રખવાલા રે. જય જય૦ ૧૯
એક [26]પસૂનઈં કારણિં, નિજ જીવિત નવિ ગણિયા રે;
પગિ લાગી સુર વીનવઇ, સાચા સુરપતિ [27]શુણિયા રે. જય જય૦ ૨૦
અચિરા કૂખ સરોવરિં, રાજહંસ અવતરિયા રે;
તીણી અવસરિ રોગાદિકૂ, શ્રીજિનઈં [28]અવહરિયા રે. જય જય૦ ૨૧
ભવભયભંજન જિન તું સુણી, લંછણ [29]મસિ પગિ લાગુ રે;
મિગપતિ બીહતુ મિગ સહી, હિવ મુઝનઈં ભય ભાગુ રે. જય જય૦ ૨૨
તુઝ ગુણ પાર ન પામીઇ, તું સાહિબ છઇં મોરા રે;
જે તુમ સેવ કરઈં સદા, તે સુખ લહઈં ભલેરા રે. જય જય૦ ૨૩
[30]ઇક સત પણવીસય ભલી, સંતિ સહિત જિનપ્રતિમા રે;
ભાવ ધરી જે વાંદસિઈં, તે લહસિઈં વર [31]પદમા રે. ૨૪

ઢાલ—ચઉથઈ જિણહરિ દેવ ભાવધરી ઘણું જાસ્યું અતિભિલટ ધરીએ;
નમસ્યું પ્રથમ જિણંદ વિધિપૂરવ સદા તીન પયાહિણસ્યું કરીએ. ૨૫
નાભિભૂપ કુલચંદ માતા મરુદેવા [32]ઉયરિ સરોવરિ હંસલુએ;
અવતરિઉ જગનાહ ત્રિહું નાણે કરી પૂરઉ નિરમલ ગુણનિલુએ. ૨૬
પઢમ જિણંદ દયાલ પઢમ મુણીસર પઢમ જિણેસર જગધણીએ;
પઢમ [33]ભિખાચર જાણિ પઢમ જોગીસર પઢમ રાય તું બહુગુણીએ. ૨૭
આદિ જિણેસર દેવ મૂરતિ તુમ તણી ભવિજનનઇં સુખકારણીએ;
રૂપતણું નહીં પાર તેજિં ત્રિભુવન ત્રિભુવન મોહીઈએ. ૨૮
તું ઠાકુર તું દેવ તું જગનાયક જગદાયક તું જગગુરુએ;
[34]માય [35]તાય તું [36]મીત પરમ સહોદર પરમ પુરુષ તું હિતકરુએ. ૨૯
એકોતિરિ જિણબિંબ તિણિ કરિ સોભતી રિષભદેવ તુઝ મૂરતીએ;
જે વાંદઈં નરનારિ પ્રહ ઊઠી સદા તે જાણજ્યો સુભ મતીએ. ૩૦

---

૨૪ હસ્તિનાપુર. ૨૫ વિશ્વસેન. ૨૬ પશુને કારણે (કબુતર માટે). ૨૭ સ્તવ્યા. ૨૮ અપહર્યા-હરી લીધા. ૨૯ મિષે-બહાને. ૩૦ એકસો પચીસ (૧૨૫). ૩૧ શ્રેષ્ઠ લક્ષ્મી. ૩૨ ઉદરે-પેટે. ૩૩ ભિક્ષાચર-ભિક્ષુ. ૩૪ માતા, ૩૫ તાત-બાપ. ૩૬ મિત્ર. ૩૭ એકોતેર (૭૧).

ઢાલ—પંચમ જિણહરિ જાયસ્યું રે, જિહાં છે પાસ જિણંદ;
કુંકુમરોલ નમું સદા રે, જિમ ઘરિ કુંકમરોલ. જિણેસર તું બહુ મહિમાવંત. ૩૧
સોવન સમ તુઝ મૂરતી રે, [૩૮]સપત ફણામણિ સોળ;
જે તુઝ નામ જપઈ સદા રે, તે પામઈ નવિ [૩૯]ખોભ. જિણેસર૦ ૩૨
[૪૦]સાયણી [૪૧]ડાયણિ [૪૨]જોયગી રે, ભૂત પ્રેતને [૪૩]છલંતિ;
રોગ સોગ સહુ ઉપસમઇં રે, જે તુઝ [૪૪]પૂજ કરંતિ. જિણેસર૦ ૩૩
ધરણરાય પદમાવતી રે, અહો નિસિસારે સેવ;
ઠામિ ઠામિ તું દીપતુ રે, તુઝ સમુ વડિ (ડઉ ?) નહિ દેવ. જિણેસર૦ ૩૪
તુજ ગુણ પાર ન પામી ઈ રે, તું છઈ ગુણભંડાર;
જે તુમ સેવ કરઈ સદા રે, તે પામઈ સુખસાર. જિણેસર૦ ૩૫

ઢાલ—ચિઈપરિવાડી જે કરઇં માલંતડે, પ્રહ ઊગમતઈ [૪૫]સૂર,
સુણિ સુંદરિ પ્રહ ઉગમતઇ સૂર;
બોધિબીજ પામઇં ઘણું એ માલંતડે, તસ ઘરિ સંપતિ પૂર. સુણિ૦ ૩૬
તસ ઘરિ ઉછવ નવ નવાએ માલંતડે, તસ ઘરિ જયજયકાર;
તસ ઘરિ ચિંતામણિ ફૂલ્યું એ માલંતડે, તે જાણું સુવિચાર. સુણિ૦ ૩૭
સસિરસ બાણ સસી (૧૬૫૧) સુણએ માલંતડે, તે સંવચ્છર જાણિં;
ભાદવ વદિ [૪૬]તઇયા ભલી એ માલંતડે, સુરગુરુવાર વખાણિ. સુણિ૦ ૩૮

કલસ

નયર શ્રી જાલુરમાહે ચ્યઈતપરિપાટી કરી,
એ તવન ભણતાં અનઈં સુણતાં વિઘન સવ જાઇં [૪૭] ટરી;
તપગચ્છનાયક સુમતિદાયક, શ્રીહીરવિજયસૂરીસરો,
કવિ કુસલવરધન સીસ, પભણઈ નગા ગણિ વંછિય કરો. ૩૯

ઇતિ શ્રીજાલુર નગર પંચ જિનાલય ચઇત્ય પરિપાટી.

---

૩૮ સાત. ૩૯ ક્ષોભ–સંક્ષોચ. ૪૦ શાકિની. ૪૧ ડાકિની. ૪૨ જોગિણી. ૪૩ છળે–કપટ કરે. ૪૪ પૂજા. ૪૫ સૂર્ય ૪૬ તૃતીયા–ત્રીજ. ૪૭ ટળી જાય–નાશ પામે.

# કેટલાંક પ્રાચીન ઐતિહાસિક સ્થાનો

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

ગુજરાતમાં એવાં ઐતિહાસિક પ્રાચીન સ્થાનો છે કે જે પ્રકાશમાં આવવાની રાહ જોઈ રહ્યાં છે. આજના પ્રકાશમાં એ સ્થાનો ગુજરાતના ઇતિહાસનાં જૂનાં સુવર્ણ પૃષ્ઠો ઉકેલવામાં બહુ જ સહાયતા આપે તેવાં છે. પરન્તુ ખેદની વાત એ છે કે આપણા સાક્ષરો અને ઇતિહાસવિદોને માત્ર પુસ્તકો અને કલ્પનાના જોરે જ ઊભા રહી ગુજરાતના ઇતિહાસની ભવ્ય ઇમારત ચણવી છે. પરંતુ જ્યાં સુધી ગુજરાતનાં પ્રાચીન ઐતિહાસિક સ્થાનોનું પૂર્ણ રીત્યા નિરીક્ષણ કરી તેને પ્રકાશમાં લાવવામાં નહિ આવે ત્યાં સુધી ગુર્જર ઇતિહાસનો ભવ્ય પ્રાસાદ અપૂર્ણ જ ગણાશે.

ગુજરાતમાં પાટણ, ચાંપાનેર, વીરમગામ, ધોળકા, ગોધ્રકપુર, ત્રંબાવતી (ખંભાત) દર્ભાવતી (ડભોઈ), ખેટકપુર (ખેડા), ભૃગુકચ્છ (ભરૂચ), વગેરે વગેરે ઘણાં પ્રાચીન ઐતિહાસિક સ્થાનો ગુજરાતના ઇતિહાસનાં અમુક સાધનો પૂરાં પાડે છે. તેમજ નીચેનાં પ્રાચીન સ્થાનો પણ ગુજરાતના ઇતિહાસમાં સુંદર પ્રકાશ પાડે તેવાં છે.

આ વખતનો અમારો વિહાર શ્રી શંખેશ્વરજી સુધી હતો, પરંતુ શેઠ લાલભાઈ ઉમેદચંદ લહેરચંદના આગ્રહથી કંબોઈ તરફ જવાનું થયું. એ દરમ્યાન આ સ્થાનો જોવાનો અવસર મળ્યો.

**પંચાસર** :– ગુર્જરનરેશ જયશિખરીની રાજધાની પંચાસર આજે બદલાઈ ગયેલ છે. વિદ્યમાન પંચાસર તદ્દન નવું જ વસેલું છે, એક સુંદર જિનમંદિર છે. નાની જૈન લાયબ્રેરી છે. ગામ બહાર એક જૂનું શિવાલય ખંડિયેર રૂપે ઊભું છે. ગામડાના માણસો એના પત્થરો કુહાડી અને ધારિયાની ધાર ઘસવામાં વાપરે છે. ખપ પડે પત્થરો મરચું વાટવા અને કપડાં ધોવા પણ લઈ જાય છે અને ઈંટો પણ ઉપાડી જાય છે. ત્યાં છાણાં થવાય છે અને છોકરાં એ સ્થળનો ઉકરડા તરીકે ઉપયોગ પણ કરે છે.

ગામના પાદરમાં થોડા પાળિયા ઊભા છે. ઓગણીસમી સદીમાં પરાક્રમ કરી લડતાં લડતાં જાન આપી ગયેલા વીરોનાં એ સ્મારકો છે. સતીઓના હાથો પણ છે. પંચાસરની ચારે તરફની ભૂમિ વીરભૂમિ છે, જ્યાં પુરુષોની સાથે રહી સ્ત્રીઓ પણ તરવાર લઈ ઘૂમી હતી અને પોતાનાં આત્મજનોની રક્ષા કરતાં ત્યાં જ મૃત્યુને ભેટી અમર થઈ હતી. એવી બે ત્રણ સ્ત્રીઓના પાળીયા પણ અહીં છે. ગામથી એકાદ માઈલ દૂર ખેતરમાં એક જૂની પુરાણી દેરી હતી–છે. હમણાં સુધરાવી છે. લોકો કહે છે એ જયશિખરીની દેરી છે. ચાવડા વંશનો એ પરાક્રમી પ્રતાપી પુરુષ ભુવડના સૈન્ય સાથે લડતાં મર્યો હતો; તેનું આ સ્મારક છે. આ દેરીમાં ઘણી વાર રાત્રિના દીપક પ્રગટે છે, એમ કહેવાય છે.

તળાવ તરફ આગળ વધતાં મોટા મોટા ટીંબા–ટેકરા દેખાય છે. ત્યાં ખોદકામ થાય, તો પ્રાચીન પંચાસરના અવશેષો જરૂર ઉપલબ્ધ થાય એવી સંભાવના છે. ઘણી વાર બહુ વર્ષાદ પછી આ સ્થાને મોટી ઇંટો દેખાય છે; જૂના સિક્કા પણ હાથ આવે છે. આ બધા ચિહ્નો કોઈ શોધકની રાહ જુવે છે.

**પંચાસરની આગળ જતાં** :– શંખેશ્વરજી તરફ જતાં તળાવ ઉપર પણ જૂના ખંડિયેરોના અવશેષો જણાય છે, અને મને લાગે છે કે જૂનું પંચાસર આ બાજુ જ હશે.

આગળ જતાં કલકલ નિનાદે વહેતી રૂપેણ નદી બહુ જ તોફાની અને ઊંડી છે. ચોમા-

સામાં જ્યારે એ ઉભરાય છે-એમાં પૂર આવે છે ત્યારે એ પાણીમાં એટલું જોસ અને તાણ ( ખેંચ ) હોય છે કે ભલભલા તારાને પણ મુંઝવણુ થાય. જે રૂપેણનાં પાણીએ પંચાસરને શોભાવ્યું; પંચાસરને પુષ્ટ કર્યું એ જ રૂપેણે એક વાર આ નગરને પોતાની ગોદમાં શમાવતાં સંકોચ સરખોય ન કર્યો. શંખેશ્વરજી જતા યાત્રીઓને માટે આ એક મોટું ભયસ્થાન છે. અહીં ઘણી જાનો લુંટાઇ છે; અહીં જ ઘણા જૈન સંઘોને લુંટવા પ્રયત્નો થયા છે. અહીં એકલદોકલ મુસાફર તો પાર વિનાના લુંટાયા છે. પરંતુ અહીં ચમત્કારો પણ ઘણા સંભળાય છે. જે કોઈ યાત્રી કે સંતને લુંટવાનો પ્રયત્નો થયા છે ત્યારે ત્યારે શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીનો જાપ કરવાથી-સ્મરણ કરી વંદન કરવાથી તરત જ સહાયતા-દૈવી સહાયતાઓ પ્રાપ્ત થઇ છે, લુંટારૂઓને નાસી જવું પડ્યું છે અને યાત્રિકો સહીસલામત તીર્થસ્થાને પહોંચી ગયાના ઘણા દાખલાઓ વિદ્યમાન છે. રૂપેણ વટાવ્યા પછી પંચાસરની કાંઈ જ નિશાનીઓ નથી જણાતી. શંખેશ્વરજી તીર્થ પ્રાચીન જૈન તીર્થસ્થાન છે. ગુજરાતના ઇતિહાસ લેખકોએ આ સ્થાનની પ્રાચીનતા જાણી અને પ્રકાશમાં મૂકવાની જરૂર છે. આ સંબંધી "આબુ"ના વિદ્વાન લેખક સાહિત્યપ્રેમી મુનિમહારાજ શ્રી જયંતવિજયજી મહારાજે 'શ્રીશંખેશ્વર મહાતીર્થ' પુસ્તક લખી ઘણી સામગ્રી એમાં આપી છે. સુજ્ઞ વાચકો એ પુસ્તક વાંચી આ તીર્થની પ્રાચીનતા સંબંધી જ્ઞાન મેળવી શકે છે. પરન્તુ હું તો થોડા પ્રાચીન સ્થાનો સંબંધી જ લખીશ.

હાલના શ્રીશંખેશ્વરજી પાર્શ્વનાથજીના મંદિરથી ૦॥ થી ૦॥। માઇલ દૂર ચંદુરના માર્ગે જતાં એક ઉંચાણ ટેકરાનો ભાગ છે. ત્યાં ફરતાં ફરતાં તપાસ કરતાં એમ જણાય છે કે ત્યાં પોલાણ હશે. તેમજ જૂની ઈંટો, મકાનના પાયા વગેરે દેખાય છે. આગળ તળાવ કાંઠે જે કૂવામાંથી શ્રી શંખેશ્વર પાર્શ્વનાથજીની મૂર્તિ નીકળ્યાનું સ્થાન બતાવાય છે તે તરફ પણ મકાનના પાયા વગેરે દેખાય છે. એ પ્રાચીન કૂવો પણ પુરાઈ ગયા જેવો છે. પરન્તુ ઉપર મેં જે સ્થાન વર્ણવ્યું ત્યાં તો ચોતરફ ટીંબો છે અને ખોદકામ થાય તો ઘણી ઘણી પ્રાચીન વસ્તુઓ ઉપલબ્ધ થવાની સંભાવના જણાય છે.

આ પછી જૂનું મંદિર કે જે પ્રાચીન છે તેની રક્ષા માટે ઉચિત પ્રબંધ થવાની જરૂર છે. અહીં નજીકમાં ચંદુર પણ પ્રાચીન સ્થાન છે. ચંદેરી નગરી કહેવાય છે. સુંદર ભવ્ય મંદિર પરમ દર્શનીય છે.

અમે તો મુંજ પર, સમી થઈ હારીજ ગયા. સમીમાં એક સુંદર પ્રાચીન જિનભુવન છે. ગામ વચ્ચે એક મોટી વિશાલ મસ્જીદ છે. આ મસ્જીદ એક બાવન જિનાલય મંદિર તોડીને બનાવવામાં આવેલ છે. ઓતરાદા દરવાજા બહારની કુંભી પર એક ખંડિત જિનમૂર્તિનો આકાર અદ્યાવધિ વિદ્યમાન છે.

**હારીજ:** જૂનું અને નવું એ હારીજ છે. નવું હારીજ તો હમણાં વીસમી સદીના ઉત્તરાર્દ્ધમાં જ વસ્યું છે, ફાલ્યું છે, સુંદર જિનમંદિર ઉપાશ્રય વગેરે છે.

જૂના હારીજમાં એક પ્રાચીન ભવ્ય જૈન મંદિરના પત્થરો-પાયો વગેરે વિદ્યમાન છે. ગાયકવાડ રાજ્યની ભૂગોળમાં લખ્યું છે કે "હારીજમાં એક પત્થરનું જૂનું મોટું મંદિર છે." લેખકે આ મંદિર કોનું છે એ લખવાની મહેનત નથી ઉઠાવી.

આ પત્થરનું મંદિર પ્રાચીન જૈન મંદિર છે. આ મંદિરના પત્થરો ગાડાં ભરી ભરીને લોકો લઈ ગયા છે. અહીંના થોડા પત્થરો જૈન મંદિરના પગથિયાં નીચે પણ દબાયા છે. બહુ પ્રયત્ન પછી ગાયકવાડ સ્ટેટે મંદિરની જમીન જૈનસંઘને સોંપી છે, પરન્તુ વ્યવસ્થા કરવાનું કામ આપણને નથી આવડતું. મંદિરના વચ્ચેના ભાગમાં ઉંચાણ છે. અહીં ખોદકામ થાય તો જરૂર પ્રાચીન વસ્તુઓ નીકળે તેમ છે.

એક બાજુ શાસનદેવીની ભવ્ય મૂર્તિ છે. ત્યાંના લોકો આ દેવીને શીતળાદેવી તરીકે પૂજે છે–માને છે. મંદિરના વિભાગમાં પશુઓ બંધાય છે; છાણાં થપાય છે અને માણસો જમીન બગાડી આશાતના કરે છે. અહીંના ગામ બહારના હનુમાનજીના મંદિરમાં જૈન મંદિરના પત્થરો વપરાયા છે. પ્રાયઃ ઘણાં ઘરોમાં થાંભલા, કુંભી, શિખર, કે છડાના પત્થરો વપરાયા છે. અહીંના જૈન સંઘે જાગૃત થઈ આ જમીનની આશાતના ન થાય તે માટે બનતું કરવાની જરૂર છે. હારીજ ગામ બહાર; ગામથી ૦॥ થી ૦॥। માઈલ દૂર મુંજપરના રસ્તાની જમણી બાજુ 'કેવળાથળી' નામે એક ટીંબો છે અને ટીંબા ઉપર ૭ થાંભલાં–મોટા પત્થરો છે. અહીં શું હશે એની કલ્પના કોઈનેયે ન હતી. માત્ર પત્થર અને જમીન જોવા જ આવેલા. સાથે શિલાલેખ લેવાનાં સાધનો હતા. પૂ. શ્રી જ્ઞાનવિજયજી મહારાજશ્રીએ અથાગ મહેનત કરી એક લેખ વાંચ્યો :–

[ १ ] सं. ११३१ वर्षे + + [२] वदि २ सोम [३] श्रीसिंहदत्तसू [ ४ ] रीणां मूर्ति ॥

આ એક જૈનાચાર્યની મૂર્તિ છે. ૭–૧૦ ની મૂર્તિ છે. મૂર્તિના મસ્તક ઉપર ઓઘો–રજોહરણ છે. જમણો પગ આસનથી લટકતો છે. ત્રણ પાટલાની બેઠક છે; વસ્ત્રધારી–અંચલધારી મૂર્તિ છે. હાથમાં મુહપત્તિ છે.

ત્યાં બીજો પત્થર જોયો. તેનો લેખ વાંચતાં ભારે મુશ્કેલી પડી, પરંતુ લેખ વંચાયો તો ખરો જે આ પ્રમાણે છે.   ( ચાલુ )

# એક અપ્રસિદ્ધ અપૂર્ણ પ્રશસ્તિ

## [શ્રીશ્રીવંશીય સુશ્રાવક કુમારપાલ]

લેખકઃ—શ્રીયુત વૈદ્ય ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી, મહુધા.

અહીં આપવામાં આવે છે તે પ્રશસ્તિ નડીઆદ જૈન સંઘના આગેવાન સુતરિયા મોહનભાઈના કબજામાં હાલ જે લાયબ્રેરી છે તેમાંની એક હસ્તલિખિત પ્રતમાં છે. આ પ્રતિ કાગળ ઉપર લખેલી સચિત્ર અને દેવનાગરી પડિમાત્રામાં છે. પ્રતના અક્ષરો અને આલેખન ઘણી સારી છે. અંતનું પાનું જતું રહેવાથી પ્રશસ્તિ અપૂર્ણ છે. એવી જ બીજી પ્રતિ છે. પણ તેના અંતના પાના ઉપર કાગળ ચોટાડેલો હોવાથી પુષ્પિકા વગેરે કંઈ મળી આવ્યું નથી. આ બેમાંથી એક પ્રતિમાં સંદેહવિષૌષધિ નામે ખરતરગચ્છાચાર્યકૃત સંક્ષિપ્ત વૃત્તિ લખેલી છે. પ્રશસ્તિ આ પ્રમાણે છે—

श्रीश्रीवंशविभूषणं समभवत् कालु इति ख्यातिमान्
तस्यासिज्जयतुप्रिया ननु तयोः पुत्रो दुदानामकः ॥
पत्निर्धर्मिणिसंज्ञकासुकृतिनी पुत्रास्त्रयैते तयोः
शाहश्रीश्रित वस्तुपालमतिमान् तेजाभिधो बुद्धिमान् ॥ १ ॥
श्रीषीमश्च महाह्नको हि वयजाख्यानौ पितृव्याङ्गजौ
श्रीमन्मालवमण्डलेश्वरनृप श्रीग्यासुदीनप्रभोः ॥
राज्ये प्राज्यविचार्यकार्यविदुरः श्रीनागराजः सुधीः ।
तत्साहाय्यमवाप्यमोदितमनाः श्रीवस्तुपालाग्रजः ॥ २ ॥
हीरादे—वीरादेपत्निद्वयसंयुतः सदा सुभगः ।
नाम द्वययुत मनजी—कुमारपालोङ्गजेनयुतः ॥ ३ ॥
षण्मेरु निर्जर नग क्षिति सङ्ख्यवर्षे श्रीमण्डपाचल निवासमहेभ्यवुर्गे ॥
न्यायावतारगुणगौरवलब्धकीर्तिः श्रीग्यासुदीननरनायकसौम्यदृष्टा ॥४॥
चातुर्मासिकपुस्तकोत्सवविधिं पूर्वं विधायाद्भुतं ।
श्रीकल्पप्रतयः सुवेष्टनयुतां शालासु सर्वास्वपि ॥

(अपूर्ण)

## પ્રશસ્તિ—અનુવાદ.

શ્રીશ્રીવંશના વિભૂષણરૂપ પ્રખ્યાતિવાન્ કાલુ હતો, તેની સ્ત્રી જયતુ ઉર્ફે જયંતદેવી નામે હતી. તેઓ બન્નેને દુદા નામે પુત્ર હતો. તેને ભાગ્યશાલી ધર્મિણી નામે સ્ત્રી હતી. તેઓ બન્નેને આ ત્રણ પુત્રો હતા. એક જેને લક્ષ્મી વરેલી છે તે બુદ્ધિમાન્ શાહ વસ્તુપાલ, બીજો તેજપાલ અને ત્રીજો ક્ષેમપાલ, એઓને કાકાના છોકરા બે ભાઈ એક શાહ મહાહ્નક અને બીજો શાહ વયજા નામે હતો. (૧)

સુશોભિત માલવમંડલેશ્વર રાજા (નવાબ) ગ્યાસુદ્દીનના વિસ્તૃત રાજ્યના કાર્યનો વિચાર કરવામાં વિદુર સમાન સારી બુદ્ધિવાળો નાગરાજ હતો. તેની સહાયતા મેળવીને

આનંદિત મનવાળા વસ્તુપાલના અગ્રજ (મોટાભાઇ) પોતાની હીરાદેવી અને વીરાદેવી નામે બે સ્ત્રીઓ સાથે તથા પોતાના પુત્રોયુક્ત, જેનાં બે નામ છે એક મનજી અને બીજું કુમારપાલ એણે સંવત્ ૧૫૪૭ના વર્ષમાં જ્યાં મોટા ધનવાનો વસી રહ્યા છે એવા માંડવગઢમાં ન્યાયના અવતારરૂપ ગૌરવાન્વિત ગુણ વડે જેને કીર્તિ પ્રાપ્ત થઈ છે એવા નવાબ ગ્યાસુદ્દીનની સૌમ્ય દૃષ્ટિવડે ચાતુર્માસિક પુસ્તકોનો પ્રથમ વિધિપૂર્વક ઉત્સવ કરીને વેષ્ટન યુક્ત શ્રીકલ્પસૂત્રની પ્રતો સર્વ શાળાઓમાં (ઉપાશ્રયોમાં) આપી. (૨) અપૂર્ણ.

## પ્રશસ્તિગત વ્યક્તિઓનું વંશવૃક્ષ

શ્રીશ્રીવંશીય–માંડવગઢ નિવાસી
શાહ કાલુ
( પત્ની—જયંતદેવી )
( તેમના બે પુત્રો )

- ૧ નામ નથી — તેના બે પુત્રો
  - ૧ મહુલાઇક
  - ૨ વયજા
- ૨ કુદા — તેની બે પત્ની
  - (૧ નામ નથી) — તેનો પુત્ર
    - મનજી ઉર્ફે કુમારપાલ ( તેની બે પત્ની )
      - હીરાદે
      - વીરાદે
  - ૨ ધર્મિણી — તેના ત્રણ પુત્રો
    - ૧ વસ્તુપાલ
    - ૨ તેજપાલ
    - ૩ ક્ષેમપાલ

( કુમારપાલને પુત્ર હતો તેનું નામ નથી આપ્યું )

## શ્રીશ્રીવંશ સંબંધી વિચારણા

ઉપરોક્ત પ્રશસ્તિમાં સર્વથી પ્રથમ પ્રતિ લખાવનારના વંશનું નામ શ્રીશ્રીવંશ જતાવવામાં આવ્યું છે. જ્ઞાતિઓનાં પ્રસિદ્ધ નામોમાં શ્રીશ્રીવંશનું નામ ભાગ્યે જ કોઇને પરિચિત લાગે એવું છે. સામાન્ય રીતે શ્રીશ્રીવંશનો શબ્દાર્થ લક્ષ્મીના વંશમાં એવો થાય છે. પૌરાણિક અલંકારિક રૂપે લખનાર બ્રાહ્મણોએ એ શબ્દને અનુલક્ષીને શ્રીમાલપુરાણ લખેલું છે. પુરાણ તો જો કે હજુ સુધી ભાગ્યે જ કોઈ જૈન વિદ્વાનને હાથ ચઢ્યું હશે. પણ તેનું જ અવતરણ વિદ્વાન કવિરાજ મુનિ લાવણ્યસમયજીએ વિમલ પ્રબંધમાં કર્યું છે. અને તે મણિભાઈ બકોરભાઈ વ્યાસે પ્રસિદ્ધિમાં મૂકવાથી વિદ્વાનોને હાથ ચઢેલું છે.

શ્રીમાલપુરાણમાં શ્રીમાલીઓને લક્ષ્મીના વંશના વર્ણવ્યા છે. તે ઉપરથી શ્રીમાલી વણિગ્ જાતિ એમ સમજે છે કે; અમે લક્ષ્મીના વંશના છીએ. પરન્તુ વાસ્તવિક રીતે તો એમાં લોકસમાજની ભ્રાંતિ જ છે. શ્રીમાલીને માટે ધાતુપ્રતિમાઓ ઉપરના કેટલાક લેખોમાં

શ્રીશ્રીમાલ શબ્દનો ઉપયોગ કરેલો છે. આ ચતુરક્ષરી શબ્દ ધ્યાનપૂર્વક વિચારનારને એમાં બે જાતિઓનું અસ્તિત્વ દેખાડે છે. એક શ્રીશ્રી+માલ આ બન્ને શબ્દો મળીને થએલો આ શ્રીશ્રીમાલ શબ્દ આ બન્ને જાતિઓનું સહવાસીપણું બતાવે છે. શ્રીમાલપુરાણ એ તે જાતીના ક્ષાત્રાચારના પરિત્યાગ પછી ઘણા કાળે લખાએલું છે, પરન્તુ એને માટે તો આપણે જૈન આગમ ગ્રંથો ઉપર જ નજર ફેરવવી પડશે. આ બન્ને જાતિઓ ભગવાન મહાવીરદેવના સમયમાં કાશીદેશ અને કોશલદેશની રાજ્યકર્તા હતી. તેમાં એક લિચ્છવી[1] અને બીજી મલ્લકી નામે ઓળખાતી હતી. એમનું વાસસ્થાન કાશી-કોશલ અને બંગાળમાં હતું; જેનું પાટનગર વિશાલા-ઉર્ફે વૈશાલી હતું, (હાલનું બિહાર) કે જેમાં મહારાજાધિરાજ ચેટક રાજ્યકર્તા હતા.

ઉપરોક્ત બન્ને જાતિઓ પૂર્વભારતમાં પરમ શક્તિશાલી અને જૈનધર્માનુયાયી પ્રાચીન કાલથી જ હતી, જેના જાતિના બળ માટે શાક્યપુત્ર બુદ્ધભગવાને કોણિક-ઉર્ફે કાલાશોકને મોઢે મુક્તકંઠે પ્રશંસા કરી છે; જેની વિવિધ પ્રશ્નોત્તરી બૌદ્ધ ગ્રંથોમાંથી મળી આવે છે.

બિહાર ઉર્ફે વૈશાલીનું મહાન્ સર્વોપરિરાજ્ય લિચ્છવી ઉર્ફે હૈહય[2] વંશનું હતું. મગધના શિશુનાગવંશ સાથે કૌટુંબિક કલહના પરિણામે વૈશાલીરાજ્યનો નાશ થવાથી શતાવધિ કુટુંબોએ સ્વદેશ છોડી મરૂભૂમિમાં આવી શ્રીમાલ નગર વસાવ્યું અને વાણિજ્ય વ્યવસાય સ્વીકાર્યો, જેને સહચર કુલગુરુ બ્રાહ્મણોએ લક્ષ્મીનંદન તરીકે પિછાનાવ્યા છે એ યુક્તિયુક્ત જ છે. ઉપરોક્ત લિચ્છવી ઉર્ફે હૈહયવંશી કુટુંબોએ ત્યારપછી પોતાના વંશનું નામ શ્રીશ્રીવંશ રાખ્યું, અને સહયોગી મલ્લકી જાતિએ શ્રીમાલ નામ ધારણ કર્યું, પરન્તુ જાતીય સંગઠન જાણનારાઓ અને એક જ નામથી બન્નેનું વિધાન ઇચ્છનારાઓએ શ્રીશ્રીમાલ એ શબ્દ પ્રયોગ કર્યો. આ જાતીએ વાણિજ્ય વ્યવસાય સ્વીકાર્યા પછી પણ પ્રથમની માફક જ જૈનધર્મનું પાલન અને જિનેશ્વરોની ભક્તિ તથા ધર્મસંરક્ષણ તેમજ ધર્મપ્રચાર કરવામાં અદ્વિતીય શક્તિ બતાવી છે, એમ વિદ્વાનોએ કરેલી નોંધો ઉપરથી જોઇ શકાય છે.

## પ્રશસ્તિગત વ્યક્તિઓ સંબંધી વિચારણા

શાહ કાલુ:—આ પુરુષ શાહ કુમારપાલના દાદા થાય છે. મારી પાસે અસ્તિત્વ ધરાવતાં પ્રાચીન ધાતુપ્રતિમાના લેખોમાં તેમનો વિશેષ પરિચય આપે એવો એક પણ લેખ જોવામાં આવતો નથી, પરન્તુ એ જ માંડવગઢમાં વસતા પ્રાગ્વાટ જ્ઞાતિના શાહ કાલુએ એ જ કાલુના સમયમાં જ્ઞાનભાંડાગાર-સ્થાપ્યાનો પુરાવો પ્રશસ્તિસંગ્રહના ઉત્તર વિભાગના પૃ. ૫૨-૫૪માં પ્ર. નં. ૨૦૫-૨૧૫માં સવિસ્તર મળે છે. પણ તે અહીં અસ્થાને છે.

---

૧ જુઓ કલ્પસૂત્ર મૂલ અને ટીકા, તેમજ કલિકાલસર્વજ્ઞ શ્રીમાન હેમચન્દ્રાચાર્યકૃત ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ મું.

૨. જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ લો, ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર પર્વ ૧૦ મું, ભારતીય પ્રાચીન લિપીમાલા ગૌરીશંકર હી. ઓઝાકૃત, તથા સમ્રાટ્ સંપ્રતિ, અને સમ્રાટ પ્રીયદર્શી વગેરે.

કારભારી—નાગરાજઃ—માલવાના નવાબ ગ્યાસુદ્દીનના રાજ્યમાં મુખ્ય વહીવટ કરનાર પ્રધાન નાગરાજનું માત્ર પ્રભાવોત્કીર્તન જ કરેલું છે, પરન્તુ તેમનો વિશેષ પરિચય આપેલો નથી. પણ તેમનો પરિચય કરાવે તેવી એક પ્રશસ્તિ, પ્રશસ્તિ સંગ્રહ ઉત્તર વિભાગ પૃ. ૫૬ પ્ર. નં. ૨૨૨માં આ પ્રમાણે મળે છે.

**संवत् १५५५ वर्षे श्रीपत्तनमहानगरे भाद्रपदमासे शुक्लपक्षे १० तिथौ सोमवासरे श्रीमण्डपमहादुर्गवास्तव्य सोनी-श्रीनागराजपत्नि संघविणी जसमाईपुत्र्या महं अमरा-सुश्रावकपत्न्या पचाइ सुश्राविकया पुत्री हंसाइसहितया श्रीभुवनभानुकेवलीचरित्रं संपूर्णं लिखितं तद्गीतार्थैःसुश्राविकाभिर्वाच्यमानं चिरं नंदतात् श्रेयसे च भूयात् ॥**

અર્થાત્ સં. ૧૫૫૫ વર્ષે ભા. સુદ ૧૦ સોમવારે શ્રીમંડપમહાદુર્ગના રહેવાસી સોની—નાગરાજની પત્નિ—સંઘવિણી—જસમાઇ ઉર્ફે જસમાદેવીની પુત્રી પચાદેવી તે પાટણના રહેવાસી મહેતા—અમરસિંહની ધર્મપત્ની તેણે પોતાની હંસાદેવી નામે પુત્રી સાથે ભુવનભાનુકેવલી ચરિત્ર સંપૂર્ણ લખ્યું, તે ગીતાર્થોએ તથા સુશ્રાવિકાઓએ વંચાતું લાંબો વખત આનંદ પામો અને કલ્યાણ કરો.

ઉપરોક્ત પુષ્પિકા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે નાગરાજ એક સમૃદ્ધિવાન, પ્રતિષ્ઠાપાત્ર, રાજકારભારધુરંધર શ્રાવક હતા. અને તેઓનું ગોત્ર સોની હતું. આ પુષ્પિકામાં લેખકે જ્ઞાતિ જણાવેલી નથી, પણ આ ગોત્રના દર્શાવેલા નામ ઉપરથી તેઓ ઓસવાલ હતા. કારણ કે સોનીગોત્ર ઓસવાલ જ્ઞાતિમાં છે.

ઉપર આપેલ નાગરાજની પ્રશસ્તિમાં જણાવ્યા મુજબ જસમાદેવી સોની—નાગરાજની ધર્મપત્ની હતાં, પણ વિચારને સ્થાન મળે છે કે સંઘવિણીનું વિશેષણ માત્ર જસમાદેવીને જ લગાડેલું છે, તેથી એમ માનવાને કારણ મળે છે કે ગમે તો એ વિશેષણ તેમના પિતૃપક્ષથી ઊતરી આવ્યું હોય અથવા કોઈ પણ તીર્થયાત્રાના સંઘ માટે નિર્ધાર થઇ ગયા પછી રાજ્યનું અનિવાર્ય કામ આવી પડતાં સુશ્રાવક નાગરાજ જઈ શક્યા ન હોય અને તે યાત્રા જસમાદેવીની આગેવાની તળે થઈ હોય, જેથી સંઘવિણી તરીકેનું તિલક ધારણ કરવાનું સૌભાગ્ય જસમાદેવીને પ્રાપ્ત થયું હોય.

ઉપરની પ્રશસ્તિમાં જણાવેલ પચાદેવી તે સોની—નાગરાજ અને જસમાદેવીની પુત્રી હોઇ પાટણના રહેવાસી મહેતા અમરસિંહનાં ધર્મપત્ની હતાં. તેમણે સં. ૧૫૫૫ ના ભા. શુ. ૧૦ સોમે પર્યુષણ બાદ પોતાની પુત્રી હંસાદેવીની સાથે ભુવનભાનુકેવલીચરિત્ર લખી અર્પણ કર્યું. આ ઉપરની નોંધથી આપણને જણાય છે કે પ્રાચિન કાળમાં હાલના વખત જેટલી નાના નાના એકડાઓની સંકડામણો નહોતી, જેને પરિણામે બોકા છૂટથી કન્યા આપી લઇ શકતા હતા. એને માટે આ ચોક્કસ પુરાવો છે. હાલના નાના બંધારણોએ સમાજમાં કેટલો ભેદભાવ અને મિથ્યાભિમાન ઉત્પન્ન કર્યાં છે એ તો જેને એનો કડવો રસ ચાખ્યો હોય તેને જ ખબર.

શાહ કાલુના પુત્રોઃ—શાહ કાલુને બે પુત્રો હોય એમ આ પ્રશસ્તિમાંના સુચન ઉપરથી જણાય છે. પરંતુ પ્રશસ્તિ કર્તાએ એક દુદાનું જ નામ આપ્યું છે, જ્યારે બીજાનું

સૂચન જ કરેલું છે. શાહ દુદાને પણ બે સ્ત્રીઓ હતી જેમાં ધર્મિણી નામી સ્ત્રી હતી કે જેને શાહ વસ્તુપાલ, શાહ તેજપાલ, શાહ ખેમપાલ નામે ત્રણ પુત્ર હતા. એઓને કુમારપાલ નામે અગ્રજ હતો. જો તે ધર્મિણીનો પુત્ર હોય તો ત્રણની સાથે ચોથાનું નામ ગણાવત, પણ તેમ ન કરતાં તેને જુદો જ અગ્રજ દેખાડયો છે એટલે શાહ કુમારપાલને આ ત્રણ ઓરમાન ભાઇઓ હતા અને તેઓ તેના કરતાં નાના હતા.

**શાહ કુમારપાળઃ—**

તેઓ શાહ દુદાની પ્રથમ પત્નીના પુત્ર હતા ને તેમનું બીજું નામ મનજી હતું, તેઓને હીરાદેવી અને વીરાદેવી નામે બે સ્ત્રીઓ હતી અને પુત્રો પણ હતા, પરન્તુ પ્રશસ્તિકર્તાએ પુત્રોનાં નામ દર્શાવ્યાં નથી. આ સંઘજી પોતાના કુટુંબિઓની સાથે નાગરાજની પ્રધાનતાથી કે જેની ઓળખાણ આપણે જોઇ ગયા છીએ, અને નવાબ ગ્યાસુદ્દીનની તેમના ઉપર સીધી મહેરબાનીને લીધે સંવત ૧૫૪૭ માં માંડવગઢમાં ચોમાસિક ઉત્સવ કરીને માંડવગઢના દરેક ઉપાશ્રયોમાં સુંદર-કાગળો ઉપર લખેલી, સચિત્ર કલ્પસૂત્ર મૂળની પ્રતો (પુસ્તકો) દરેક ઉપાશ્રયોમાં સાધુમંડળને વાંચવા માટે આપી.

**માલવમંડલેશ્વરનૃપ ગ્યાસુદ્દીનઃ**—આ પ્રશસ્તિથી આપણે જાણી શકીએ છીએ કે માળવાના બાદશાહ ગ્યાસુદ્દીનને આ લેખમાં **मालवमंडलेश्वर** જણાવી પછી નૃપ વિશેષણ લગાડેલું છે. આ વિશેષણ દેખાડી આપે છે કે બાદશાહ ગ્યાસુદ્દીનનું માલવાનું રાજ્ય દીલ્લીની ધુંસરી તળે હતું, કારણ કે મંડલેશ્વર એ ખંડીઆ રાજાઓને સંબોધીને વપરાતો શબ્દ છે. પરન્તુ એ તો ક્યારનોય રાજા થએલો છે તેથી એના નામ સાથે નૃપ-શબ્દ ચોક્કસ રીતે રાજા તરીકે દેખાડવા માટે લખ્યો છે. આ બાદશાહે માલવદેશ ઉપર કેટલાં વર્ષો સુધી રાજ્ય કર્યું તે સંબંધી સ્વતંત્ર માહિતી મળેલી ન હોવાથી વિશેષ કાંઈ લખી શકતો નથી. પણ સં. ૧૫૦૧ના પોસ વદી ૧ રવીથી સં. ૧૫૭૪ના કા. સુ. ૭ ગુરુની લેખિત પુષ્પિકાઓ પ્રશસ્તિસંગ્રહ ઉત્તરભાગ પૃ. ૩૪–૮૪માં જોવામાં આવે છે તો ૭૪ વર્ષનો રાજ્યકાળ તો એ ઉપરથી જણાય છે, ત્યારે તે ગાદીએ ક્યારે બેઠો અને અવસાન ક્યારે પામ્યો તેમજ કેટલાં વર્ષ રાજ્ય કર્યું તે વિચારવા જેવું છે. આ પુરાવાઓ જોતાં તો આ બાદશાહે બહુ લાંબું આયુષ્ય ભોગવેલું હોવું જોઇએ. સં. ૧૫૦૧ ની પુષ્પિકામાં એને પાતશાહનું જ વિશેષણ લગાડયું છે.

એ પ્રમાણે પ્રશસ્તિમાં વર્ણવેલી બાબતો અહીં પૂર્ણ થાય છે તેથી આ લેખ પૂર્ણ કરું છું.

★

## પૂજ્ય મુનિવરોને

શેષકાળમાં માસિક ગેરવલ્લે ન જતાં વખતસર મળતું રહે તે માટે પોતાનાં વિહારસ્થળો અગાઉથી જણાવતા રહેવાની સૌ પૂજ્ય મુનિવરોને અમે વિનંતિ કરીએ છીએ.

# સમાચાર

**પ્રતિષ્ઠા**—[૧] અમદાવાદમાં સમેતશિખરજીના પોળના દેરાસરમાં ફાગણ શુદિ ૩ ના રોજ પૂ. આ. મ. શ્રી. વિજયોદયસૂરિજી મહારાજની નિશ્રામાં પ્રતિષ્ઠા કરવામાં આવી. [૨] અમદાવાદમાં શાહપુરના દેરાસરમાં ફાગણ વદિ ૧૧ ના રોજ, પૂ. આ. મ. શ્રી. વિજયક્ષેમંકરસૂરિજી મહારાજની નિશ્રામાં શ્રી ધર્મનાથ ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી [૩] મુડતરા (મારવાડ) માં ફાગણ શુદિ ૩ ના રોજ પૂ. મુ. મ. શ્રી. તિલોકવિજયજી મ. ની નિશ્રામાં શ્રી સુમતિનાથ ભગવાનની પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી. [૪] નારમાં માહ શુદિ ૨ ના રોજ પૂ. આ. મ. શ્રી વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજની નિશ્રામાં પૂ. આ. મ. શ્રી. વિજયદાનસૂરીશ્વરજી મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી. [૫] અમદાવાદમાં ફાગણ શુદિ ૩ ના રોજ પૂ. આ. મ. શ્રી. વિજયપ્રેમસૂરીશ્વરજી તથા પૂ. આ મ. શ્રી. વિજયરામચંદ્રસૂરિજી મ. ની નિશ્રામાં પૂ. આ. મ. શ્રી. વિજયદાનસૂરીશ્વરજી મહારાજની મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી.

**દીક્ષા**—[૧] છાણીમાં પૂ. આ. મ. શ્રી. માણિક્યસાગરસૂરિજી મહારાજે હળવદ નિવાસી ભાઈશ્રી જેઠાલાલ ગિરધરલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ પૂ. મુ. શ્રી. જયન્તસાગરજી રાખીને તેમને પૂ. મુ. મ. શ્રી. લક્ષ્મીસાગરજીના શિષ્ય બનાવવામાં આવ્યા.

[૨–૪] અમદાવાદમાં મહા સુદિ ૧૪ના રોજ પૂ. આ મ. શ્રી. વિજયપ્રેમસૂરીશ્વરજી મ. તથા પૂ. આ. મ. શ્રી વિજયરામચંદ્રસૂરિજી મહારાજે અમદાવાદ નિવાસી ભાઈશ્રી ચીમનલાલ ઠાકરચંદ. ભાઈશ્રી કાંતિલાલ કેશવલાલ કડિયા તથા કુણઘેરના રહીશ ભાઈશ્રી ખેતશીભાઈને દીક્ષા આપી. દીક્ષિતોનાં નામ અનુક્રમે પૂ. મુનિશ્રી ચરણકાંતવિજયજી, પૂ. મુ. શ્રી. કલ્યાણપ્રભવિજયજી તથા પૂ. મુ. શ્રી. જયધ્વજવિજયજી રાખીને તેમને અનુક્રમે પૂ. મુ. મ. શ્રી. કાંતિવિજયજી પૂ. મુ. મ. શ્રી. ભદ્રંકરવિજયજી તથા પૂ. આ. મ. શ્રી. વિજયરામચંદ્રસૂરિજીના શિષ્ય બનાવવામાં આવ્યા. [૫] અમદાવાદમાં ફાગણ સુદિ ૫ ના રોજ પૂ. આ. મ. શ્રી. વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજે વઢવાણ નિવાસી ભાઈશ્રી રતિલાલ મોહનલાલને દીક્ષા આપી. દીક્ષિતનું નામ પૂ. મુ. શ્રી. તત્ત્વપ્રભવિજયજી રાખી તેમને પૂ. ઉ. મ. શ્રી. ભુવનવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા.

[૬–૭] ખંભાતમાં મહા વદિ ૧૦ ના રોજ પૂ. આ. મ. શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મ. દમણનિવાસી ભાઈ શ્રી નવીનચંદ જયચંદભાઈ તથા ખંભાતનિવાસી ભાઈશ્રી શાંતિલાલ નંદલાલને દીક્ષા આપી. દીક્ષિતોનાં નામ અનુક્રમે ગુણાકરવિજયજી તથા સુધાકરવિજયજી રાખીને તેમને અનુક્રમે પૂ. મુ. મ. શ્રી. રસિકવિજયજી તથા પૂ. મુ. મ. શ્રી. અજિતવિજયજીના શિષ્ય બનાવવામાં આવ્યા. [૮] મુંબઈમાં ગોડીજીના ઉપાશ્રયમાં પૂ. આ. મ. શ્રી. સાગરાનંદસૂરીશ્વરજી મહારાજે એક બાઈને દીક્ષા આપી. પૂ. મુ. મ. શ્રી. ચંદનસાગરજીના શિષ્ય બનાવ્યા.

**આચાર્યપદ**—બુરાનપુરમાં પૂ. આ. મ. શ્રી. વિજયવિજ્ઞાનસૂરિજી મહારાજની નિશ્રામાં પૂ. ઉ. મ. શ્રી. કસ્તુરવિજયજી ગણિને આચાર્યપદ આપવામાં આવ્યું.

**કાળધર્મ**—પાંચાવાડામાં માહ શુદિ ૧૨ ના રોજ પ્રાતઃકાળમાં પૂ. આ. મ. શ્રી. વિજયકપૂરસૂરિજી મહારાજ તપસ્વી સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા.

વર્ષ ૧૦ : અંક ૭ ] તંત્રી—ચીમનલાલ ગોકળદાસ શાહ [ ક્રમાંક ૧૧૫

## વિ ષ ય – દ ર્શ ન



### નિવેદન

કાગળ નિયમન ધારામાં સરકારે કરેલ સુધારાના કારણે, હવે પછી ' શ્રી જૈન સત્ય પ્રકાશ 'નો અંક, પહેલાંની જેમ, ૩૨ પાનાંનો પ્રગટ કરવામાં આવશે. વ્ય.

લવાજમ—વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક—ત્રણ આના

# યાત્રા, યાપનીય અવ્યાબાધ અને પ્રાસુક વિહાર

(લેખક—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ.)

સુગુરુને વન્દન કરી તેમને સુખશાતા પૂછનાર 'શરીર નિરાબાધ સુખસંજમજાત્રા નિર્વહો છોજી' એ પંક્તિ ઉચ્ચારે છે એ પૂર્વે પ્રણિપાતસૂત્ર યાને ખમાસમણસુત્તમાં એ જાવણિજ્જાએ પદનો પ્રયોગ કરે છે. સુગુરુવંદનરૂપ સૂત્રમાં જત્તા ભે જવણિજ્જં ચ ભે પદો વપરાયાં છે. આમ જે કેટલાક જૈન પારિભાષિક શબ્દો અવારનવાર કાને પડે છે તેનું મૂળ તેમજ તેનું સ્પષ્ટીકરણ વિવાહપણ્ણત્તિ નામના પાંચમા અંગના ૧૮મા સયગના દસમા ઉદ્દેસગમાં જે સોમિલ બ્રાહ્મણનો અધિકાર આવે છે તેમાં નજરે પડે છે. આની આ હકીકત લગભગ એ જ શબ્દોમાં નાયાધમ્મકહા (સુ. ૧, અ. ૫)માં પણ જોવાય છે. આ બેના આધારે હું અહીં યાત્રા વગેરે વિષે કેટલોક ઉલ્લેખ કરું છું.'

યાત્રા—પાઇય ભાષામાં આને જત્તા અને ગુજરાતીમાં 'જાત્રા' કહે છે. તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાય, ધ્યાન આવશ્યક ઇત્યાદિ પ્રવૃત્તિઓને વિષે યતના (જયણા) તે 'યાત્રા' છે એમ વિવાહપણ્ણત્તિમાં કહ્યું છે, જ્યારે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, સંયમ ઇત્યાદિ પ્રવૃત્તિઓ વડે જયણા તે 'યાત્રા' એમ નાયાધમ્મકહામાં ઉલ્લેખ છે. આ બંનેનું તાત્પર્ય એક જ છે. ટૂંકમાં કહીએ તો તપ વગેરે શુભ પ્રવૃત્તિ તે 'યાત્રા' છે.

યાપનીય—'યાપનીય' એક જૈન સંપ્રદાયનું નામ છે, પણ તે અહીં પ્રસ્તુત નથી. અહીં તો જવણિજ્જ તરીકે પાઇયમાં ઓળખાવાતા અને ઇન્દ્રિય-યાપનીય અને નોઇન્દ્રિય-યાપનીય એવા બે પ્રકારવાળા 'યાપનીય' વિષે વિચાર કરવાનો છે. કર્ણ વગેરે પાંચ ઇન્દ્રિયોને ઉપઘાત વિના કરવી તે 'ઇન્દ્રિય-યાપનીય' છે. શ્રમણ ભગવાન મહાવીર સોમિલને કહે છે કે પાંચે ઇન્દ્રિયો મારે વશ છે. ક્રોધ, માન, માયા અને લોભનો ક્ષય અથવા તો તે ઉપશાંત હોવાથી તે ઉદયમાં ન હોય એવી અવસ્થા તે 'નોઇન્દ્રિય-યાપનીય' છે. પ્રભુને અંગે તો ક્રોધાદિ ચારેનો ક્ષય છે.

અવ્યાબાધ—આને બદલે 'નિરાબાધ' શબ્દ પણ વપરાય છે. વાત, પિત્ત અને કફથી તેમજ એના સંનિપાતથી ઉત્પન્ન થતા વિવિધ રોગોના અને આતંકોના ઉદયનો અભાવ તે 'અવ્યાબાધ દશા' છે. શરીર સંબંધી દોષો ઉપશાંત થવાથી એ ઉદયમાં ન આવે તે 'અવ્યાબાધ દશા' છે. અહીં રોગોની ઉત્પત્તિ માટે વાત, પિત્ત અને કફમાં થતા વૈગુણ્યનો ઇશારો કરાયેલો છે.

પ્રાસુક વિહાર—'પ્રાસુક'ને પાઇયમાં ફાસુઅ કહે છે. એનો અર્થ 'નિર્જીવ' યાને 'અચિત્ત' થાય છે. આરામોમાં, ઉદ્યાનોમાં, દેવકુલોમાં, સભાઓમાં, પરબોમાં તેમજ સ્ત્રી, પશુ અને નપુંસકથી રહિત વસતિઓમાં નિર્દોષ અને એષણીય (સ્વીકારવા યોગ્ય) પીઠ, ફલક (પાટિયું), શય્યા અને સંસ્તારક (સંથારો) મેળવીને વિહરવું તે 'પ્રાસુક વિહાર' કહેવાય છે. મહાવીર સ્વામીનો વિહાર તેમજ અનગાર થાવચ્ચાપુત્ત (સ્થાપત્યાપુત્ર)નો વિહાર એ પ્રાસુક વિહારનાં ઉદાહરણ રૂપ છે.

સારી રીતે સંયમનો નિર્વાહ કરી સુખરૂપે અને નિર્દોષપણે સમય વિતાવવો એ સાધુતાનું લક્ષણ છે અને એનાં યાત્રા વગેરે અંગો છે.

ગોપીપુરા, સુરત. તા. ૧૬-૩-૪૫

મુદ્રકઃ—મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય—અમદાવાદ. પ્રકાશકઃ—ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ—અમદાવાદ.

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष १० | વિક્રમ સં. ૨૦૦૨ : વીરનિ. સં. ૨૪૭૨ : ઈ. સ. ૧૯૪૬ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ७ | દ્વિતીય ચૈત્ર શુદિ ૩ : રવિવાર : ૧૫ મી એપ્રિલ | ११५ |

## શ્રમણ ભગવાન મહાવીરસ્વામી

લેખક:—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી).

कल्याणपादपारामं श्रुतगङ्गाहिमाचलम् ।
विश्वाम्भोजरविं देवं वन्दे श्रीज्ञातनन्दनम् ॥

ભગવાન મહાવીરસ્વામીનું જીવન વાંચતાં તેમના પૂર્વભવોની પરિસ્થિતિ જાણવાનું મન થાય એ સ્વાભાવિક છે. એક જીવ કઈ રીતે ઉન્નત દશા પ્રાપ્ત કરે છે; અને ઉન્નતિના શિખરે ચઢવા છતાં, ત્યાંથી કેમ અધઃપાતાના ગર્તમાં ઊતરી પડે છે; અને અવનતિના ગર્તમાં પડયા છતાંયે પ્રબલ પુરુષાર્થથી ઉન્નતિના શિખરે પહોંચી સર્વ જીવોના કલ્યાણકામી કેવી રીતે બને છે તેનું આબેહૂબ દૃષ્ટાંત આપણને ભગવાન મહાવીરદેવના ચરિત્રમાંથી મળે છે. અહીં સ્થાનાભાવને લીધે હું પૂર્વ ભવોમાંથી થોડા જ ભવો આપી મૂલ જીવનચરિત્ર આપવા પ્રયત્ન કરીશ.

### પૂર્વભવ પરિસ્થિતિનું અવલોકન

**નયસાર:**—પ્રથમ નયસારનો ભવ આપણને સુંદર ઉપદેશ આપી જાય છે. નયસાર ઘોર જંગલમાં ગયેલ છે, મધ્યાહ્ન થયો છે, ભૂખ લાગી છે, જમવા બેસતાં એને થાય છે—અત્યારે કોઈ મહાત્મા—અતિથિ મલે તો તેમને દાન આપી પછી ભોજન કરું. અને—

**" यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी "**

—આ ઉક્તિ ચરિતાર્થ થતી હોય તેમ એક સાર્થની સાથે જતા મુનિવરો માર્ગ ભૂલી જ્યાં નયસાર રાહ જુવે છે તે તરફ પધાર્યા. મહાત્માઓને જોઈ નયસારના મનમાં થાય છે: ધન્ય ભાગ્ય મારાં કે આવા ઘોર જંગલમાં મને મહાત્માઓનો લાભ મલ્યો. તે તેમને પોતાના સ્થાને લઈ જાય છે અને ભક્તિ પૂર્વક આહારાદિનું દાન આપે છે. મુનિઓનો આહાર થઈ ગયા પછી નયસાર મુનિઓ સાથે જઈ જંગલનો માર્ગ બતાવે છે. મુનિઓ નયસારને ધર્મમાર્ગ ઉપદેશે છે. આ સાંભળી પોતાના આત્માને ધન્ય માનતા નયસારે સમકિત પ્રાપ્ત કર્યું. સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછીનું નયસારનું જીવન ખરેખર સુંદર બને છે. જુઓ "પછી મોટા મનવાળો નયસાર સદા ધર્મનો અભ્યાસ કરતો, સાત તત્ત્વને ચિંતવતો અને સમકિતને પાળતો કાળ નિર્ગમન કરવા લાગ્યો. એ પ્રમાણે આરાધના કરતો નયસાર અંત સમયે પંચનમસ્કારમંત્રનું સ્મરણ કરી, મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં એક પલ્યોપમના આયુષ્યવાળો દેવતા થયો." ( ત્રિ. શ. પુ. ચ. પર્વ ૧૦ ).

**મરીચિ:**—નયસાર દેવલોકમાંથી ચ્યવી આ ચોવીશીના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના

પુત્ર ભરત ચક્રવર્તીના પુત્ર રૂપે, શ્રીઋષભદેવ પ્રભુના એક મુનિ તરીકે અને એક નૂતન મત પ્રરૂપકરૂપે આપણી સમક્ષ આવે છે. એમનું નામ મરીચિ કુમાર હતું. શ્રીઋષભદેવ પ્રભુના પ્રથમ સમવસરણ સમયે જ મરીચિ સાધુજીવન સ્વીકારે છે. પણ ચારિત્રાવરણીય કર્મના ઉદયથી એમનું પતન શરૂ થાય છે. ગરમીની ઋતુ છે, તરસ લાગે છે, પરસેવો વળે છે, વસ્ત્ર મેલાં થાય છે, ધૂળના વંટોળ ઊડે છે. બસ, આ સમયે ચારિત્રાવરણીય કર્મના ઉદયથી એમના વિચારોમાં પરિવર્તન થાય છે. "× × કષ્ટથી કાયર એવા મરીચિએ લિંગનો નિર્વાહ કરવાને ત્રિદંડી સંન્યાસ ગ્રહણ કર્યો." આમાં એક બીજો પ્રસંગ બન્યો: ભરત ચક્રવર્તીએ ઋષભદેવ ભગવંતને પૂછ્યું છે કે આપની સભામાં આ ચોવીશીમાં થનાર કોઈ તીર્થંકરનો જીવ છે ખરો? શ્રીઋષભદેવ પ્રભુએ કહ્યું: તારો પુત્ર મરીચિ આ ચોવીશીના અન્તિમ તીર્થંકર થશે, તેમજ પ્રથમ વાસુદેવ અને મહાવિદેહમાં ચક્રવર્તી પણ થશે. આ શબ્દો જ્યારે ભરત-ચક્રવર્તી મરીચિને કહે છે ત્યારે એને આત્મિક આનંદ સાથે નમ્રતા-વિનય આવવાં જોઈએ એને બદલે એમનામાં અભિમાનનો અતિરેક થાય છે કે-હું વાસુદેવોમાં પહેલો, મારા પિતા ચક્રવર્તીઓમાં પહેલા, મારા દાદા તીર્થંકરોમાં પહેલા. હું વસુદેવ, હું ચક્રવર્તી, હું તીર્થંકર–સંસારના બધા લાભો મને મળ્યા. "અહો! મારું કુળ કેવું ઉત્તમ છે. એવી રીતે વારંવાર ભુજાસ્ફોટ કરી જાતિમદ કરતાં નીચ ગોત્રકર્મ ઉપાર્જન કર્યું." આ પછી કપિલ શિષ્યનો પ્રસંગ બને છે. ત્રિદંડી મરીચિ માંદગીમાં જ શિષ્ય બનાવવા ચાહે છે અને એ ઇચ્છા પાર પાડવા કપિલના પ્રશ્નના જવાબમાં વિચિત્ર કથન કરી જાય છે: "કપિલે પૂછ્યું કે 'ત્યારે શું તમારા માર્ગમાં ધર્મ નથી?' આવા પ્રશ્નથી તેને જૈનધર્મમાં આળસુ જાણી શિષ્યને ઇચ્છતો મરીચિ બોલ્યો કે જૈન માર્ગમાં પણ ધર્મ છે અને મારા માર્ગમાં પણ ધર્મ છે.' આ રીતે મિથ્યા ધર્મના ઉપદેશથી મરીચિએ કોટાકોટીસાગરોપમ પ્રમાણ સંસર ઉપાર્જન કર્યો." મરીચિના ભવમાં બાંધેલાં આ કર્મ એમને ઘણા ભવો સુધી ઉદયમાં આવે છે. મરીચિના ભવમાં સ્વીકારેલ ત્રિદંડીપણાના એને એવા ગાઢ સંસ્કાર પડે છે કે એ પોતાની અસ્મિતા ભૂલી અંધકારમાં આથડે છે, અને જાતિમદના પ્રતાપે હીનકુલમાં જન્મ પામે છે. આમ દેવલોક સુધાંના ઘણા ભવોમાં પરિભ્રમણ કરી એ જીવ વિશ્વભૂતિ રૂપે આવે છે ત્યારે એને વિકાસનો માર્ગ પ્રાપ્ત થાય છે.

**વિશ્વભૂતિ:**—વિશ્વભૂતિ બહુ વીર્યવાન અને પ્રતાપી છે. એક જ મૂઠી મારી કોઠીના ઝાડ ઉપરથી કોઠા પાડે એવી એની તાકાત છે. સંસારથી કંટાળી એ શ્રી સંભૂતિમુનિ પાસે સંયમ સ્વીકારે છે, અને પોતાનાં તીવ્ર કર્મોના ક્ષય માટે ઘોર તપ તપે છે. તેનું શરીર દુર્બલ બને છે. એક વાર ગાય સાથે અથડાતાં એ પડી જાય છે. એ જોઈ એમના ગૃહસ્થ જીવનના વિરોધી વિશાખાનંદી એમની મશ્કરી કરે છે. 'ક્યાં ગયું એ તારું બલ?' વિશ્વભૂતિને આ સાંભળી ક્રોધ આવે છે. એ ગાયનું શિંગડું પકડી ગાયને આકાશમાં ભમાવે છે અને નિયાણું કરે છે: "આ ઉગ્ર તપસ્યાના પ્રભાવથી હું ભવાંતરે ઘણા પરાક્રમવાળો થઈ આ વિશાખા-નંદીના મૃત્યુ માટે થાઉં." હાય! અજ્ઞાનતા, પ્રમાદ, કષાય! તારી બલીહારી છે. આવા તીવ્ર તપસ્વી મુનિપુંગવને પણ ન કરવાનું કરાવ્યું. અહીં કોટી વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી એ મહાશુક્ર દેવલોકમાં દેવતા થાય છે.

**ત્રિપૃષ્ઠ વાસુદેવ:**—આ પછી એ રિપુપ્રતિશત્રુ રાજા કે જેણે પોતાની જ પુત્રી

મૃગાવતી સાથે ગાંધર્વ લગ્ન કર્યું છે એને ત્યાં ત્રિપૃષ્ઠ વાસુદેવ રૂપે જન્મે છે. અને વિશાખા-નંદી કેસરીસિંહરૂપે જન્મે છે. ત્રિપૃષ્ઠ વાસુદેવ એને જંગલમાં માત્ર પોતાના હાથથી જ વસ્ત્રની જેમ ચીરી નાખે છે. કેસરીસિંહને મરતી વખતે આશ્ચર્ય થાય છે કે એક મનુષ્ય નિઃશસ્ત્ર બની મને પરાજિત કરી, ચીરી નાખે એ તે કોણ છે! આ જ વખતે ત્રિપૃષ્ઠ વાસુદેવનો સારથી કેસરીસિંહને કહે છે—તું ગભરાઈશ નહીં. તને મારનાર પણ નરકેસરી જ છે. અને એ ત્રણ ખંડનો અધિપતિ થવાનો છે. સુજ્ઞ વાચકો યાદ રાખે કે વિશાખાનંદીનો જીવ આ જ કેસરીસિંહ ભગવાન મહાવીરના ભવમાં ખેડુત રૂપે; સારથી ગૌતમસ્વામી તરીકે અને ત્રિપૃષ્ઠ વાસુદેવ શ્રમણ ભગવાન મહાવીર તરીકે એકત્ર થાય છે.

આ ભવમાં ત્રિપૃષ્ઠ વાસુદેવ એક એવું નિકાચિત કર્મ ઉપાર્જન કરે છે કે જેનો પરિ-પાક બહુ જ ભયંકર રીતે દેખાય છે. આ પ્રસંગ છે પોતાના સૂઈ જવા છતાં સંગીતમાં લુબ્ધ બની રાજઆજ્ઞાનો ભંગ કરનાર શય્યાપાલકના કાનમાં તપાવેલું સીસું રેડવાનો. એ જ શય્યાપાલક વાસુદેવને મહાવીરદેવના ભવમાં કાનમાં ખીલા ઠોકનાર ગોવાળીયા રૂપે મળે છે. ત્રિપૃષ્ઠ વાસુદેવ ત્યાંથી ચારે ગતિમાં અનેક ભવોમાં ભમી અનુક્રમે અપરવિદેહમાં ધનંજય રાજાની ધારણી રાણીની કુક્ષિમાં પ્રિયમિત્ર ચક્રવર્તી તરીકે જન્મે છે.

**પ્રિયમિત્ર ચક્રવર્તી:**—આ ભવમાં વૈભવ અને સમૃદ્ધિના શિખરે બેઠેલો આ જીવ જલકમલવત્ નિર્લેપ રહી વૈભવ અને સમૃદ્ધિને ઠોકરે મારી શ્રીપોટ્ટીલ નામના આચાર્ય પાસે દીક્ષા ગ્રહણ કરે છે, એક કોટી વર્ષ સુધી ઉગ્ર તપ કરે છે, અને ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય ભોગવી મહાશુક્ર વિમાનમાં દેવ થાય છે. આ જીવ અહીંથી ઉન્નતિના પંથે વળે છે.

**નંદનકુમાર: ઉન્નતિના પંથે:**—ત્યાંથી ચ્યવી એ જીવ ભરતખંડમાં છત્રાનગરીમાં જિતશત્રુ રાજાના પુત્રપણે જન્મે છે, અને નંદનરાજકુમાર બને છે. અનુક્રમે એ રાજા પણ બને છે. અહીં પણ નિર્વેદ પામી સાધુજીવન સ્વીકારે છે. એમનું આ ભવનું સાધુજીવન એવું નિર્મલ, અને ઉત્કૃષ્ટ છે કે જે વાંચતાં જાણે શ્રી વીર ભગવાનના જીવનની વાનકી હોય એમ લાગે છે. અન્તિમ સમયની તેમની આરાધના પણ અપૂર્વ છે, જાણે મહાવીર થવાની તાલીમ લેતા હોય! છેવટે સાઠ દિવસનું અનશન આદરી પ્રાણત દેવલોકમાં પુષ્પોત્તર વિમાનમાં મહર્દ્ધિક દેવ થાય છે. આ દેવભવમાં પણ એ જીવ શ્રી જિનેશ્વરદેવોની ભક્તિ દર્શન અને પૂજનમાં મહાન લાભ જ ઉઠાવે છે.

## શ્રમણ ભગવાન મહાવીરસ્વામી

**જન્મ:**—પુષ્પોત્તર વિમાનમાંથી ચ્યવી આ ભરતક્ષેત્રમાં ક્ષત્રિય કુંડગ્રામના સિદ્ધાર્થ રાજાની રાણી ત્રિશલા દેવીની કુક્ષીથી એમનો જન્મ થાય છે. અહીં મરીચિના ભવમાં જે જાતિમદ કરેલ, તે સમયનાં અવશિષ્ટ કર્મ ઉદયમાં આવે છે અને માહણકુંડ ગ્રામમાં દેવાનંદા બ્રાહ્મણીના ગર્ભમાં તેમને આવવું પડે છે, અને ૮૨ દિવસ સુધી બ્રાહ્મણીના ઉદરમાં રહેવું પડે છે. પછી હરિણીગમેષી દેવ દ્વારા ઇન્દ્ર તેમનું ગર્ભાપહરણ કરાવે છે. અને ત્રિશલા માતાને ત્યાં તેમનો ચૈતર શુદિ તેરશના દિવસે જન્મ થાય છે. જન્મ પછી બારમા દિવસે તેમનું ગુણનિષ્પન્ન વર્દ્ધમાનકુમાર નામાભિધાન કરવામાં આવે છે.

**ગૃહજીવન:**—બાલ્યાવસ્થામાં જ આમલકી ક્રીડા સમયની તેમની વીરતા જોઈ દેવ-

રાજ શક્ર તેમને "મહાવીર"નું ગૌરવવન્તું ગુણનિષ્પન્ન નામ આપી પોતાના જીવનને ધન્ય બનાવે છે. એવો જ પ્રસંગ તેમના નિશાળગમન સમયનો છે. ત્રણ જ્ઞાનયુક્ત શ્રી વર્દ્ધમાન કુમાર માતાપિતાની આજ્ઞાનુસાર નિશાળે જાય છે. દેવોને પણ દુર્લભ એવો આ અવસર દરેકને તેમના ઉપર શ્રદ્ધામાં વધારો કરે તેવો છે. તેમાંયે આ વખતની પ્રશ્નોત્તરી, પંડિતની શંકાઓનું નિરાકરણ અદ્‌ભુત છે. પછી માતાપિતાની આજ્ઞાનુસાર અને ભોગ-કર્મના ઉદયથી યશોદા દેવી સાથે તેમનાં લગ્ન થાય છે, અને એક પુત્રી થાય છે. ૨૮ વર્ષે તેમનાં માતાપિતા સ્વર્ગે જાય છે. વર્દ્ધમાન કુમારની અભિલાષા પૂર્ણ થવાનો અવસર આવ્યો છે, ત્યાં વડીલબન્ધુ પ્રેમભાવે વિનવે છે. "મારી ખાતર બે વર્ષ રહી જાઓ." સંયમને માટે ઉત્સુક વર્દ્ધમાનકુમાર વડીલ બન્ધુની આજ્ઞા-વિનંતી માને છે, અને ગૃહસ્થ જીવનમાં રહેવાનું સ્વીકારે છે, પણ એ ગૃહસ્થ જીવન પણ સાધુજીવન જેવું જ છે. પછી વર્દ્ધમાન કુમાર એક વર્ષ સુધી વાર્ષિક દાન આપી, મહોત્સવ પૂર્વક દીક્ષા-સાધુપણું અંગીકાર કરે છે.

**અનુપમ સાધુ જીવન:**—વર્દ્ધમાન કુમારે આત્મકલ્યાણને માટે સમસ્ત ઐહિક સુખો અને વૈભવો ત્યાગ કરી આકરું સંયમ જીવન સ્વીકાર્યું. આ સંયમમાં પ્રાયઃ સદાયે ઘોર તપ હતું. તેમને "**શ્રમણ**" જીવન આદર્શ બનાવવું હતું. તેમણે આવતાં દુઃખો અદીન ભાવે સહ્યાં, ઉપસર્ગો અને પરિષહોની હારમાળા ધીરતા, વીરતા અને અપૂર્વ ક્ષમતા પૂર્વક સહી લીધી. ભગવાન મહાવીર દેવે સાધુજીવનમાં સહેલા ઉપસર્ગો બહુ જ પ્રસિદ્ધ છે, છતાં એ ઉપસર્ગોની ટૂંકી નોંધ અહીં આપું છું.

**છદ્મસ્થ જીવન, પ્રતિજ્ઞા, કેટલાક ઉપસર્ગો:**—ઉપસર્ગોની શરૂઆત ગોવાળીયાથી થાય છે અને પૂર્ણાહુતિ પણ ગોવાળીયાના ઉપસર્ગથી જ થાય છે. પ્રથમ ઉપસર્ગના નિવારણ માટે જ્યારે શક્રેન્દ્ર આવ્યા તે વખતે એ પ્રભુને વંદન કરી કહે છેઃ "હે સ્વામી, આપને બાર વર્ષ સુધી ઉપસર્ગોની પરંપરા થશે, માટે તેનો નિષેધ કરવા હું તમારો પારિપાર્શ્વક થવા ઇચ્છું છું." પ્રભુ ઇન્દ્ર પ્રત્યે બોલ્યાઃ "હે ઇન્દ્ર, અર્હંતો કદી પણ બીજાની સહાયની અપેક્ષા રાખતા નથી. વળી અર્હંત બીજાની સહાયથી કેવળજ્ઞાન ઉપાર્જન કરે એવું થયું નથી, થતું નથી અને થશે પણ નહિ. જિનેંદ્રો કેવળ પોતાના વીર્યથી જ કેવળજ્ઞાન પામે છે, અને પોતાના વીર્યથી જ મોક્ષે જાય છે." એમની આ અચલ પ્રતિજ્ઞા જ તેમને સાચા મહાવીર બનાવવા બસ છે. ઉપસર્ગ સમયે સિદ્ધાર્થ વ્યંતર ક્યાંક અદૃશ્ય જ રહે છે. પરંતુ શ્રમણ ભગવાન્ મહાવીર દેવને તો કમલપત્ર પરથી જેમ જલબિંદુઓ સરી જાય તેમ ઉપસર્ગો અને પરિષહો આવે છે ને ચાલ્યા જાય છે. કેટલીક વાર તો કમલપત્ર પર રહેલાં જલકણો મૌક્તિકની ઉપમા પામે તેમ કેટલાક ઉપસર્ગો તો પ્રભુ પાસે આવી શોભી ગયા છે. તેઓ તાપસોના આશ્રમમાં હોય કે વિચરતા હોય, ઉપસર્ગ કરનાર દેવ, દાનવ, માનવ, રાક્ષસ, યક્ષ કે તિર્યંચ-પશુપક્ષી હોય, પરંતુ એની લગારે પરવા રાખ્યા સિવાય આ ધર્મચક્રી તો એક વિજયી યોદ્ધાની જેમ કર્મ શત્રુદળને હંફાવતા, કષાય અરિદળને કંપાવતા અને પોતાના આત્માને અજવાળતા પોતાના માર્ગે ચાલ્યા જ જાય છે.

પ્રથમ ચાતુર્માસ દુઇજ્જંત તાપસોના આશ્રમમાં થાય છે. પરંતુ તાપસોના કુલ-પતિને અભાવ થવાનો પ્રસંગ જાણી તેઓ ચાતુર્માસમાં જ વિહાર કરી જાય છે અને

પાંચ પ્રતિજ્ઞા કરે છે: "અપ્રીતિ થાય ત્યાં રહેવું નહિં, સદાયે કાઉસ્સગ્ગમાં જ રહેવું, પ્રાયઃ મૌન જ ધારણ કરવું, કરપાત્રમાં ભોજન કરવું, અને ગૃહસ્થનો વિનય ન કરવો." પ્રથમ ચાતુર્માસ અવ્યવસ્થિત જ પસાર થાય છે. આ ચાતુર્માસમાં જ અસ્થિકગ્રામમાં શૂલપાણિ યક્ષનો ઘોર ઉપસર્ગ થાય છે. દયાનિધિ ભગવાન એ ક્રૂર યક્ષને પ્રતિબોધે છે. સિદ્ધાર્થ વ્યંતરે પણ આ પ્રસંગે યક્ષને ઠેકાણે લાવવા પ્રયત્ન કર્યો હતો. રાત્રિનો થોડો સમય બાકી રહ્યો ત્યાં સુધી શૂલપાણિના ઘોર ઉપસર્ગો ચાલ્યા હતા જેથી પ્રભુને થોડો શ્રમ લાગ્યો અને જરાવાર નિદ્રા આવી, જેમાં તેમણે દશ સ્વપ્ન જોયાં છે. આમ પ્રથમ ચાતુર્માસ અસ્થિક ગ્રામમાં નિર્ગમન કરી પ્રભુએ અન્યત્ર વિહાર કર્યો.

દીક્ષા પછી એક વર્ષે પ્રભુ મોરાકસન્નિવેશ પધાર્યા. અહીં અચ્છંદનો પ્રસંગ બન્યો. અહીંથી ઉત્તર વાચાલ તરફ જતાં સુવર્ણ વાલુકા નદીના તટ ઉપર તેમનું અર્ધું દેવદૂષ્ય વસ્ત્ર કાંટામાં ભરાઈ રહ્યું. અર્ધું વસ્ત્ર તો શરૂઆતમાં જ પોતાના મિત્ર બ્રાહ્મણને આપી દીધું હતું. અર્ધું અહીંથી તે બ્રાહ્મણે લઈ લીધું. અહીંથી શ્વેતાંબી જતાં ચંડકૌશિક નાગનો પ્રસંગ બને છે. ભગવાન એને પ્રતિબોધી સન્માર્ગે વાળે છે. આ શ્વેતાંબીમાં પરદેશી રાજાએ અનેક રાજાઓ સાથે આવી પ્રભુનું બહુમાન અને ભક્તિ કરી હતી. અહીંથી પ્રભુ સુરભિપુર આવ્યા અને ત્યાંથી ગંગા પાર જતાં નાવમાં બેઠા. તે વખતે પૂર્વભવ (ત્રિપૃષ્ઠના ભવમાં મારેલ સિંહ મરીને સુદંષ્ટ્ર દેવ થયો છે તે) નું વેર યાદ કરી સુદંષ્ટ્ર દેવ ઉપસર્ગ કરે છે. નાવ ડુબાડવા પ્રયત્ન કરે છે અને આ વખતે કંબલ ને શંબલ નામના દેવો નાવની રક્ષા કરે છે. આ પછી નદીને સામે કાંઠે આવી, પ્રભુ નદીને કાંઠે કાંઠે ચાલ્યા જાય છે. ત્યાં પુષ્પ નિમિત્તિયાનો પ્રસંગ બને છે. બીજું ચાતુર્માસ ભગવાન રાજગૃહીના નાલંદા પાડામાં કરે છે. અહીં ગૌશાલો આવે છે અને ચાતુર્માસ પછી ભગવાન વિહાર કરીને જાય છે ત્યારે પાછળ જઈ શિષ્યત્વ સ્વીકારે છે. પછી તો ગોશાળાના ઘણા ઘણા વિચિત્ર પ્રસંગો બને છે. ચંપામાં ત્રીજું ચોમાસું થાય છે. ચોથું ચતુર્માસ પૃષ્ઠચંપામાં થાય છે. પછી એક વાર હરિદ્રુ ગામ બહાર પ્રભુ કાઉસ્સગ્ગ ધ્યાને છે ત્યાં શ્રાવસ્તી નગરીએ જતો મોટો સાર્થ તાપવા માટે અગ્નિ પ્રગટાવે છે, અને પાછલી રાતે અગ્નિ સળગતો જ મૂકી ચાલતો થાય છે. પવનનાં જોરે વધતો અગ્નિ પ્રભુ જ્યાં ધ્યાનમાં હતા ત્યાં સુધી આવ્યો, પગ બળવા માંડ્યા, છતાં પ્રભુ સ્થિર રહી આ વેદના સહી રહ્યા. અગ્નિથી પ્રભુના ચરણ શ્યામ થઈ ગયા. પછી પ્રભુ ચોરાકમાં જાય છે અને ત્યાં અનેક ઉપદ્રવો સહે છે, અને પાંચમું ચાતુર્માસ ભદ્દિલપુરમાં કરે છે. ત્યાર પછી રાજગૃહી અને વિશાલા પધાર્યા છે; લોહકારનો પ્રસંગ વિશાલામાં બને છે. ત્યાં ગ્રામકમાં બિભેલકઉદ્યાનમાં બિભેલક યક્ષ પ્રભુની સેવા કરે છે. ત્યાંથી શાલિશીર્ષક ગ્રામના ઉદ્યાનમાં કટપૂતના વાણવ્યંતરીનો ઘોર ઉપસર્ગ થાય છે. છઠ્ઠું ચતુર્માસ ભદ્રિકાપુરીમાં કરે છે. પછી મગધમાં વિચરે છે અને સાતમું ચતુર્માસ આલંભિકા નગરમાં થાય છે. પછી પ્રભુ મર્દન ગ્રામે પધાર્યા. પ્રભુ ત્યાંથી વિહાર કરી બહુશાલ ગ્રામના શાલવનમાં પધારે છે. ત્યાં શાલાર્યા નામની વ્યંતરી કર્મનો ઘાત કરનારા ઉપસર્ગો કરે છે. ત્યાંથી લોહાર્ગલ જતાં રસ્તામાં જ સિપાઈઓ તેમને કોઈ જાસુસ ધારી પકડી જિતશત્રુ રાજા પાસે લઈ જાય છે. પરંતુ ઉત્પલ નિમિત્તિયો ત્યાં આવ્યો હતો તેણે પ્રભુને ઓળખ્યા, તેથી રાજાએ તેમને વંદના કરી છોડી દીધા.

ત્યાંથી વિહાર કરતા ભગવાન પુરીમતાલ નગરમાં પધારે છે. અહીં વાગુર શેઠનો પ્રસંગ બને છે. વાગુર શેઠ ભગવદ્‌ભક્ત છે અને નિરંતર શ્રી મલ્લિનાથ પ્રભુની મૂર્તિની પૂજા કરે છે. ઇન્દ્રના કહેવાથી પ્રત્યક્ષ જિનવરેંદ્રને ઓળખી પૂજા ભક્તિમાં લીન બને છે. આઠમું ચાતુર્માસ રાજગૃહીમાં થાય છે. ત્યાંથી વિહાર કરી "મ્હારે હજી પણ ઘણું કર્મ નિર્જરવાનું છે" આમ ધારી કર્મ નિર્જરા માટે, ગોશાળા સાથે જ, વજ્રભૂમિ, શુદ્ધભૂમિ અને લાટ વગેરે મ્લેચ્છ દેશોમાં વિચર્યા. તે દેશોમાં પરમાધાર્મિક જેવા સ્વચ્છંદી મ્લેચ્છો વિવિધ ઉપસર્ગો કરે છે. આ આખું વર્ષ ઉપદ્રવો સહન કરવામાં જાય છે અને નવમું ચાતુર્માસ તે પ્રદેશમાં શૂન્યાગાર કે વૃક્ષતળે રહીને જ નિર્ગમન કરે છે. ત્યાંથી પ્રભુ સિદ્ધાર્થપુર પધાર્યા. ત્યાંથી કૂર્મગ્રામ જતાં ગોશાળાએ તલના છોડનો પ્રશ્ન પૂછ્યો. પછી કૂર્મગ્રામમાં ગોશાળાને વૈશિકાયન તાપસનો પ્રસંગ બને છે. તાપસ ગોશાલાને તેજો લેશ્યા મૂકે છે. ભગવાન તેને બચાવે છે. પછી પુનઃ સિદ્ધાર્થ ગ્રામે જતાં તલના છોડની સ્થિતિ પ્રભુના કહ્યા મુજબ જ બની છે. ગોશાલો "શરીરનું પરાવર્તન કરીને પાછા જંતુઓ ત્યાં ને ત્યાં જ ઉત્પન્ન થાય છે." એવો સિદ્ધાન્ત નક્કી કરે છે. પછી તો ગોશાળો પ્રભુના કહ્યા પ્રમાણે તેજોલેશ્યા સાધે છે, અને અષ્ટાંગનિમિત્ત શીખી હું જિનેશ્વર છું, એમ અભિમાન પૂર્વક કહેતો વિચરે છે.

સિદ્ધાર્થપુરથી ભગવંત વૈશાલી પધારે છે. ત્યાંનો શંખગણ રાજા પ્રભુની ભક્તિ કરે છે. ત્યાંથી વાણીજ્ય ગ્રામે પધાર્યા છે. અહીં આનંદ નામે શ્રાવક રહેતો હતો, તેને અવધિજ્ઞાન થયું હતું. જ્ઞાનથી પ્રભુને આવેલા જાણી વંદના કરવા જાય છે અને પ્રભુની સ્તુતિ કરી કહે છેઃ "હે પ્રભુ! હવે તમારે કેવળજ્ઞાનની પ્રાપ્તિ પણ નજીક છે." દશમું ચાતુર્માસ શ્રાવસ્તિમાં થયું. પછી પ્રભુ સાનુયષ્ટિક ગ્રામે પધાર્યા છે. અહીં ભદ્ર, મહાભદ્ર અને સર્વતોભદ્ર પ્રતિમા વહે છે. ત્યાંથી પ્રભુ મ્લેચ્છોથી ભરપુર દૃઢ ભૂમિમાં પધાર્યા.

પેઢાળ ગ્રામના પેઢાળ ઉદ્યાનમાં પોલાસ ચૈત્યમાં અઠ્ઠમનો તપ કરી પ્રભુ ધ્યાનમગ્ન ઊભા છે. આ વખતે સૌધર્મેન્દ્રે કરેલી પ્રશંસા સાંભળી સંગમ દેવ ભગવાનને ચલાયમાન કરવાની પ્રતિજ્ઞા કરી આવે છે. એક જ રાત્રિમાં ભયંકર વીસ ઉપસર્ગો કરે છે, અને છ મહિના લાગટ ઉપસર્ગો ચાલુ રાખે છે. કામદેવની સેના વિકુર્વી પ્રભુને ચલાયમાન કરવા પ્રયત્ન કરે છે. પ્રાયઃ છ છ મહિના સુધી નિર્દોષ આહારપાણી નથી મળવા દેતો, કાલચક્ર મૂકે છે, છતાં પ્રભુ અડગ જ રહે છે. આખરે સંગમદેવ પ્રતિજ્ઞાભ્રષ્ટ થઈ પ્રભુને વાંદી દેવલોકમાં જાય છે. પછી પ્રભુનું પારણું એક ગોપાલને ત્યાં વત્સપાલિકા નામની ગોવાલણીના હાથથી થાય છે. પ્રભુ કૌશામ્બીમાં હતા ત્યારે સૂર્ય ને ચંદ્ર મૂલ વિમાનથી ભગવાનનાં દર્શન કરવા આવ્યા છે. અગિયારમું ચાતુર્માસ વિશાલાના સમર ઉદ્યાનમાં બળદેવના મંદિરમાં થાય છે. આ જ વિશાલામાં જીર્ણ શ્રેષ્ઠીની ભાવનાનો પ્રસંગ બને છે. ચાતુર્માસ પછી સુસુમારપુરના અશોકખંડના ઉદ્યાનમાં અશોક વૃક્ષ નીચે પ્રભુ ધ્યાનમાં ઊભા છે. આ વખતે જ ચમરેંદ્રના ઉત્પાતનો પ્રસંગ બને છે. કૌશાંબીમાં પ્રભુ આવી અશક્ય પ્રતિજ્ઞા કરે છે "કોઈ સતી અને સુંદર રાજકુમારી દાસીપણાને પામેલી હોય, પગમાં લોહમય બેડી નાંખેલી હોય, માથું મુંડેલું હોય, ભૂખી હોય, રૂદન કરતી એક પગ ઉમરામાં અને બીજો

પગ બહાર રાખીને બેઠી હોય, અને સર્વ ભિક્ષુકો તેના ઘેર આવીને ગયેલા હોય તેવી સ્ત્રી સુપડાને એક ખૂણે રહેલા અડદ જો મને વહોરાવે તો હું ચિરકાલે પણ પારણું કરીશ, તે સિવાય કરીશ નહીં." આ ઘોર અભિગ્રહ ૭ મહિનામાં ૭ દિવસ ઓછા હતા ત્યારે ધનવાહ શેઠને ત્યાં દાસીપણે રહેલી ચંપાપતિ દધિવાહન રાજાની પુત્રી ચંદનબાલાના હાથથી પૂર્ણ થાય છે. બારમું ચાતુર્માસ ચંપા નગરીમાં બ્રાહ્મણની અગ્નિહોત્રની શાળામાં થાય છે.

ચાતુર્માસ પછી વિહાર કરી ભગવંત જૃંભક ગ્રામે પધાર્યા છે. ત્યાંથી પ્રભુ વિહાર કરતા ષણ્માનિ ગ્રામ પધાર્યા છે. અહીં ત્રિપૃષ્ઠ વાસુદેવના ભવમાં જે શય્યાપાલકના કાનમાં સીસું રેડયું હતું તે શય્યાપાલક મૃત્યુ પામી ફરતો ફરતો ગોવાળીયા તરીકે જન્મ્યો છે. પ્રભુજીને તે કર્મ ઉદયમાં આવ્યું તેથી અહીં કાનમાં ખીલા ઠોકાવાનો ભયંકર ઉપસર્ગ ગોવાળીયાના હાથથી થાય છે. આ ખીલા ખરક નામે વૈદ્ય બહુ જ યુક્તિથી કાઢે છે. આ ઉપસર્ગ છેલ્લો છે. પ્રભુએ આ સાડાબાર વર્ષના છદ્મસ્થ જીવનમાં ૩૪૯ પારણાં કર્યાં છે. બાકી બધા દિવસો તપસ્યામાં જ ગયા છે. તેમજ માત્ર બે ઘડી જ નિદ્રા લીધી છે બાકી બધો કાલ જાગૃત દશાનો જ છે. વધારેમાં વધારે તપ ૭ માસનો છે અને ઓછામાં ઓછું તપ છઠ્ઠ—બે ઉપવાસ છે. આ બધા ચોવીહારા ઉપવાસ જ સમજવાના છે અને તેથી **वीरस्य घोरं तपः** એ ઉક્તિ યથાર્થ છે.

**કેવલજ્ઞાનઃ**—શ્રી વીરપ્રભુ ત્યાંથી વિહાર કરતા જૃંભક ગ્રામની બહાર ઋજુવાલિકાના ઉત્તર તટ ઉપર શામક ગૃહસ્થના ખેતરમાં શાલતરુની નીચે ધ્યાનમાં ઊભા છે ત્યાં વિજય-મુહૂર્તે શુક્લધ્યાનમાં વર્તતા ક્ષપકશ્રેણી પર આરૂઢ થયેલા પ્રભુનાં ચાર ઘાતીકર્મોનો ક્ષય થયો અને વૈશાખ શુદિ દશમે ચોથે પહોરે કેવલજ્ઞાન ઉત્પન્ન થયું; ભગવાન સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ બન્યા. અહીં પ્રથમ દેશના નિષ્ફલ જાય છે. ત્યાંથી વિહાર કરી એક જ રાત્રિમાં બાર યોજન વિહાર કરી અપાપાનગરમાં સોમિલ બ્રાહ્મણને ત્યાં થતા મોટા યજ્ઞમાં આવેલા બ્રાહ્મણોને પ્રતિબોધવા અપાપા નગરીના મહાસેન ઉદ્યાનમાં પધાર્યા. અહીં દેવોએ રચેલા સમવસરણમાં **तीर्थाय नमः** કહી પ્રભુજી બિરાજ્યા છે અને ગૌતમાદિ અગિયાર બ્રાહ્મણોને પ્રતિબોધી ગણધર સ્થાપે છે. ભગવાનના ઉપદેશથી યજ્ઞમાં થતી હિંસા બંધ થાય છે. ભગવાનના ઉપદેશનો મુખ્ય ધ્વનિ એ જ હતો કે પ્રાણીમાત્રની સાથે મૈત્રીભાવ રાખો, કોઈ જીવ જાતિમાત્રથી ઉંચ કે નીચ નથી. **नवि मुंडिएण समणा.** હિંસાદિનો ત્યાગ, તપ, સંયમ આ બધાં આત્માને કર્મરહિત કરવાનાં સાધનો છે.

ભગવાનના ઉપદેશથી ચૌદ હજાર સાધુઓ થયા હતા એમાં મોટા મોટા ધનકુબેરના પુત્રો, ધનકુબેરો, રાજા–મહારાજા, યુવરાજ–રાજપુત્રો, રાજરાણીઓ, રાજકુમારિકાઓ વગેરેએ તેમનો ત્યાગમાર્ગ સ્વીકારી આત્મસાધનાનો માર્ગ સ્વીકાર્યો હતો.

**શ્રેણિકના રાજકુમારો અને રાણીઓની દીક્ષાઃ**—મગધસમ્રાટ્ શ્રેણિક અને તેનું આખું રાજકુટુમ્બ જૈનધર્મી થયું હતું. યુવરાજ અભયકુમારે દીક્ષા લીધી હતી. અનુત્તરોવવાઈ નામના આગમ ગ્રંથમાં રાજા શ્રેણિકના પુત્રોની દીક્ષાનું જે વર્ણન છે તે વાંચવા યોગ્ય છે. રાજા શ્રેણિકની નંદા, નંદમતી, વગેરે રાણીઓએ પણ દીક્ષા ગ્રહણ કરી હતી.

**જૈનધર્મી અન્ય રાજાઓ વગેરેઃ—**વૈશાલીના ચેડા રાજા–કે જે તે વખતના ગણતંત્ર સંસ્થાના પ્રમુખ હતા તેમણે પોતાના આખા કુટુમ્બ સહિત જૈનધર્મ સ્વીકાર્યો હતો. કાશીદેશના નવમલ્લિક જાતિના રાજાઓ તથા કોશલ દેશના નવલિચ્છીવી રાજાઓ પણ જૈનધર્મી બન્યા હતા. કૌશાંબીનો ઉદાયનવત્સ, ઉજ્જૈનીનો ચંડપ્રદ્યોત, વીતભયપટ્ટનનો ઉદાયન રાજા, ક્ષત્રિયકુંડગ્રામનો નંદીવર્ધન રાજા, પૃષ્ઠચંપાના શાલ અને મહાશાલ બે ભાઈ–રાજા ને યુવરાજ, તેનો પુત્ર ગાંગિલ, પુલાસપુરનો વિજયરાજા, પોતનપુરના પ્રસન્નચંદ્ર, હસ્તીશીર્ષના અદીનશત્રુ, ઋષભપુરના ધનવાહન, વીરપુર નગરના વીર કૃષ્ણમિત્ર, વિજયપુરના વાસવદત્ત, સૌગંધિકના અપ્રતિહત, કનકપુરના પ્રિયચંદ્ર, ચંપાના દત્તરાજા, સાકેતપુરના નંદીરાજા, મહાપુરના બલરાજા, દશાર્ણદેશના દશાર્ણભદ્રરાજા, કૌશાંબીનો શતાનિક, શ્રાવસ્તીનરેશ, મિથીલાનરેશ, વસંતપુરનો જિતશત્રુ, અપાપાનગરીના રાજા હસ્તીપાલરાજા વગેરે રાજાઓ જૈનધર્મ સ્વીકારે છે. વીતભયનગરીના રાજા ઉદાયન, પોતનપુરના રાજા પ્રસન્નચંદ્ર, ચંપાપતિ શાલ અને મહાશાલ–ગાંગલી, વગેરે રાજાઓએ તો દીક્ષા લીધી છે. જમાલી આર્દ્રક દેશના રાજકુમાર આર્દ્રકુમાર વગેરે ઘણા રાજકુમારોએ પણ દીક્ષા લીધી છે. કુબેર ભંડારી સમા શાલીભદ્રજી, ધન્નાજી, સુપ્રસિદ્ધ ધન્યઅણગાર, રોહણીયો ચોર, અર્જુનમાલી જેવા ધનપતિ સજ્જન અને સરલ તેમજ પાછળના બન્ને ચોર ખૂની જેવા પણ દીક્ષા લઈ પવિત્ર થાય છે. ધર્મદાસગણિ, મેતાર્ય, અનેક તાપસો, બ્રાહ્મણો, ક્ષત્રીય વૈશ્ય અને શૂદ્રો પણ શુદ્ધ ધર્મ પામી આત્મકલ્યાણના ભાગીદાર બને છે.

ભગવાન શ્રી મહાવીરના શાસનમાં એક અભૂતપૂર્વ પ્રસંગ બન્યો તે એ છે કે તેમના ઉપદેશથી તે વખતના નવ જીવોએ આગામી ચોવીશીમાં તીર્થંકર થવાનો બંધ કરેલો છે, તેમાં બે તો સ્ત્રીઓ છે. એ નામો આ પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| ૧ રાજા શ્રેણિક | પદ્મનાભ નામે પ્રથમ તીર્થંકર થશે. |
| ૨ પ્રભુના કાકાસુપાર્શ્વ | સુરદેવ નામે બીજા તીર્થંકર થશે. |
| ૩ ઉદાયનરાજા | સુપાર્શ્વ નામે ત્રીજા તીર્થંકર થશે. |
| ૪ પોટ્ટીલઅણગાર | સ્વયંપ્રભ નામે ચોથા તીર્થંકર થશે. |
| ૫ દઢાયુ | સર્વાનુભૂતિ નામે પાંચમા તીર્થંકર થશે. |
| ૬ શંખશ્રાવક | ઉદય નામે સાતમા તીર્થંકર થશે. |
| ૭ આણંદ | પેઢાલ નામે આઠમા તીર્થંકર થશે. |
| ૮ સુલસા શ્રાવિકા | નિર્મળ નામે પંદરમા તીર્થંકર થશે. |
| ૯ રેવતી શ્રાવિકા | સમાધિ નામે સત્તરમા તીર્થંકર થશે. |

આખરે ૭૨ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી ભગવાન અપાપા નગરીમાં સોલ પહોરની દેશના દેતા દેતા આસો વદિ ૦)) ની પાછલી રાત્રે નિર્વાણ પામ્યા. અહિંસા સંયમ અને તપની સાક્ષાત મૂર્તિસમા અને સંસારના પ્રાણીમાત્રના કલ્યાણકામી એવા મહાપ્રભુનું જીવનચરિત્ર વાંચી દરેકની આત્મા સ્વ–પરના કલ્યાણના કામી બનો એ જ શુભેચ્છા !

---

# श्रीश्रीपालचरित्रम्

## [ संक्षिप्तं नवश्लोकात्मकम् ]

### रचयिता-पूज्य मुनिमहाराज श्री धुरंधरविजयजी

શ્રી સિદ્ધચક્રજીનો પ્રભાવ અપૂર્વ છે. તેની આરાધનાથી અસાધ્ય કાર્યો સિદ્ધ થાય છે, અસાધ્ય વ્યાધિઓ મટે છે, આધિ ને ઉપાધિઓ નાશ પામે છે, નવનિધિ પ્રકટે છે ને નવ નવ ઋદ્ધિઓ મળે છે. અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, મુનિ, દર્શન, જ્ઞાન, ચરિત્ર ને તપ, એમ નવપદ શ્રી સિદ્ધચક્રજીમાં આવે છે. આસો અને ચૈત્ર માસમાં શુદિ સાતમથી પૂનમ સુધીના નવ દિવસોમાં હંમેશ એક એક પદનું આરાધાન કરાય છે. તેનું વિધિસહિત યથાર્થ આરાધન શ્રી શ્રીપાલ રાજાએ કર્યું હતું તેથી જેવું જોઇએ તેવું ફળ પણ તેમને મળ્યું હતું. તેના આરાધનમાં, અને ફળમાં ચમત્કાર છે. નવ-સંખ્યાનો, નવ અંકના ચમત્કારો ગણવા ને કહેવા બેસીએ તો તેનો પાર આવે તેમ નથી. તે અખંડ અંક છે. ગણિતશાસ્ત્રની તે અંકથી મર્યાદા આવી જાય છે. ગણિતના ગહન વિષયને પણ તે સરલ બનાવે છે. અહીં પણ તે નવ સંખ્યાને જ માન આપી નવ પદના નવાનવા પ્રભાવો સમજાવતું શ્રીપાલચરિત્ર સંપૂર્ણ નવ શ્લોકોમાં આપ્યું છે. તે નવ સૂકતની માળાને કંઠમાં ધારણ કરી, તેનો નિત્ય જાપ કરી, નવપદની આરાધનામાં ઉજમાળ બની, નવ નવ સમૃદ્ધિને પામી ભવ્યો ભવનો અન્ત સાધી, નવપદમાં લીન થાય એજ મહેચ્છા.

( स्रग्धरा – वृत्तम् )

( १ )

स्वस्ति श्रीसिद्धचक्रं नवपदललितं सिद्धिदं भावतोऽहं,
नत्वा श्रीपालवृत्तं नवनवनिपुणै-र्वर्तनैर्भावयामि ।
पूर्वं चम्पानगर्यां कमलप्रभपतिः सिंहभूपो बभूव,
श्रीश्रीपालस्तदीयो गुणगणकलितोऽपत्य एको विवेकी ॥१॥

प्राप्तत्रस्तः पितृव्या – न्निजशुभजननी – संयुतश्चोज्जयिन्यां,
कुष्ठीभूतोऽपि भाग्या – ज्जितमदनमदां राजकन्यामुवोढ ।
सत्सङ्गाद्धर्मलाभात् कनकतनुरभूद् धर्मकर्मानुभावा—
ज्जामातेति प्रसिद्धया निजशुचिहृदये मानवान् प्राप खेदम् ॥२॥

एकाकी सम्प्रयातोऽ – नुमतिमनुपमां प्राप्य जायाजनन्योः,
प्राप्तो भृग्वाख्यकच्छं धवलसुवणिजा तत्र सङ्गं चकार ।
तत्सार्थे भाग्यशुद्धचै जलधिगमनतो बर्बरं प्राप देशं,
धर्माल्लेभे सुसेनां नरपतितनयां नाटकाख्याश्च ऋद्धीः ॥३॥

वेलाकूलं ततोऽगा – त्तदनु वरपुरीं रत्नसत्सञ्चयाढ्यां,
चैत्यं प्रोद्घाटय राज्ञो – ऽतनुसमतनुकां तामुपायँस्त कन्याम् ।
पश्चात् सम्पातितोऽब्धौ नवपदमननात् कौङ्कणं तीरमाप्तो,
राज्ञा तत्रापि दत्ता कृतसुकृततमा कन्यका दैववाक्यात्     ॥४॥

प्रायाच्छ्रेष्ठी स पापो मरणमुपगतः सप्तमो नारकोऽभूत्,
सिद्धध्यानात् कुमारं विमलवरसुरः स्वीयरूपं ददर्श ।
हारं वाञ्छानुकारं गगनगतिकरं सत्कलं कालहारं,
दत्त्वा सद्यस्तिरोऽधा – दनुपममहिमो हारलाभात् कुमारः ॥५॥

वीणाकौशल्यतोऽदा – न्नृपतिरतिगुणां सुन्दरीं कुण्डलेऽस्मै,
त्रैलोक्यायाः कुमार्या अपि परिणयनं सत्प्रतिष्ठानपुर्याम् ।
कृत्वा गत्वा दलाख्यं नगरमनुपमं प्राप शृङ्गारनाम्नीं,
राधावेधाज्जयायाः परिणयनमभूत् कान्तकोल्लागपुर्याम्     ॥६॥

स्थानादङ्गं सुरङ्गं तदनुसमगम – ज्ज्ञापितो मातुलस्य,
तस्मात् स्थानात्ससैन्यः प्रियतमजननी–सङ्गमार्थं जगाम ।
मध्ये सोपारकेऽगाद् विषधरविपन्नो जीवयामास कन्यां,
विज्ञप्त्या तस्य राज्ञ–स्त्रिभुवनतिलका – मग्रहीद्राजकन्याम् ॥७॥

धीरो वीरो गभीरो निखिलनृपतिराड् उज्जयिन्यामुपेतः,
प्रच्छन्नो मातृपार्श्वे झटिति हि गतवान् हर्षवृद्धिं ततान ।
युद्धार्थं भीतभीतः श्वशुरनृपवर – स्तं ननामप्रकर्षात्,
सौभागाद् द्राक् पितृव्या-द्विजयमपि समा-गंस्त लेभे स्वराज्यम् ॥८॥

श्रुत्वा स्वां पूर्ववार्ता – मजितमुनिवरा – द्धर्मसंसाधनेऽभूत्,
स्वस्थः श्रीसिद्धचक्रे – ऽतुलदमशमदे कल्पकल्पे विशेषात् ।
कृत्वा सूद्यापनं सो–ऽभवदमरवरो ह्यानते सर्वसार्थे,
मोक्षे गन्ता समन्ता – नवमनरभवे सिद्धचक्रप्रभावात्     ॥९॥

## પૂજ્ય મુનિવરોને

શેષકાળમાં માસિક ગેરવલ્લે ન જતાં વખતસર મળતું રહે તે માટે પોતાનાં વિહારસ્થળો યથાસમય જણાવતા રહેવાની સૌ પૂજ્ય મુનિવરોને અમે વિનંતિ કરીએ છીએ.

# प्रो. ब्राउनकी कालक-कथा

लेखक—डा० बनारसीदासजी जैन, एम. ए., पी-एच. डी.

सन् १९३३ में अमरीकाके प्रो० ब्राउनने "दि स्टोरी ऑफ् कालक"—[१] नामक ग्रन्थ प्रकाशित किया जिसमें उन्होंने कालकाचार्य संबन्धी ६ रचनाओंका रोमन लिपिमें मूल-पाठ तथा कथाविषयक ३९ प्राचीन चित्र दिये हैं, और भूमिकामें कालक-कथाके ऐतिहासिक महत्त्व तथा लघु चित्रकलाका विस्तृत विवेचन किया है।[२] ब्राउनने अपने ग्रन्थके संपादनमें कितना परिश्रम उठाया है, इसका अनुमान ग्रन्थ पढ़नेसे ही हो सकता है। प्रस्तावनामें वे लिखते हैं—"इस ग्रन्थके तैयार करनेके लिये अधिक सामग्री तो मुझे जैन भंडारोंसे प्राप्त हुई। इस संबन्धमें मुझे अनेक मुनिराजोंके दर्शनका सौभाग्य मिला और सबने मेरी पूरी सहायता की। अपना २ पुस्तक-संग्रह दिखलानेमें, मेरे साथ पाठ-वाचनमें, अर्थ लगानेमें, शास्त्रीय उल्लेख बतलानेमें तथा पाठोंकी नकल करने अथवा फोटो बनवानेमें किसीने किंचित् संकोच नहीं किया। श्रीसागरानन्दसूरि, श्री विजयवल्लभसूरि, श्री विजयनेमिसूरि, मुनि कान्तिविजय, मुनि हंसविजय, मुनि चतुरविजय और उनके शिष्य मुनि पुण्यविजयके नाम विशेष उल्लेखनीय हैं। यद्यपि मैं स्व० श्री विजयधर्मसूरिके पट्टधर श्री विजयइन्द्रसूरिके दर्शन नहीं कर सका, तथापि उनकी आज्ञासे मेरे लिये आगरेसे अनेक प्रतियां मंगवाई गईं और शिवपुरीकी संस्थामें काम करनेका मुझे पूरा अधिकार दिया गया। यहां मुनि विद्याविजय और मुनि जयन्तविजयसे मेरी भेंट हुई। अहमदाबादके श्रावक श्रीयुत के० पी० मोदी तो अपना निजी काम छोड़ कर कई दिन तक मुझे साधु मुनिराजोंके पास लेजाते और भंडार दिखलाते रहे। उन्होंने पाटण, खंभात आदिसे ग्रन्थ भी मंगवा कर दिये। इससे मुझे जैन साधु तथा श्रावकोंके विद्या-प्रेम और शिष्टाचारका ही परिचय नहीं मिला, प्रत्युत मैं उनके उच्च आदर्श और श्रेष्ठ जीवनसे भी बहुत प्रभावान्वित हुआ। ऐसे ही पुरुषोंसे तो भारतवर्षका वास्तविक उत्कर्ष है। इनके अन्दर उपकार, उदारता और त्यागकी भावनाके साथ २ विवेक और भक्ति ऐसे गुण हैं जिनके कारण संसारमें ये सर्वोच्च कहे जाते हैं।"

---

१ The story of Kalaka—Texts, history, legends and miniature paintings of the Svetambara Jain hagiographical work, the Kālakāchāryakathā (with 15 plates). By W. Norman Brown. Washington, 1933. pp. viii+149; 15 plates. 13½"+10½".

२ इन रचनाओंकी देवनागरी प्रतिलिपि तथा भूमिका-सार के लिये देखिये-मई सन् १९३४ का "ओरियण्टल कालेज मेगज़ीन" लाहौर (हिन्दी विभाग)।

इस प्रकार कथा-पाठों और चित्रोंके समझनेमें पूरा प्रयत्न करने पर भी कई स्थानों पर प्रो० ब्राउन उनका शुद्ध आशय नहीं पा सके। जैसे—

(१) गुरु-आणाइक्कमणे आयाविंतो करेइ जइ वि तवं।
तह वि न पावइ मोक्खं पुव्वभवे दोवई चेव ॥१००॥

[ अज्ञातकर्तृक बृहद्रचना ]

ब्राउनका अर्थ—"Even though one does penance submitting to the burning heat of the sun, if he does not do his master's commands, he will nevertheless not attain salvation, although he might have been the lord of heaven himself in a previous existence." (100) पृ. ६५.

यहां पर ब्राउनने "दोवई"का अर्थ "द्युपति=इन्द्र", और "चेव" का अर्थ "च+एव" समझा है, परंतु वास्तवमें दोवईका अर्थ है द्रौपदी और चेवका अर्थ है च + इव (अर्धमागधी कोष भाग ५, पृ. २८८)। क्योंकि पूर्व जन्ममें इन्द्रने अपने गुरुकी आज्ञाका भङ्ग किया हो, ऐसा पाठ कहीं नहीं मिलता, अलबत्ता द्रौपदीने सुकुमालिका नामक अपने पूर्वभवमें अपने गुरुणीकी आज्ञा भङ्ग की थी। एकबार सुकुमालिकाने अपनी गुरुणीसे नगरके बाहर जाकर सूर्यकी ओर निहारते हुए और धूप तापते हुए अकेले रहकर तप करनेकी आज्ञा मांगी। इस पर गुरुणीने उत्तर दिया कि हम साध्वियोंको नगरके बाहर अकेले रहकर तप करना उचित नहीं। सुकुमालिका न मानी और अकेले ही तप करने नगरके बाहर चली गई। देखिये नायाधम्मकहाओ, श्रुतस्कन्ध १, अध्ययन १६।

(२) दूधइं सींचिउ लींबडओ घाणउं किउं गुलेण।
तोइ न छंडइ कडुअपणु जातिहिंतणइं गुणेण ॥२०॥

[ हयपडिणयी-पद्यावो रचना ]

ब्राउन—"Let (the fruit) of a lime tree be sprinkled with milk and mixed in the frying-pan with raw sugar, still it does not lose its bitterness, such is the quality of its native characteristics." [पृ. ७९]

यहां ब्राउनने "लींबडओ" से निम्बू या लीमू समझा है, पर वास्तवमें इसका अर्थ है "नीमका वृक्ष"। देखिये अर्धमागधी कोष, भाग ५, शब्द "लिंब" पृ० ५१५। नीम अपने कडवापन के लिये प्रसिद्ध है; और लीमू खट्टा होता है, न कि कडुवा। एक प्रतिमें "लींबडु" पाठान्तर है जो लिंब शब्द के परे स्वार्थे ड-प्रत्यय लगानेसे बना है।

(३) सीसत्थमागया जे तत्थ भडा उब्भडा निवा एसा ।
ते तह तओ पलाणा जह दिट्ठा नेव दिट्ठीए ॥५४॥

[ हयपडिणीय-पयावो रचना ]

ब्राउन—"Those mighty warrior kings, who had come there for the sake of their heads, fled then so that they could not be seen at all by sight." [ पृ. ८१ ]

यहां ब्राउनने "निवा एसा" को दो पद "नृपा एते" माना है, परंतु वास्तवमें "निवाएसा" समस्त पद है जिसका संस्कृत रूप "नृपादेशात्" है। और फिर "एसा" स्त्रीलिङ्ग एकवचन है जो पुं० बहु० "नृपाः" का विशेषण नहीं हो सकता। शाहिका सिर लेनेको शाहानुशाही अर्थात् नृपकी आज्ञासे भट आये थे, न कि स्वयं नृप।

(४) उत्तरिउं सिंधुनइं कमेण सोरठमंडले पत्ता ।
ते ढंकगिरि-समीवे ठिया दिणे कइवि मंत-वसा ॥५५॥

[ हयपडिणीय-पयावो रचना ]

ब्राउन—"They crossed the river Indus and in time came to the land of Saurāshṭra (Surat). They stopped for some days at mount Ḍhanka under a spell." [ पृ. ८१ ]

यहां मंतवसा=सं. मन्त्रवशात् में ब्राउनने मन्त्र शब्दका साधारण अर्थ लिया है जिसकी प्रसंगसे पुष्टि नहीं होती। मन्त्रसे यहां तात्पर्य मन्त्रणाका है अर्थात् मन्त्रणा (सलाह, मशविरा) करनेके लिये ठहर गये।

(५) चित्र नं. ७ (प्लेट नं. ३) में दो श्वेताम्बर मुनियोंका चित्र है। इनके बायें हाथमें मुखवस्त्रिका है और इन्होंने दायें हाथके अंगूठेको तर्जनी अंगुलिसे मिलाकर शेष अंगुलियोंको पृथक् छोड़ रखा है। ब्राउनने इस हस्तमुद्रा (ज्ञान मुद्रा?) को फूल समझा है और वे लिखते हैं "Beneath a canopy sit two Śvetambara monks preaching. Each has in his left hand the mouth cloth and in his right hand a flower."

(६) चित्र नं. १९ (प्लेट ८) कालकसूरिका चित्र है। उनके दायें हाथकी वही मुद्रा है जो उपर्युक्त चित्र नं० ७ के मुनियोंकी है। ब्राउन इसे भी फूल समझते हैं और लिखते हैं। "Under a canopy, on a spired throne sits the monk Kālaka holding a flower in his outstretched left hand."

इस चित्रमें दायें बायेंका भेद स्पष्ट है। शायद इन चित्रोंके विषयमें ब्राउनने जैन साधुओंसे परामर्श नहीं किया होगा, अन्यथा ऐसी भूल कदापि न होती, क्योंकि जैन मुनि तो फूलका स्पर्श तक नहीं करते, हाथमें रखनेका तो कहना ही क्या है।

(७) चित्र नं० ३९ (प्लेट नं. १५) में किसी प्राचीन प्रतिका पाठ उद्धृत किया है जिसका दूसरा पद्य है

तस्स भज्जा दुवे आसि रोहिणी देवई तहा।
तासिं दोण्हं पिया पुत्ता इट्ठा रामकेसवा ॥२॥ [पंक्ति १, २]

इस पद्यके चतुर्थ पादको ब्राउनने "दुट्ठा रामकेसवा" पढ़ लिया और लिखा है "Vasudeva's wives Rohini and Devaki are mentioned in stanza 2, and Dutthārāma (Dustarama=Balarāma) and Kesava (Keśava=Krishna). जहां तक मैं खोज सका, बलरामका दूसरा नाम दुष्टराम कहीं नहीं मिला। कदाचित् ब्राउनने विचारा होगा कि शारीरिक बल ही दुष्टताका मूल है।

इनके अतिरिक्त कई और स्थल हैं जहां ब्राउनके पाठ या अनुवादमें थोड़ा बहुत सुधार करनेकी आवश्यकता है।

६, नेहरू स्ट्रीट, कृष्ण नगर, लाहौर. चैत्र (प्रथम) वदि ५, सं० २००१

# પિસ્તાળીશ આગમો લખાવનાર બે ભાઈઓની પ્રશસ્તિ

સંપાદક—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, અમદાવાદ.

પ્રાચીન ગ્રંથોની અંતે ગ્રંથકર્તાની પ્રશસ્તિઓની જ જેમ લખાવનારાઓની પ્રશસ્તિ આલેખવાનો રિવાજ જૈનોમાં જ નજરે પડે છે. મંદિર, મૂર્તિ મઠ, કૂવા, વાવ, ધર્મશાળા, સત્રાગાર આદિ લોકોપયોગી પુણ્ય કાર્ય કરાવનારાઓની પ્રશસ્તિઓ તે તે સ્થાનોમાં જેમ શિલાલેખોમાં ખોદાવવામાં આવે છે તે જ પ્રકારે જ્ઞાનોપાસનાની મુખ્ય ગ્રંથસામગ્રી, છાપવાની કળાની શરૂઆત નહોતી થઈ તે સમયે, જે ખૂબ ખર્ચથી તૈયાર થતી, તેને અંતે જૈનાચાર્યોએ લખાવનારાઓની પ્રશસ્તિઓ આલેખીને તેમનાં સત્કૃત્યોને ઉત્તેજન આપવાનો પ્રયત્ન શરૂ કર્યો. આજે મળી આવતા ગ્રંથોમાં આવા પ્રશસ્તિ-લેખો બારમા સૈકાની શરૂઆતથી મળી આવે છે. આ પ્રશસ્તિઓ ગદ્ય-પદ્યમાં નાની-મોટી હોય છે. શ્રીમાન જિનવિજયજીએ **जैन पुस्तक-प्रशस्तिसंग्रह** હમણાં જ સંપાદિત કરી પ્રકાશમાં મૂક્યો છે; તેમાં આજ સુધી મળી આવેલા તાડપત્રોમાં લખાયેલા ગ્રંથોની અંતે જે પ્રશસ્તિઓ મળી આવે છે, તેનો સંગ્રહ કર્યો છે. આ પ્રશસ્તિઓ શિલાલેખોથી જરાયે ઓછી પ્રમાણભૂત નથી હોતી. તેમાંથી આપણને જૈનાચાર્યો, મુનિઓ, આર્યિકા, મહત્તરા, ધનિક શ્રેષ્ઠીઓ તેમજ રાજ્યઅધિકારીઓનાં નામો, મુનિઓનાં કુલ, ગણ, ગચ્છ, શાખા અને પદવીઓ તેમજ શ્રાવકોની જ્ઞાતિ, કુલ, વંશ અને અધિકૃત પદવીઓનાં

નામો રાજા અને મંત્રીઓના સમકાલીન ઉલ્લેખો તેમજ સામાજિક અનેક ભૌગોલિક માહિતી આપતી અનેકવિધ ઐતિહાસિક સામગ્રી પ્રાપ્ત થાય છે.

આવા ગ્રંથો લખનારા કેવળ ધંધાદારી લહિયાઓ જ નહોતા, પણ મોટા આચાર્યો, પ્રવૃત્તિશીલ મંત્રીઓ અને ધનાઢ્ય ગૃહસ્થો પણ આ જ્ઞાનભક્તિ નિમિત્તે એકથી અનેક કૃતિઓ પોતાના હાથે લખતા એ તે તે ગ્રંથોની અંતે આપેલા નામનિર્દેશથી જાણી શકાય છે, મહામંત્રી વસ્તુપાલે પણ પોતાના હાથે લખેલી **ધર્માભ્યુદય કાવ્યની** તાડપત્રીય પ્રતિ ખંભાતના ભંડારમાં હાલ પણ મોજૂદ છે. પણ જેઓ પોતાના હાથે લખી શકતા નહિ તેઓ પૈસા આપી લહિયાઓ પાસે લખાવી પોતાની જ્ઞાનોપાસનાની જ્યોતિને પ્રદીપ્ત રાખતા.

જૈનાચાર્યો આવા ગ્રંથલેખનના વિસ્તાર, વિવિધતા, અને સંરક્ષણ માટે રાત દિવસ ચિંતનશીલ રહેતા, એની પ્રતીતિ આપણને ગ્રંથભંડારોના અનેક ગ્રંથોમાં પાને પાને જડી આવે છે. ગ્રંથોમાં પ્રસંગને અનુસરીને આલેખાયેલી ચિત્રકલા, લિપિનું વૈવિધ્ય, સુશોભનો, લેખનની વિવિધ પદ્ધતિ, લિપિની આસપાસની ફૂલવેલો કે પ્રાણીચિત્રોની સજાવટ, અને વિવિધ રંગોની મિલાવટ તેમજ ફાટેલી કે ઉધેઈનો ભોગ બનેલી પ્રતિઓને પ્રથમ દૃષ્ટિએ તો જાણી ન શકાય તેવી સાંધવાની કળા વગેરેને જોઈને એ જ્ઞાનસંપન્ન વિભૂતિઓ અને એના સંરક્ષક સાધકોની એકનિષ્ઠ ભક્તિની પ્રતીતિ થયા વિના રહેતી નથી.

અમદાવાદના ડેલાના ભંડારમાં કામ કરતાં મને જૈનોની લેખનકળાની વિવિધતાનો પરિચય થયો અને ગ્રંથ લખાવનારાઓની કેટલીક પ્રશસ્તિઓ પણ હસ્તગત થતી જાય છે. તેમાંની બે પ્રશસ્તિઓનો પરિચય મૂળ સાથે અહીં અપાય છે; જેમાં ગ્રંથ લખાવનારાઓના કુટુંબીઓ અને તેના પૂર્વજની વંશાવલી ગદ્ય-પદ્યમાં આપી છે. આ શ્રેષ્ઠીઓએ જૈનોનાં સમગ્ર આગમો લખાવ્યાં હતાં, જેમાંના શ્રી આચારાંગ સૂત્ર-મૂલ, શ્રી સૂત્રકૃતાંગસૂત્ર-સચૂર્ણિ શ્રી અંતકૃદ્દશા સૂત્ર-મૂળ, શ્રી ઔપપાતિકસૂત્ર-મૂળ, શ્રી જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ-મૂળ, શ્રી ચંદ્ર-પ્રજ્ઞપ્તિ-વૃત્તિ, શ્રી ચંદ્રપ્રજ્ઞપ્તિ-મૂળ, શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિવૃત્તિ, શ્રી નિશીથસૂત્ર-ભાષ્ય શ્રી સૂર્યપ્રજ્ઞપ્તિ-મૂળ, શ્રી પંચકલ્પચૂર્ણિ, શ્રી આવશ્યકનિર્યુક્તિ વગેરે વગેરે ગ્રંથો આજે પણ ઉપર્યુક્ત ભંડારમાં સુરક્ષિત છે અને એ બધાની અંતે આ પ્રશસ્તિઓ મૂકવામાં આવી છે. આ શ્રેષ્ઠીઓએ બીજાં ધર્મકૃત્યો કર્યાં છે તેની પણ આમાં નોંધ છે. બન્ને પ્રશસ્તિઓ નીચે પ્રમાણે છે:—

[ १ ]

**सं. १५६८ वर्षे शाके १४३४ प्रवर्त्तमाने कार्त्तिक शुदी प्रतिपदा रवौ श्रीश्रीमालज्ञातीय-साह देधर-सु. ठा. आल्हणसी-सु. पाल्हणसी-सु. महता-सु. राउल-भार्यामचकू-सु. साह सीधर-भार्या सोही-सु. सा. जूठा-मेघा-भावड-पांचा। जूठा-सु. महिपति-रूपा-चउथा-हर्षा-सहिसा। साह महिपति-भार्यापमाई-सु. डाहीआ-वस्ता। रूपा-भार्या कीबी-सु. राजा-भोजा-जेठा-धर्म्मसी। चउथा-भार्यामल्हाई-सुत तेजपाल-कर्म्मसी। पांचा-सु. घुसा-भा. पोदी-सु. वर्द्धमान-पासाप्रमुखकुटुम्बयुतेन साह मेघाकेन—**

यः सप्तक्षेत्र्यां निजवित्तबीजं वपन् सदा साधु स मेघराजः ।
सद्धर्मपत्न्यजनि लाडिकास्य तयोरभूत् पुत्रकलावतंसः ॥ १ ॥
श्रीमन्मण्डपमेरुमौलिमुकुटप्रायं जिनस्याऽऽस्पदं
निर्म्मायो(या)द्भुतजैनबिम्बमतुलं संस्थापितं येन वै ।
श्रीशत्रुंजय-रैवताद्रिशिखरे यात्रा कृता सोत्सवं
श्रीमदर्बुदशैलराजशिखरे लब्धा प्रतिष्ठा शुभम् ॥ २ ॥
बृहत्तपावरगच्छे स्वच्छे श्रीगगनोपमे ।
सद्वृत्ताः श्रीगुरुचन्द्राः लब्धिसागरसूरयः ॥ ३ ॥
निशम्य तेषां सहजोपदेशं तस्याङ्गजेनाऽऽशु विवेकसेकतः ।
स्वपितृपुण्याय विचक्षणेन श्रीसोनपालेन नरोत्तमेन ॥ ४ ॥
स्मृत्वा स्वपितुर्वचनं मेघातनयेन सोनपालेन ।
जिनमतसत्कग्रन्थश्रीकोशो लेखयाञ्चक्रे ॥ ५ ॥
गुणसागर-चारित्रगणी कृतसद्योद्यमे ।
८ ६ ५ १
मातृ-लेश्या-व्रत-ब्रह्ममिति (१५६८) वर्षे च कार्तिके ॥ ६ ॥
वरतरसुवर्णरुचिरो निरस्तदौर्गत्यसंभवत्क्लेशः ।
श्रीसिद्धान्तसत्कोशः नन्द्याद् भूमण्डलं यावत् ॥ ७ ॥

[ २ ]

संवत् १५६९ वर्षे शाके प्रवर्त्तमाने कार्तिक शुदि १२ रवौ श्रीश्रीमाल-ज्ञातीय-सा. देधर-सुत आल्हणसी-सुत पाल्हणसी-सु. अइता-सु. सा. राउल-भार्यामचकू-सुत. साह सीधर-भा. सोही-सु. सा. जूठा-मेघा-भावड-पांचा । मेघा-भार्यालाडिकि-सु. सा. सोना । पांचा-सु. घुसा-भार्यापोदी-सु. वर्द्धमान-पाला । तथा सा. जूठा—

श्रीसंघभारधुर्यौदार्यादिगुणाकीर्णः ।
स समभूत् संघपतिः साधुजूठाभिधः श्रेष्ठः ॥ १ ॥
अथ जूठासंघपतिर्जसमादे धर्मचारिणी ह्यासीत् ।
तत्कुक्षसमुद्भूताः पञ्चैते पाण्डुतनयाऽऽभाः ॥ २ ॥
साधुमहीपति[ः] सौम्यः रूपाख्यो द्वितीयोत्तमः ।
तार्तीय(यि)कः चतुर्थाह्वो धर्मकर्मसु कर्मठः ॥ ३ ॥
तुर्यस्तेषु(ष्व)भवत् साधुहर्षाख्यो हर्षदः सताम् ।
सहसाह्वयः पञ्चमस्तेषां प्रवीणाः पञ्च बान्धवाः ॥ ४ ॥
पश्चाईमहिपतितो धर्मभारधुरन्धरौ ।
डाहा-वस्ताभिधानौ द्वौ(द्वा)वभूतं(तां) वृषभोपमौ ॥ ५ ॥

डाहीआ-भार्या गटू-सु. जीवराजः । साहरूपापरिवारः-भार्या बी(की)बी-सु. दाजा-भोजा-जेठा-धर्मसी ॥

संघपतिः चउथाभिधवक्षः मल्हाईपतिमु(मुं)चि कृतमु(मो)क्षः ।
तेजपाल-कर्मणीकृतसौख्यः लब्धिसद्गु[रु]मुखाद् वरशिक्षः ॥ ६ ॥
श्राद्धचउथपजेन धर्म्मकर्म्मप्रकुर्वता ।
समुज्ज्वलं यशः प्राप्य द्योतितं कुलमात्मनः ॥ ७ ॥
श्रीसाधर्मिकवाछ(त्स)ल्य-तीर्थयात्रा सुविस्तरा ।
संघपूजा-ज्ञानभक्तिपरोपकृतिकादिकम् ॥ ८ ॥
बृहत्तपागच्छेश्वरः श्रीलब्धिसागरसूरिवचनपीयूषम् ।
पीत्वा चकोर इव सत्चउथाको नाम धौरेयः ॥ ९ ॥
किञ्चिद् ग्रन्थसमायुक्तं चतुर्थाह्वो गुणैर्युतः ।
गुणसा[ग]र-सुचारित्रवल्लभाभ्यां कृतोद्यमम् ॥ १० ॥
श्रीमहाव्रत-सधर्मप्रमाणं (४५) प्रवराक्षरम् ।
श्रीसिद्धान्तं सुवृत्तात्मा सुपुस्तकमलीलिखत् ॥ ११ ॥
यावन्मेरुः महीपीठे यावत् श्रीमलयाचलः ।
तावदेतच्चिरं नन्द्याद् वाच्यमानं बुधेश्वरैः ॥ १२ ॥

## બંને પ્રશસ્તિઓનો ભાવાર્થ

સંવત્ ૧૫૬૮-૧૫૬૯ શાકે ૧૪૩૪ ના કાર્તિક સુદિ પ્રતિપદા અને ૧૨ રવિવારે શ્રી શ્રીમાળ જ્ઞાતીય સાહ દેધર, તેના પુત્ર ઠા. આલ્હણુસી, તેના પુત્ર પાલ્હણુસી, તેના પુત્ર જઈતા, તેના પુત્ર રાઉલ, તેની પત્ની મચકૂ, તેના પુત્ર શા. સીધર, તેની પત્ની સોહી-તેના પુત્ર જૂઠા, મેધા, ભાવડ અને પાંચા નામે હતા. તેમાં જૂઠા સંઘપતિ થયો હતો. તેની ધર્મચારિણી પત્ની જસમાદે નામે હતી. તેમને પાંડવોની જેવા પાંચ પુત્રો, મહીપતિ, રૂપા, ચઉથા, હર્ષા અને સહસા નામે હતા. એ પાંચે બંધુઓ પ્રવીણ હતા. તેમાં મહીપતિની ભાર્યા પદ્માઈ હતી. તેનાથી ડાહ્યો અને વરતા નામના વૃષભ સમા બે પુત્રો થયા. ડાહ્યાની ભાર્યા ગટ્ટૂ નામે હતી. તેનો પુત્ર જીવરાજ હતો. રૂપાની પત્ની કીબી હતી, તેમને રાજા, ભોજા, જેઠા, ધર્મસી નામે પુત્રો હતા. ચઉથાની પત્ની નામે મલ્હાઈ હતી. તેમને તેજપાલ અને કર્મસી નામે પુત્રો હતા. પાંચાના પુત્ર ધુસા અને તેને પીદી નામે પત્ની હતી. તેમને વર્ધમાન અને પાસા નામે બે પુત્રો હતા. આ બધા કુટુંબ પરિવારવાળા મેધાકે ઉપર્યુક્ત પ્રતિઓ લખાવી.

આ મેધરાજે સાતે ક્ષેત્રોમાં પોતાનું ધન વાપર્યું હતું. તેને લાડિકા નામે પત્નીથી કળાપ્રવીણ પુત્ર હતો. મેધાએ માંડવગઢમાં મોટું મંદિર બંધાવી તેમાં તેણે જિનેશ્વર ભગવાનની પ્રતિમા સ્થાપન કરી હતી. તેણે શત્રુંજય અને ગિરનારની યાત્રાઓ કરી હતી અને આબૂ ઉપર ખૂબ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી.

બૃહત્તપાગચ્છના શ્રેષ્ઠ આચાર્ય શ્રી લબ્ધિસાગરસૂરિનો ધર્મોપદેશ સાંભળી અને પિતાના વચનનું સ્મરણ કરીને વિચક્ષણ મેધાપુત્ર સોનપાલે જિનેશ્વર ભગવાનના સિદ્ધાન્ત-ગ્રંથો સં. ૧૫૬૮ માં શ્રી ગુણસાગર અને ચારિત્રવલ્લભગણીના સહૃદ્યમથી લખાવ્યાં. આ

સિદ્ધાન્તગ્રંથનો કોશ સુંદર, સુવર્ણથી શોભતો, સમસ્ત દુર્ગતિના ક્લેશને દૂર કરતો જ્યાં સુધી ભૂમંડળ રહે ત્યાં સુધી સમૃદ્ધ બન્યો રહે.

આવી જ રીતે આ સોનપાલનો (કાકાનો પુત્ર) ભાઈ ચઉથા સંઘપતિ બન્યો હતો. તેણે ગુરુમુખથી સારી શિક્ષા મેળવી ધર્મ–કર્મ કરતાં ઉજ્જ્વળ યશ પ્રાપ્ત કરી પોતાનું કુળ દીપાવ્યું. તેણે સાધર્મિક વાત્સલ્ય, તીર્થયાત્રા, સંઘપૂજા, જ્ઞાનભક્તિનાં અને પરોપકારનાં કાર્યો કર્યાં. તેણે પણ વૃહતપાગચ્છના આચાર્ય શ્રી લબ્ધિસાગરસૂરિની દેશના–વાણી સાંભળીને ગુણસાગર અને ચારિત્રવલ્લભગણી નામના સાધુઓના પ્રયત્નથી ૪૫ આગમ-ગ્રંથો લખાવ્યા.

## વંશાવલી

સૂચના:—માસિક દર અંગ્રેજી મહિનાની પંદરમી તારીખે પ્રગટ થાય છે, તેથી સરનામાના ફેરફારનાં ખબર બારમી તારીખ સુધીમાં અમને જણાવી દેવાં.

## સમ્રાટ્ પ્રિયદર્શી ઉર્ફે સંપ્રતિ મહારાજ આચરિત

# અહિંસાવ્રત

( લેખક—ડાકતર ત્રિભુવનદાસ લહેરચંદ શાહ, વડોદરા )

પ્રિયદર્શિન તે મહારાજા અશોકનું જ બીજું નામ હોવાનું ઠરાવી જે શિલાલેખો અને સ્તંભલેખો કોતરાયેલ સારા ભારતવર્ષમાં વેરવિખેર પડયા છે તેને સમ્રાટ્ અશોકના-બૌદ્ધ-ધર્મના પ્રભાવક અદ્યાપિ લેખાવાયા છે. પરંતુ હવે હું એમ પ્રતિપાદિત કરી રહ્યો છું કે, અશોક અને પ્રિયદર્શિન એક નથી પણ ભિન્ન જ છે. વળી પ્રિયદર્શિન તે આપણા મહાન્ જૈન સમ્રાટ સંપ્રતિનું જ ખરું નામ હોઈને તે સર્વે લેખો આપણા જૈનધર્મના જ ઉદ્યોતસૂચક છે. પરંતુ કેટલાક—જૈન તથા અજૈન-વિદ્વાનો મારા મંતવ્યને ખોટું ઠરાવવા તેના શિલાલેખમાંના[1] પ્રથમ શાસનને આગળ ધરી, તેમાંની છેલ્લી ત્રણ પંક્તિઓ આપણા જૈન ગ્રંથવર્ણિત સંપ્રતિના જીવન સાથે બંધબેસતી નથી એમ બતાવવા પ્રયત્ન કરે છે. આમ કરવામાં તેઓ ક્યાં ને કેટલા ભૂલે છે તે માટે નીચેનો ખુલાસો કરવા જરૂર ધારું છું.

બરાબર સમજી શકાય માટે તે આખું શાસન પ્રથમ મૂળાક્ષરે તથા તેના કરાતા અનુવાદમાં ઉતારીશ ને પછી મારી માન્યતા વિરુદ્ધ જે અર્થ વિદ્વાનો કરે છે તે બતાવી તેમના મનનું સમાધાન કેમ કરી શકાય છે તે રજુ કરીશ એટલે વાચક સ્વયં સમજી શકશે કે કયો અર્થ સત્ય છે.

### प्रथम शासन (गिरनार) मूल—

१ (क) इयं धंमलिपी देवानंप्रियेन

२ प्रियदसिना राञा लेखापिता (ख) इध न किं—

३ चि जीवं आरभित्पा प्रजूहितव्यं

४ (ग) न च समाजो कतव्यो (घ) बहुकं हि दोसं

५ समाजम्हि पसति देवानंप्रियो प्रियदसि राजा

---

(૧) શ્રી ગિરનારજીની યાત્રાએ જતાં, રસ્તામાં દામોદરકુંડના જમણા પડખે ઊભા કરેલ છાપરાની નીચે સંરક્ષિત જે મોટો શિલાલેખ પથ્થર ઉપર કોતરાયલો છે તેમાં મહારાજા પ્રિયદર્શીએ ચૌદ શાસનો કોતરાવેલ છે. તેમાંના પ્રથમ શાસનની આ હકીકત છે, અને વર્તમાન કાળે જેમ ગિરનારજીની તળેટીએ તળાવ બંધાવેલ છે તેમ પ્રાચીન સમયે આ દામોદરકુંડવાળી જગ્યાએ ગિરનારજીની તળેટી હોઈ, ત્યાં સંપ્રતિ મહારાજાના પ્રપિતામહ અને મૌર્યવંશના સ્થાપક સમ્રાટ ચંદ્રગુપ્તે મોટું સુદર્શન તળાવ બંધાવેલ હતું. તેના અવશેષો અત્યારે પણ નજરે પડે છે. આ સુદર્શન તળાવની કેટલીક હકીકત 'ઓપિઆહિયા ઇન્ડિકા' પુસ્તકના અંક ૮ પૃ. ૪૭માં અપાઈ છે. તેમાંની ઉપયોગી વસ્તુઓ મેં રચિત "પ્રાચીન ભારતવર્ષ"ના પુ. ૨ માં પૃ. ૩૯૩ થી ૯૭, પુ.૩ પૃ.૨૧૨, પુ. ૪ પૃ. ૨૦૮ થી ૨૧૮ માં આપી છે.

६ (ङ) अस्ति पि तु एकचा समाजा साधुमता देवानं-
७ प्रियस प्रियदसिनो राञो (च) पुरा महानसम्हि
८ देवानंप्रियस प्रियदसीनो राञो अनुदिवसं ब-
९ हूनि प्राणसतसहस्रानि आरभिसु सूपाथाय
१० (छ) से अज यदा अयं धंमलिपी लिखिता ती एव प्रा-
११ णा आरभरे सूपाथाय द्वो मोरा एको मगो सो पि
१२ मगो न ध्रुवो (ज) एते पि त्री प्राणा पछा न आरभिसरे

**પ્રથમ શાસન (ગિરનાર) અનુવાદ**

(क) આ ધર્મશાસન દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાએ લખાવેલ છે.
(ख) અહીં કોઈ પણ પ્રાણીનો વધ કરી તેનો ભોગ આપવો નહિ.
(ग) તેમજ મેળો ભરવો નહિ.
(घ) દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા મેળાઓમાં ઘણા દોષ જુએ છે.
(ङ) પરંતુ કેટલાક મેળાઓ એવા પણ છે જેને દેવાનુપ્રિય પ્રિયદસિ રાજા સારા ગણે છે.
(च) પૂર્વે દેવાનુપ્રિય પ્રિયદસિ રાજાના રસોડામાં પ્રતિદિન સેંકડો અને હજારો પ્રાણીઓનો રસોઈ માટે વધ થતો હતો.

(छ) પણ હવે આ ધર્મશાસન લખાવતી વેળા બે મોર અને એક હરણ-તેમાં પણ હરણ તો નિયમિત નહીં-એમ માત્ર ત્રણ પ્રાણીઓનો રસોઈ માટે વધ થાય છે.

(ज) આ ત્રણ પ્રાણીઓને પણ હવે પછી હણવામાં નહીં આવે.

જોઈ શકાશે કે આખુંયે શાસન બાર પંક્તિવાળા આઠ વાક્યમાં ઉત્કીર્ણ થયેલ છે આપણા જૈન ગ્રંથમાં કરાયેલ વર્ણન પ્રમાણે સંપ્રતિ મહારાજે ગાદીએ બેઠા પછી ત્રીજા વર્ષે શ્રી આર્યસુહસ્તિજી મહારાજના ઉપદેશની જૈનધર્મ અંગીકાર કરેલ છે. જ્યારે આ શાસન તો તેમણે ગાદીએ બેઠા પછી બારમા વર્ષે કોતરાવેલ છે, કે જે સમયે તે સંપૂર્ણપણે જૈન બની ગયા હતા. એટલે ઉપરના छ અને ज વાળા છેલ્લા બે વાક્યમાં નિર્દિષ્ટ મોર અને હરણના વધની હકીકત સંપ્રતિના જીવન સાથે બંધબેસતી થતી નથી એ હિસાબે વાંધો ઉઠાવે છે.

મારો ખુલાસો:—કેવળ શબ્દની મારામારી ન કરતાં, તેમાં રહેલ ભાવનો વિચાર કરવો જોઈએ; છતાં જો શબ્દો જ માત્ર ધ્યાનમાં લેવા હોય તો, મનગમતા બે-ચાર શબ્દો જ ચૂંટી લેવા કરતાં આગળ પાછળ વપરાયેલ અન્ય શબ્દોના સંબંધનો તેમજ સમગ્રપણે રજુ કરેલ પરિસ્થિતિનો પણ વિચાર કરવો જોઈએ. જેમકે મૂળની પંક્તિ ३ માં जीव શબ્દનો અર્થ અનુવાદવાળા (ख) વાક્યમાં 'પ્રાણી' કરાયો છે. સામાન્ય રીતે તે અર્થ બરાબર દેખાશે, પરંતુ जीव તે જૈન દર્શનનો પારિભાષિક શબ્દ છે. બૌદ્ધધર્મમાં તેનો સમાંતર કોઈ શબ્દ જ નથી તેમ તેવા ભાવાર્થમાં તે વપરાતો પણ નથી.

વળી (च) માં વપરાયલ 'પૂર્વે' (મૂળમાં લખેલ पुरा), | આ શબ્દોમાં રહેલ અર્થ તથા તે સમયે પ્રવર્તી રહેલ પરિસ્થિતિ પણ ધ્યાનમાં રાખવાની છે.

(छ) ,, 'લખાવતી વેળા' (મૂળમાં अज्ज यदा...लिखिता तो)

(ज) ,, 'પણ હવે' (મૂળમાં पते पि...पछा न)

સમજૂતિઃ—આ પ્રમાણે તેમણે ત્રણ સમયે પ્રવર્તી રહેલ સ્થિતિની રજુઆત કરી છે. એક 'પૂર્વે'=સંપ્રતિ ગાદીએ બેઠા તે પૂર્વે, બીજી લખાવતી વેળા[2] એટલે ગાદીએ બેઠા પછી બારમે વર્ષે અને ત્રીજી હવેથી એટલે તે પછીનીઃ ઉપરાંત એક બીજી પરિસ્થિતિ એ વિચારવી રહે છે કે, રાજા પોતે પોતાની અંગતની સ્થિતિ ન જણાવતાં આખા રાજરસોડાની જ વાત (**महानसम्हि**) કરે છે. અને એ તો સ્વાભાવિક છે કે, ત્યાં નોકર ચાકર જેવા કે અન્ય સગાંવહાલાં જેમના ઉપર તે કાબુ ધરાવી શકે અથવા હુકમ પણ ફરમાવી શકે તેવી વ્યક્તિઓ પણ જમતી હોય, અને માબાપ કે વડીલ વર્ગ જેવા પણ કેટલાયે હોય કે જેના ઉપર હુકમ કરી ન જ શકે પણ વિનવણીથી કે સ્વદૃષ્ટાંતને લક્ષ્ય-બિંદુ ઠરાવરાવીને કામ લેવાનું ઉચિત ધારી શકે. આ પ્રમાણે શબ્દોના અર્થ અને સમયે સમયે રાજરસોડે પ્રવર્તી રહેલ પરિસ્થિતિ તે બન્ને વસ્તુ જો ધ્યાનમાં રાખીશું તો, લેખમાં રજુ કરેલી સમ્રાટની મનોદશા અને જૈન ગ્રંથમાં વર્ણવેલી તેના જીવનની હકીકત અસંગત નહીં લાગે, કેમકે પોતે ગાદીએ બેઠો તે પૂર્વે, મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્ત અને બિંદુસાર જૈન-ધર્માવલંબી હોવા છતાં તેમના સમયે ક્ષત્રિયોમાં ભોજન માટે જીવહિંસા ન કરવાનું માહાત્મ્ય રાજરસોડે સમજાયું નહોતું. અધુરામાં પૂરું, સમ્રાટ બિંદુસાર પછી, અને પોતાની પૂર્વે સમ્રાટ અશોક તો બૌદ્ધધર્મી હતો અને તે ધર્મમાં જૈનધર્મ જેટલું **જીવહિંસા (પ્રાણીરક્ષા)** ને મહત્ત્વ અપાયું ન હોવાથી, તેના રાજ્યકાળે તો ભોજન માટે થતી **જીવહિંસા (પ્રાણીનો** કતલ) માં ઓર વૃદ્ધિ થઈ ગઈ હોય તે ખુલ્લું છે. તેથી જ તુરત ગાદીએ બેસતાં અથવા ત્રીજે વરસે પોતાને જાતિસ્મરણ જ્ઞાન થતાં ને ગુરુ મહારાજના ઉપદેશથી જ્ઞાનચક્ષુ ઉઘડતાં, મહારાજા પ્રિયદર્શીનના દયાળુ હૃદયમાં જે અરેરાટી ઉપજી છે તે તેણે '**પૂર્વે**' શબ્દ લખીને વર્ણવી બતાવી છે. તે બાદ તેમાં ધીમે ધીમે (વંદિતા સૂત્રકથિત **वहबंधछविच्छेय...मज्जंमि अ मंसंमि अ-इ-इ** અતિચારનું આપણને આથી ભાન થાય છે) નોકર ચાકર ઉપર રાજાજ્ઞાથી તેમજ વડીલ વર્ગને વિનવણી અને સભ્યતા પૂર્વક સમજૂતિ આપીને કે સ્વદૃષ્ટાંતથી સુધારો કરાવીને બારમા વર્ષે જ્યારે શિલાલેખ કોતરાવ્યો ત્યારે, તે હજારો ને લાખો જીવો (પ્રાણીઓ)ની થતી કત્લમાંથી કેવળ ત્રણની સંખ્યા ઉપર લાવી શક્યો છે. આટલું ગનીમત તો લેખવું જ રહે છે. છતાં પોતાનું મન

---

(૨) આ પ્રમાણેનો અર્થ તો આપણે કર્યો છે. પરંતુ તે જ હોઈ શકે કે કેમ તે શંકા છે. કેમકે, જે ભાષામાં શાસન લખાયું છે તેના વ્યાકરણનું આપણને જ્ઞાન નથી. જેમકે બીજી પંક્તિમાં लेखापिता છે જ્યારે અહીં (छ)માં लिखिता છે આ બે વચ્ચે શું તફાવત કહેવાય તેમજ (छ)માં अज यदा=આજે જ્યારે લખાયું છે. તે ઉપરાંત तो શબ્દ વપરાવાથી શું ફેરફાર થઈ જાય, તે તો વ્યાકરણાભિજ્ઞ જ કહી શકે છે. એટલે આપણે કરેલ અર્થ શંકારહિત ન ગણાય.

६-१३० द्वादशाभ्याधकं दानशालाशतमुदारधीः ।
" જગડૂએ ૧૧૨ દાનશાળાઓ બનાવી." (પૃ. ૯૩)
નવકારવાળી મણિઅલા તીહું અગલા ચાર ।
દાનશાળા જગડૂતણી પોહવે પ્રથમ મુઝાર ॥ પૃ. ૧૫૬
દાનશાળા જગડૂ તણી કેતી હુઇ સંસારિ ।
નવકારવાળી મણિઅ જે તેહિં અગગલ વિ આ(ચા)રિ ॥ પૃ. ૧૫૬

આ દરેક સ્થાનમાં જગડુની ૧૧૨ દાનશાલાનો ઉલ્લેખ છે. કવિત્તમાં નવકારવાળીના મણકા ૧૦૮ માં ૪ ઉમેરવાથી જે આંક આવે તેટલી એટલે ૧૧૨ દાનશાળાઓ જણાવી છે. આ સ્પષ્ટ વસ્તુ છે, પરન્તુ ખખ્ખર સાહેબે આ વસ્તુને કોઈ જુદી રીતે જ રજૂ કરી છે. જેમકે–" જેમ માળાનો મણકો તેના પ્રથમ આચાર એટલે વિધિપૂર્વક ફેરવવાથી શોભે છે તેમ જગડુની દાનશાળાઓ પૃથ્વીમાં શોભતી હતી " (પૃષ્ટ ૧૫૭).

આ રીતે ખખ્ખર સાહેબે જગડૂચરિતના પ્રકાશનમાં ભૂલો કરી છે.

બીજા વિદ્વાનોએ પણ ભિન્ન ભિન્ન જૈન ગ્રન્થોમાં આવી ભૂલો કરી છે, પરન્તુ એ ભૂલો થવામાં જેમ તે વિદ્વાનો દોષને પાત્ર છે તેમ જૈન વિદ્વાનો પણ દોષને પાત્ર છે. તે વિદ્વાનોને જૈન પરિભાષાકોષ કે એવાં બીજાં સાધનો આપણે પૂરાં પાડયાં નથી તે આપણી ખામી છે. કોઈ પણ સાહિત્ય પ્રકાશિત થાય તે ઇચ્છવા યોગ્ય છે પરન્તુ તે ખોટારૂપે જગતના ચોકમાં ધરવામાં આવે એ તો સર્વથા અનિચ્છનીય છે. પ્રકાશક જૈન હોય કે અજૈન હોય પણ તે તદ્વિષયક જૈન સાહિત્યનું પરિશીલન કરીને પ્રકાશન કરે તો જ જૈન વસ્તુને ન્યાય આપી શકે છે.

જૈન વિદ્વાનોની ફરજ છે કે–તેઓ જૈન સાહિત્યને ખૂબ પરિશીલન પૂર્વક સમજી જગતની સામે ધરે અને જૈન સાહિત્યમાં રસ ધરાવના નવા જૈન કે અજૈન વિદ્વાનોને ઉપયોગી સાધન સામગ્રી–ખાસ કરીને પરિભાષિક કોષ વગેરે તૈયાર કરી તેના દ્વારા જૈન સાહિત્યનો પ્રચાર કરાવે. આ વસ્તુ આપણને પ્રસ્તુત " જગડૂચરિત " શીખવાડે છે.

---

# " एक अप्रसिद्ध अपूर्ण प्रशस्ति " लेखके सम्बन्धमें स्पष्टीकरण

लेखक–श्रीयुत अगरचन्दजी नाहटा, बीकानेर

' जैन सत्य प्रकाश ' के गताङ्कमें वैद्य चिमनलाल लल्लुभाईका " एक अप्रसिद्ध अपूर्ण प्रशस्ति " लेख प्रकाशित हुआ है इसमें लेखकने प्रशस्तिमें उल्लिखित श्रीश्रीवंश, श्रीमाल नगर एवं ज्ञातिके नामकरणका कारण, गयासुद्दीनका राज्यकाल आदि पर जो स्पष्टीकरण किया है वह ऐतिहासिक भ्रान्तियोंकी परम्पराका जन्मदाता होनेसे उसके सम्बन्धमें यहां विचार किया जाता है ।

१. प्रशस्तिका संवत् अनुवादमें सं. १५४७ बतलाया गया है पर प्रशस्तिगत श्लोकसे उसका मिलान नहीं खाता, या तो वह श्लोक अशुद्ध छपा है या संवत् १५४७ से भिन्न है ।

२. लेखकने श्रीश्रीवंश व श्रीमाल वंशको एक मानकर जो विवेचन किया है वह सर्वथा भ्रमपूर्ण है । श्रीश्रीवंश एक स्वतंत्र वंश मालुम देता है, इस वंशके करीब २० धातु-

प्रतिमालेख प्रकाशित हैं जिनमें इस वंशके गोत्र बोसलिया, रसोइया, कर्पद शाखा, फडडी शाखाका भी उल्लेख पाया जाता है। इस वंशके सभी लेख १६ वी शताब्दीके हैं और उनमेंसे अधिकांश प्रतिष्ठाएं अंचलगच्छाचार्योंके तत्वावधानमें हुई हैं।

३. श्रीमाल नगरको लिच्छवी और मल्लकी जातिवालोंके बसाने एवं उनके नामसे श्रीश्री-वंश एवं श्रीमाल वंशका नामकरण होना किस आधार पर लिखा गया है अज्ञात है। हमें तो यह क्लिष्ट कल्पना जान पड़ती है। श्रीमाल पुराण श्री जटाशंकर लीलाधर आदिने गुजराती अनुवाद सहित प्रकाशित किया है और वह हमारे संग्रहमें है। इसके अतिरिक्त दो अन्य हस्तलिखित प्रतियां जिनके पाठमें काफी अन्तर है भण्डारकर रिसर्च इन्स्टीटयूट पूनासे भी मंगा कर हमने देखा है। उसके आधारसे श्रीमाल नगर गौतम ऋषिका तपोवन था और श्रीमाल नगरके नामसे ही श्रीमाल ज्ञातिका नामकरण हुआ है।

४. संवत् १५५५ की प्रशस्तिमें सोनी नागराजका उल्लेख है और उसमें नागराजका कोई विशेषण नहीं एवं कल्पसूत्रकी प्रशस्तिमें नागराजके गोत्रका उल्लेख नहीं है अतः दोनों एक होना सिद्ध करनेकी लिए और प्रमाण अपेक्षित हैं।

५. मालवमंडलेश्वर गयासुद्दीनका समय सं. १५०१ से १५७४ तक बतला कर उसका राज्यकाल ७४ वर्षका बतलाया गया है पर वह सर्वथा गलत है। जिन प्रशस्तियोंके आधारसे यह काल निर्धारित किया गया है उन दोनोंको समझनेमें ही भूल की गई है। पृ. ३४ वाली प्रशस्तिका गयासुद्दीन मल्लारगा नगरका शासक था एवं उसका विशेषण पातशाह है अतः वह मालवमंडलेश्वर गयासुद्दीनसे भिन्न होना चाहिए। पृ. ८४ की प्रशस्तिके जिन श्लोकोंमें गयासुद्दीनका उल्लेख है उन्हीं श्लोकोंमें सं. १५२९ लिखा है अतः श्लोकों के ऊपर जो सं. १५७४ छपा है वह गलत या पीछे पड़लेका होगा। गयासुद्दीनका समय अन्य प्रमाणोंसे सं. १५२६ से सं. १५५७ तक प्रमाणित है। ओसवाल सोनी संग्रामसिंहने, मंडपदुर्गका शासक सं. १५२० में जब कि उन्होंने "बुद्धिसागर" ग्रंथ बनाया गयासुद्दीनके पिता महमद का होना लिखा है, एवं प्रशस्तिसंग्रहके नं. २०० प्रशस्ति में सं. १५४९ में ही गयासुद्दीनके साथ नासिर शाहका राज्य भी अर्थात् पिता—पुत्रों का राज्य लिखा है (१) "मुसलमानी रियासत" पूर्वार्द्ध के पृष्ठ ३८३—८४ (२) हिन्दी तवारीखके पृष्ठ १६० और (३) यवनराज वंशावली के पृष्ठ १८ में सन १४६९ हि. ८७३ (वि. सं. १५२६) में गयासुद्दीनका राज्यासीन होना व सन् १५०० (वि. सं. १५५७ हि. ९०५) में मरना व उसके पुत्र नासीरुद्दीनके राज्यासीन होनेका उल्लेख है।

आशा है चीमनलालभाई भविष्यमें भलीभाँति विचार करने ही प्रकाश डालेंगे जिससे ऐतिहासिक भ्रान्तियोंके पनपनेका अवकाश नहीं मिले।

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

**(૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક**

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

**(૨) દીપોત્સવી અંક**

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય સવા રૂપિયો.

**(૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક**

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, નવમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા

## ભગવાન મહાવીરસ્વામીનું ત્રિરંગી ચિત્ર

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી કનુભાઈ દેસાઈએ દોરેલું સુંદર ચિત્ર. ૧૦"x૧૪"ની સાઈઝ, સોનેરી બોર્ડર. મૂલ્ય ચાર આના (ટપાલ ખર્ચનો દોઢ આનો)

— લખો —

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

વર્ષ ૧૦ : અંક ૮] તંત્રી–ચીમનલાલ ગોકળદાસ શાહ [ક્રમાંક ૧૧૬

## વિષય–દર્શન



લવાજમ–વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક–ત્રણ આના

# પ્રિયદર્શી અને અશોકની ભિન્નતા

[મસ્કીગામના લેખમાં મળતું પ્રિયદર્શી અને અશોક ભિન્ન વ્યક્તિ હોવાનું સૂચન]

લેખક-ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ, વડોદરા.

**દેવાનાંપ્રિય પ્રિયદર્શી**ના જે અનેક નાના મોટા ખડક અને સ્થંભલેખો સારાયે હિંદમાં છૂટા છૂટા ઠેકાણે ઊભા થયેલ નજરે પડે છે, તેના કોતરાવનાર તરીકે સમ્રાટ **અશોક** ધારી લેવાય છે. તેમાં ત્રીસેક વર્ષ ઉપર નીઝામ રાજ્યના રાયચુર જિલ્લાના **મસ્કી** ગામેથી મળેલ લેખમાં **असोकस** શબ્દ નીકળતાં તે માન્યતાને પુષ્ટિ મળી ગઈ છે. પરંતુ અમે હમણાં તાજેતરમાં સમ્રાટ **પ્રિયદર્શી**નું પુસ્તક જે બહાર પાડયું છે તેના પ્રકાશન માટે કરાયેલ અન્ય સાહિત્યની તપાસણી અને અનુશિલનમાં તે માન્યતા ખોટી ઠરાવતા કેટલાક ઉકેલ મળ્યા છે તે રજુ કરવા અત્રે પ્રયાસ સેવ્યો છે.

પ્રિયદર્શીના સર્વ લેખોને મુખ્યપણે શિલા અને સ્થંભલેખ નામે બે ભાગમાં વહેંચી નાંખ્યા છે. પાછા એ બન્નેના મુખ્ય=મોટા અને ગૌણ=નાના એવા બે વિભાગ પાડયા છે. મોટા શિલાલેખોની પેઠે નાનામાં પણ અરસપરસ કેટલીક સામ્યતા હોઈને, કોઈ કોઈની ત્રૂટીનો ઉકેલ તે જ વર્ગના અન્યની અખંડિત પંક્તિઓના આધારે સરળતાથી મેળવી લેવાનું બને છે. આ સ્થિતિને લીધે મસ્કીના ઉકેલમાં ફેરફાર કરવાનું કારણ મળ્યું છે.

અત્યારની પ્રચલિત માન્યતાથી ફેરફાર દર્શાવતા જે અનુમાન ઉપર અમારે આવવું પડયું છે તે મસ્કીના લેખની પ્રથમ બે પંક્તિના વાચનથી જ સાંપડે છે. જે મૂળે આ પ્રમાણે છે.

१. (क) **देवानांपियस असोकस........अढति—**

२......**नि वषानि। अं सुमि बुपासके** (ग).. ...**तिरे**

આમાં સાથીદાર શિલલેખોને અનુસરીને **अढति** ની પછી રહેતી જગ્યામાં **या** ઉમેરીને **अढतियानि वषानि**, અને **बुपासके** ની પછીની ખાલી જગ્યામાં **संवछरे सा** ઉમેરી **बुपासके संवछरे सातिरेके** જોડવી શકાય છે જેથી આખું વાકય **अढतियानि वषानि अं सुमि बुपासके संवछरे सातिरेके** વંચાતાં, તેનો અર્થ અઢીવર્ષ ઉપાસક થયો અને એક વર્ષથી વધારે ઇ. ઇ......મતલબકે નિયમ પ્રમાણે એક વાકયમાં જોઈતા ક્રિયાપદ કર્તા,.ઇ. સર્વ પદો આવી જતાં હોઇને તે અખંડિત અને સ્વતંત્ર આખું વાકય બની રહે છે. કોઈ અન્ય પૂરક તત્ત્વની અપેક્ષા રહેતી નથી.

હવે માત્ર સવાલ એટલો જ રહે છે કે **असोकस** ની પછી રહેલ ખાલી જગ્યામાં કયા અક્ષરો પૂરીએ કે જેને પંક્તિનો અર્થ પ્રસંગને અનુરૂપ બની શકે અત્ર ખાલી જગ્યામાં વધુ ચચાર અક્ષરના બે શબ્દો સમાય તેમ છે. આ સંબંધમાં મી. સેનાર્ટ **वचनेन अधिकानि** એ બે શબ્દો સૂચવે છે. પરંતુ પ્રો. હુલ્ડઝ કહે છે કે **वचनेन** એ ત્રીજી વિભક્તિનો શબ્દ હોઈ તેની સાથે ક્રિયાપદ જોઇએ અને ક્રિયાપદ મૂકવા જેટલી જગ્યા નથી માટે હું **सासने अधिकानी** સૂચવું છું. પણ આ બન્નેમાંથી ગમે તે સૂચના માન્ય કરીએ તોયે, પાછળ આવતું **अं** (હું) નો વિચાર કરવો રહે છે. જો અશોકને આશ્રઇને તે વપરાયું ગણીએ તો પાછું ક્રિયાપદ જોઇશે, જે મૂકવા જેટલી જગ્યા નથી અને તે કોઇ બીજી વ્યક્તિનું સર્વનામ લખીએ તો **वचनेन (=अनुमत्या) अधिकानि** એ શબ્દો વધારે પસંદગી યોગ્ય છે. પરિણામે આખું વાકય "દેવાનુપ્રિય અશોકની અનુમતીથી હું અઢી વર્ષ કરતાં પણ કંઇક વિશેષ સમયથી ઉપાસક થયો છું." એ પ્રમાણે બનશે. તાત્પર્ય એ થયો કે, આ શાસનનો કોતરાવનાર અશોકને પોતાના મુરબ્બી તરીકે માનતો હોઇ, તેણે ઉપાસક બનતાં પૂર્વે અશોકની અનુમતિ લઈ લીધી છે.

[ અનુસંધાન ટાઈટલના ત્રીજા પાને ]

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| વર્ષ ૧૦ | વિક્રમ સં. ૨૦૦૧ : વીરનિ. સં. ૨૪૭૧ : ઈ. સ. ૧૯૪૫ | ક્રમાંક |
|---|---|---|
| અંક ૮ | વૈશાખ શુદિ ૪ : મંગળવાર : ૧૫ મી મે | ૧૧૬ |


## 'અક્ષય તૃતીયા'નાં ઉદ્દગમન

( રચયિતા—પૂજ્ય ઉપાધ્યાય શ્રી સિદ્ધિમુનિજી મહારાજ. )

યુગની આદિના કોઈક કાળે,
સમર્પણ કરાયાં
સુપાત્ર ભિક્ષાનાં દાન
આદિ ભિક્ષુક શ્રી યુગાદીશને,
ઈક્ષ્વાકુવંશીય સોમયશાના સપૂત—
શ્રી શ્રેયાંસકુમારથી.
પુણ્ય પર્વ તરીકે,
અક્ષય રહેવા સર્જાયલો
એ આદિ પ્રદાનનો સુદિન
વૈશાખ શુક્લ તૃતીયા,
એ જ આપણી અક્ષય તૃતીયા—
આજની શુભ મૌહૂર્તિક 'અખાત્રીજ';
અને એ મહાદાનનો
આદિ પ્રવર્તક યુવરાજ,
એ જ આપણો શ્રદ્ધેય
શ્રી શ્રેયાંસકુમાર.

× × × ×

અનુભવ્યું શ્રી શ્રેયાંસે,
દર્શનીય ચંદ્રાળી
દ્વિતીયાની પુણ્ય રાત્રિમાં
એક મહા પુણ્ય સ્વપ્ન—
'સ્વર્ણમેરુની મલિનતાને
ઉજાળી મેં,
અમૃતના સુવર્ણ કળશોથી.'
આગાહી હતી એમાં
શ્રેયાંસના ભાવિ મહાલાભની.
સમર્થન કરાયું એ સત્ય,
મંત્રીશ્વરને ને શ્રેષ્ઠીવર્યને
એ જ રાત્રિએ સમર્પેલાં—
"પૃથ્વી પર ખરી પડેલાં
સૂર્યનાં સહસ્ર કિરણો,
યોજાયાં એ સફળતાથી
શ્રી શ્રેયાંસકુમારના હસ્તે.'
'અવરુંધાયો અરિગણથી
પિતા શ્રી સોમયશા નૃપ,
વિજયી બનાવ્યો એને
શ્રી શ્રેયાંસ રાજકુંવરે."
—આ બે સમર્થક સમણાંએ.
સંમેલના થઈ સ્વપ્નત્રિકની
એ ત્રણેમાં પરસ્પર
તૃતીયાના પુણ્ય પ્રભાતે.
ન શોધાયું એમનાથી
નિશ્ચયાત્મક સીમાચિહ્ન
ભાવિ મહાલાભની મર્યાદાનું.

× × × ×

પૂર્ણ પ્રતાપે તપતો રવિરાજ,
ગગનાંગણના મધ્યમાંથી
પ્રસરાવી રહ્યો હતો
પૃથ્વીના પટ પર
પોતાનું પ્રતાપી સામ્રાજ્ય.
સ્વનામને સાર્થક કરતી
ક્ષમીશી ક્ષમાશીલ ક્ષમા
પોતાના પર પડતા પ્રતાપને

ઝીલીને જીરવી રહી હતી.
ઇતિહાસના પાને પાને
હસ્તિનાપુરના નામે પંકાયલા–
ગજપુરના પૌરજનો,
એ સૂર્યપ્રતાપને નિવારવા
આતપત્રો ને ઉપાનહોનો
સાથ છોડતા ન હતા.
આન્દોલન થઈ રહ્યાં હતાં
ગૃહે ગૃહે પંખાઓનાં,
પીવાતાં હતાં સ્થળે સ્થળે
શીતોપચારનાં પાણી,
ફેલાતાં હતાં
ફુવારાઓનાં ફરફરતાં પાણી
ગૃહની આરામ વાટિકાઓમાં.
વેરાતા હતા વિધ વિધ રીતે
કોમળ સુકોમળ કમળોના ઢગ
રમણીય ગૃહાંગણોમાં.
નિવારણ થઈ રહ્યાં હતાં
નવ નવ રીતિએ તાપનાં.
આવા મધ્યાહ્નના સમયે,
ગજપુરના નાગરિકો
પોતાની ભવ્ય મ્હેલાતોના
મનહર મુખદ્વારે,
પધારતા ને પાછા ફરતા
એક ભવ્ય ભિક્ષાચરને
આદરપૂર્વક અવલોકવા
ને ભાવભર્યાં ભેટણાં ધરવા,
ભાવનાની દોડાદોડ કરી રહ્યા હતા.
સુવર્ણવર્ણો એ ભિક્ષાચર,
એક વેળ હતો
આર્યાવર્તની વિનીતાનો–
હાલની સુપ્રસિદ્ધ અયોધ્યાનો
યુગપ્રવર્તક આદિ રાજવી.
વૃષભના લાંછને સુપ્રસિદ્ધ,
એનું શુભ ને આદેય નામ
શ્રી 'ઋષભદેવ'

× × × ×

વિવિધ વિધાતા શ્રી ઋષભદેવ,
સર્જનહાર હતો
આર્યાવર્તનાં રાજ્યોનો
ને રમણીય રાજનીતિનો.
પ્રવર્તાવ્યાં હતાં
સૃષ્ટિવ્યવહારનાં સઘળાંય સૂત્રો,
એ વ્યવહારના પરમવેત્તાએ.
ઉત્પાદક હતો એ,
અપ્રતિપાતિ અવધિજ્ઞાનનો જ્ઞાતા.
વડીલ હતો એ
હસ્તિનાપુરના રાજવંશનો.
તૃણની જેમ તજ્યું હતું,
ગત વર્ષમાં જ, એણે
વિનીતાનું મહારાજ્ય.
રાજવંશીઓને અને નાગરિકોને
પરિચિત હતો પ્રાયઃ
એ મહાપુરુષ.
ગજપુરમાં ગોચરીએ ફરતાં
સર્વેના આદર સત્કારનો
એ મોંઘેરો મ્હેમાન હતો.
ધસી આવતી હતી
ગજપુરની જનતા
અનિર્વચનીય સદ્‌ભાવથી
એને કંઈ કંઈ સમર્પવાને.

× × × ×

ગજપુરના નાગરિકોથી
અતીવ ભક્તિપૂર્વક ધરાતાં હતાં
મણિ રત્ન માણિક્યો
અને મોતીઓની માળાઓ,
નિરલંકાર બ્રહ્મચારી
શ્રી ઋષભદેવના ચરણે.
સમર્પણ કરાતા હતા
સોના રૂપાના રાશિઓ
એ નિષ્કંચન નિર્ગ્રંથને.
અર્પણ કરાતા હતા
અનુપમ હાથી–ઘોડાઓ

અને સુંદર રથ-પાલખીઓ
એ પાદચારી પ્રભુને.
ઠેર ઠેર નિમન્ત્રણ થતાં
સ્નાન વિલેપન ને પરિધાન માટે
એ શુશ્રૂષાવિહીન મહાશ્રમણને.
પોતાનાં ગૃહોને
પધરામણીથી પાવન કરવા
પ્રાર્થના થતી હતી
એ સર્વસંગપરિત્યાગી અનગારને.
મુખવાસ ધરાતાં હતાં
એ જિતેન્દ્રિય મહાયતિને.
શણગારેલી સુંદરીઓ ય
સ્વયંવરાથી અર્પાતી
એ એકલવાયા નિષ્પરિગ્રહીને.
એ સમર્પણના બદલામાં,
દયા પ્રસન્નતા આદિની
યાચના કરાતી હતી
એ સમર્પકોના મ્હોંયે.
હતો આ ભિક્ષુક ત્યાગની મૂર્તિ.
જરૂરત ન હતી એ સર્વની
એના યોગીજીવનમાં.
ન જાણતી હતી
એ યુગની ભદ્રિક જનતા,
નિરવદ્ય સુધા જીવતી
સાધુ જીવનની જરૂરતને
ફલ ફૂલાદિ સર્વ કાંઈ સમર્પણને
છોડતો ને આગળ વધતો,
મૌન ને બેદરકાર
અદીન મનનો એ મહામુનિ.

× × × ×

દીક્ષાના સમયે,
દેવેન્દ્રની વિનીત વિનવણીથી
અણમુંડાયલા,
વિખરી રહ્યા હતા
મરકત તંતુ શા લટકાળા કેશો
શ્રી ઋષભના સોનાવર્ણા સ્કંધો પર.
તેજનાં વલયોથી છવાયલી
એની કોમળ-કઠોર કાયા,
ભવ્યતા ને દિવ્યતા
અપૂર્વતા ને અનુપમતા
રેલાણી રહી હતી.
અને એ ભરપૂર ભરતીથી
ઊભરાતાં હતાં,
દર્શન માત્રથી સ્તબ્ધ,
સકલ પ્રાણીઓનાં સ્નેહાળ નયનો.
મુગ્ધ કારુણ્યથી પ્રયોજેલાં-
વૃષભનાં મ્હોંશીકાંના સંયોજને,
સીંચાઈ ગઈ હતી
અંતરાયની કડવાશ
એ પુણ્યામૃતના કલ્પવૃક્ષમાં.
અંતરાયના એ પ્રારબ્ધે
આંતરી લીધો'તો એને,
શ્રમણતાની હાલની-
આ અનુકૂલ સાધકદશામાં.
તપાવ્યો તેને
તેર તેર મહિનાઓથી અધિક
એ પ્રારબ્ધના ભૂખાળ ભભૂકને
હતી એ શ્રમમાં શ્રદ્ધા
આ આદિ શ્રમણને.
અભિગ્રહે ઊડવાની શક્તિ છતાં ય
સંયમ નિર્વાહના સામાન્ય સંરક્ષણાર્થે,
શૂરાને શોભતી અડગતાથી
ગવેષણા કરતો હતો આજે
આત્માર્થનો શોધક એ મહામુનિ.
સૌ સામાન્ય હિતની દૃષ્ટિએ
એ ભમી રહ્યો હતો
ગજપુરની ગલીએ ગલીએ.

× × × ×

એક જ વાત ચાલતી હતી
ગજપુરમાં ઘેર ઘેર આજે-
શાને માટે ફરે છે, આ પૂજ્ય !
કેમ કંઈ લેતો નથી એ !

–એને શાની જરૂરત છે !
કેમ એ બોલી બતાવતો નથી !
આટલો બધો એ કેમ બેદરકાર છે !
અનુગ્રહશીલ આકૃતિ છતાં ય,
એ અવગણનાશીલ કેમ છે ?
જણાય છે પરમદયાળુ,
પણ એને દયા નથી પોતાનામાં,
એ શા માટે ?
એને માટે શું કર્તવ્ય ! '
અપાર હતી આજે
ગજપુરના નાગરિકોની મુંઝવણ,
સૂઝતી ન હતી કોઈ ય દિશા.
સમર્પણની અહમ્અહમિકાથી
કોલાહલ વિસ્તરતો
પ્રભુપગલાંથી પુનીત જગાએ;
જ્યારે છવાતાં હતાં
કારુણ્યનાં વાદળ અન્યત્ર
ગજપુરની જનતાના મ્હોં પર.
આ બધીય બાબતમાં નિરપેક્ષ
એ મહાન ભિક્ષાચર,
કરુણાનાં પાવન પગલાં ભરતો
ભમતો હતો યથેચ્છાએ,
નિરવદ્ય ભીખને માટે.
વહી રહ્યું છે આજે
સમતાનું વ્હેણ
ગજપુરના આંગણે આંગણે.
દૃષ્ટિ પડી એક ગવાક્ષની
લ્હેરાતી એ સમતા પર,
અને લોકોના–
સંભ્રમભર્યા કોલાહલપર.
પારિપાર્શ્વકો પાસેથી
સુવિદિત કર્યું શ્રેયાંસકુમારે,
એ સમતાનું ને કોલાહલનું–
આદરણીય આમૂલ રહસ્ય.
છોડ્યો ગવાક્ષ એણે.
પગલાં મંડાયાં એનાં
પ્રભુથી પાવન બનેલા પ્રાંગણમાં.
શિરને સફળ કર્યું
એ આદિ ભિક્ષુના ચરણે નમાવી.
ફરી લીધી પ્રદક્ષિણા
એ તપોતપ્ત કમનીય કાયાની
એની ભવ્ય ભાવનાએ.
પીધાં અમૃત એણે
એ મનોહર મૂર્તિના–
નિષ્કલંક મુખચન્દ્રનાં.
આવ્યો એ શ્રમણ ભિક્ષુ,
શ્રેયાંસકુમારની આંખના–
આનંદ વર્ષી અવગ્રહમાં.
જોવા લાગ્યો એ જુદી જ રીતે
કોઈ જન્માંતર જૂના પરિચયીને.
ચાલ્યાં જતાં હતાં એના આત્માને
જન્માંતરાવરોધી અજ્ઞાન.
શોધવા લાગ્યો એ
જન્માંતરના ઊંડાણમાં
પ્રપિતામહથી પહેલાંનું કૈં.
તરંગ ઉછળ્યા અવનવા
આત્મીય ઊહાપોહના.
ભેદાયા જન્માન્તરોના
અભેદ્ય પડદાઓ એના.
સ્મરણે ઊગ્યા
અષ્ટ ભવના જાતિ સંબંધો
શ્રી ઋષભદેવની સાથેના,
આ શ્રી શ્રેયાંસને.

× × × ×

હતો આ ઋષભદેવનો આત્મા
ધન સાર્થવાહ
ક્ષિતિપ્રતિષ્ઠિત પુરમાં.
પ્રગટી ત્યાં તેને
આત્માની ઉજ્જવલતા
કોઈ વિશિષ્ટ તપશ્ચર્યાથી,
સાધુને સમર્પેલા
ઘૃતનાં ભાવપ્રધાન દાને.

અંકુર્યાં, પલ્લવ્યાં ને ફૂલ્યાં
ઉજ્જવળતાનાં એ અમોઘ બીજ.
થઈ ભવ્ય આત્મોન્નતિ
એ સાર્થવાહની,
તેના ઉત્તરોત્તર તેર ભવોમાં.
એ ભવોમાંના પંચમે
લલિતાંગ દેવ હતો
ધન સાર્થવાહનો જીવ.
એ શ્રદ્ધેય મહાત્મા સાથે
તેના લલિતાંગના દેવભવથી
જોડાયાં હતાં જોડાણ
શ્રી શ્રેયાંસકુમારનાં.
અહીંથી આગળના અનુભવો,
શ્રેયાંસના આત્મામાં અત્યારે
થઈ ગયા સ્મૃતિગોચર.
હસ્તામલકવત્ પ્રકાશ પ્રગટયો
શ્રેયાંસના આત્મામાં.
અતિ વેગથી વ્હેવા માંડી
તેની જાતિસ્મરણની સરણી.

× × × ×

'હતો આ ઋષભનો આત્મા
લલિતાંગ દેવ,
હું હતો તેની સ્વયંપ્રભાદેવી.
તે થયો વજ્રંધર રાજા,
હું થયો તેની શ્રીમતી રાણી.
આ પછી ગયા અમે
યુગલિયાના ભાવમાં.
લલિતાંગથી ચતુર્થ ભવે
દિવ્યાનુભવ કર્યો અમે
સૌધર્મ દેવલોકમાં.
ત્યાં હતા બન્ને મિત્ર દેવો.
ત્યાંથી ચ્યવીને,
લલિતાંગના આત્માએ
જીવાનંદ વૈદ્યનાં જીવન જીવ્યાં;
ત્યારે બન્યો પરમ મિત્ર હું
શ્રેષ્ઠીસુત કેશવ,
અમારા સંબંધના પંચમ ભવે.
પ્રબળ પુણ્ય ઉપાર્જન કર્યાં
મુનિની વૈયાવચ્ચથી
આ વેળાએ અમે.
અનંતર અચ્યુત દેવનાં
દેવી સુખો અનુભવ્યાં
અમે બન્ને ય મિત્રજીવોએ.
આ પછી થયા અમે બન્ને
ચક્રવર્તી ને સારથી.
આરાધ્યો સંયમનો પંથ
એ વજ્રનાભ ચક્રવર્તીએ
અને તેના મિત્ર મેં સુયશાએ.
ઉપાર્જ્યું જિનનામનું પુણ્ય,
વીશસ્થાનક તપારાધનથી
સાધુ શ્રેષ્ઠ શ્રી વજ્રનાભે.
બહુ બહુ સાધ્યો આત્મોત્કર્ષ
અમે બન્નેએ.
વજ્રનાભના પિતાશ્રી—
વજ્રસેન તીર્થંકરના મુખારવિંદથી
સાંભળ્યાં ભવ્ય ભાવિ
અમે બન્નેએ.
ત્યાંથી ગયા આરાધના સહ
અમે બન્ને સર્વાર્થસિદ્ધે.
સમનુભવ્યાં ત્યાં
સર્વાર્થસિદ્ધિદાયી સુખો
અમારા એ ભવશ્રાંત આત્માએ.
અક્ષય ન હતું
આ યે અતીવ સુખાળવું સ્થાન.
આવ્યા અહીંથી અમે
સુદુર્લભ મનુષ્યના ભવે.
જન્મ્યો એ લલિતાંગનો જીવ,
નાભિકુલગરને ત્યાં
મરુદેવાની કુક્ષિએ
શ્રીઋષભદેવ નામા મુજ પ્રપિતામહ;
અને હું થયો શ્રેયાંસ
[illegible]

અમારા સ્વજન તરીકેના સંબંધનો
આ નવમો ભૂવ.'

× × × ×

પુણ્ય જન્મ છે આ મહાત્માનો.
ઉજવ્યો છે એનો જન્મ
દિવ્ય પુરુષોએ.
હોય એ બાલ્યાવસ્થામાં
સર્વ ગુણોનો ભંડાર.
અમૃતમય હોય
એનું ગૃહસ્થજીવન.
તજે એ પરિગ્રહોને.
કલ્યાણકારી તીર્થને પ્રવર્તાવવા
થયો છે એ મહાભિક્ષુ.
સાધી રહ્યો છે એ
વજ્રનાભના ભવની
અધુરી મધુરી ભાવનાઓ.
આવીને ઊભો છે એ
પુણ્ય પરિપાકના આરે.
આરાધ્ય આરાધનાને
આરાધી રહ્યો છે એ.
જીવન મરણનાં,
અને બધાં ય દ્વંદ્વોનો–
પાર પામવાને માટે,
પ્રવર્તન થઈ રહ્યાં છે
એનાં ઉજળાં જ્ઞાન,
સ્વપરનાં કલ્યાણની દૃષ્ટિએ.
એ છે યુગકલ્યાણનો
દ્રષ્ટા અને સ્રષ્ટા.
અધૂરાં છે હમણાં એ
એનાં દર્શન ને સર્જન.
મથી રહ્યો છે એ
એની અધૂરાશને પૂરવા.
અવલોકશે એ
પ્રકાશ ને નિર્મળતાની પૂર્ણતા.
અલ્પ સમયમાં જ બનશે
પૂર્ણ પુરુષ એ.

એ છે સાધકદશામાં હાલ
સારી સૃષ્ટિનો
સૌ શ્રેષ્ઠ મહાપુરુષ.
શીતળ છે એની છાયા
કલ્પવૃક્ષથી ય વધારે.
પથ્થર છે એની આગળ
પેલો ચિન્તાચૂરક ચિન્તામણિ,
અને કામની દોધક કામધેનુ,
એની સરખામણીમાં
એક પામર પશુ છે.
વરસે છે એની આંખમાંથી
સદા ય સમતાનાં અમૃત,
અને કરુણાની કોમળતા.
એના ચ્હેરાની લહરીઓ
શિતળ કરે છે ત્રણેય ભૂતલને.
પુનીત કરે છે
એનાં પુણ્યપનોતાં પગલાં
અપુનીત પૃથ્વીના હૈયાને.
પ્રવર્તી રહ્યો છે એ
મહાનિગ્રંથના પંથે.
પોતાના માટે એને
જીવનમાં કૈં જોઈતું નથી.
જીવે છે એ પ્રાયઃ
જગતકલ્યાણની કામનાએ.
જગતને દુઃખથી ઉદ્ધારવા
એ કાયાનો ભાર ઝીલે છે.
જગતની મહામૂડી છે એ
એની અણમોલ કાયા.
ન ચૂકવી શકાય એવાં છે,
પરમાર્થે પ્રવર્તતી–
એ કાયાનાં મોલ.
નથી દેતો પીડા કોઈને
એ શરીર સંરક્ષવા.
ગ્રહણ કરી લે છે એ
શુદ્ધ નિર્દોષ આહારને.
નથી જાણતી આજની જનતા
એના આહારનો વિધિ.

અહો ! દુષ્કર દુષ્કર છે !
એનું જીવન.
અરે ! શું સમપું
એના આહારને યોગ્ય ?
હમણાં જ પ્રાભૃત થયેલો
ઇક્ષુનો રસ હાજર છે.
નિર્જીવ નિર્દોષ છે એ.
સમપું તેના કરકમળમાં
એ ઇક્ષુરસને,
અને કરું સફળ
મારા જન્મ–જીવિતને.'

× × × ×

ઇક્ષુરસના સિંચનથી
સમુજ્જ્વલ બનો
નિરાહાર ક્લાન્ત–
પ્રભુની સ્વર્ણગિરિ શી કાયા:
અર્પેલા શુદ્ધાહારથી,
વિજયી બનો પ્રભુ
આત્મિક વિજય યાત્રામાં:
કાયાના નિર્વહણથી
યોજાવો જ્ઞાનકિરણો
પ્રભુના પ્રકાશિત સૂર્યાત્મામાં:
ફળો એ સ્વપ્નની ત્રયી
મારાં, તાતનાં ને મંત્રીનાં.
પ્રવર્તો દાનના પંથે
આર્યાવર્તની જનતા,
મારાથી કરાયેલા દિગ્દર્શનને.
સમર્થ બનો શ્રમણસંસ્થા,
શુદ્ધાહારની પ્રાપ્તિથી.
અસ્ખલિત વહો ભારતમાં
એ સંસ્થાનો પ્રવાહ.
સદા ય જયવંતું રહો
શ્રી ઋષભદેવનું શાસન,
અને દાનનો મહાધર્મ.
અમર રહો
મારી આ ભાવના.

× × × ×

નિમન્ત્રણ કરાયાં
ઇક્ષુરસ વ્હોરવા માટે
શ્રી ઋષભદેવને,
જાતિસ્મર શ્રી શ્રેયાંસકુમારથી.
એ નિર્દોષ ભિક્ષાને લેવા
પસાર્યાં કરકમળ
એ યુગના પ્રથમ ભિક્ષાચરે.
રેડાયો ઇક્ષુનો રસ
એકસો આઠ ઘડા પ્રમાણ
એ ચમત્કારિક કરકમળોમાં.
સ્પર્ધા કરી રહ્યો હતો
ઇક્ષુરસની પ્રવૃદ્ધ શિખાની સાથે
શ્રી શ્રેયાંસનો અપૂર્વ ભક્તિભાવ.
સદ્યઃ ફળદાયિ આ પુણ્યકર્મ.
જય જયકાર વર્તાયો સર્વત્ર.
વરસ્યાં આકાશમાંથી
સુગંધી જળ–ફૂલો.
ઉદ્‌ઘોષણા થઈ
'અહોદાન મહોદાન'ની.
વરસાદ વરસાયા
મણિ–રત્ન–સોનૈયાદિના.
દિવ્ય દુકૂલથી શોભાયો
ગજપુરનો રાજમાર્ગ.
પરાકાષ્ટા હતી
દાતા, દેય ને દાનના એ
સુવિધિ યોગની.
બધી ય રીતે હતું
સુવર્ણ પાત્ર જ,
આ પરમપુનીત પરમાત્માનું.
અપાર છે દાનનો મહિમા.
નિર્જીવ જ વાર્તા એ
પંચ દિવ્યના પ્રકાશનની.
ભવ્યત્વની નિશાની એ
પરમાત્માને સમર્પેલાં દાન.
ભવ્ય પુણ્ય પ્રાણીને
સમ્યક્ત્વનું અમોઘ બીજ છે

એ સુપાત્ર દાન.
સંસારસાગરને પાર કરવા
નિઃછિદ્ર નાવ છે એ,
ગૌરવભર્યા ગૃહસ્થધર્મમાં.
પ્રતિહાર છે એ
શ્રવણાદિ રાજદ્વારનો.
અક્ષય કરનારું એ છે
પુણ્ય પ્રણાલીને.
સમર્પી દે અંતે એ
શાશ્વતા અક્ષય સુખને.
આદીશ્વર શ્રી ઋષભદેવને,
દીર્ઘ તપસ્યાના અંતે
કદીય ક્ષય ન પામે એવું—
સુપાત્રદાન દીધું
શ્રી શ્રેયાંસકુમારે,
આજની તૃતીયાના ધન્ય દિને.
સુપ્રસિદ્ધ થઈ એ કારણે
આ તૃતીયા 'અક્ષયતૃતીયા';
ઈક્ષુદાનના કારણે
'ઈક્ષુતૃતીયા' નામે ય
સાર્થક છે એનું.
સર્વ જનને માનીતું આ પર્વ
કૃત્તિકા—રોહિણીના ચંદ્રયોગમાં
ઉજવાય છે સર્વત્ર.
અનુકરણ કરતા
મહાત્માઓના જીવનને
મહત્વાકાંક્ષી મહાજનો
પ્રભુનો મહાન આદર્શ ઝીલવાને
પ્રવર્તી રહ્યું છે
આજેય તે વાર્ષિક—'વરસી' તપ.
ઉજવતા એ તપને
આરાધકો અને ધાર્મિકો
વૈશાખ શુક્લ તૃતીયાના દિને,
એ જ પ્રભુનાં પગલાંથી
પુનીત—અતિપુનીત
શ્રી 'સિદ્ધક્ષેત્ર'માં.

× × × ×

ઉજમાળ થાઓ, ભવ્યાત્માઓ!
એ તપનું અનુમોદન કરવા,
ને યથાશક્ય તેને
ભાવપૂર્વક આદરવા—આચરવા.
આત્માનાં અક્ષય સુખનો—
આવિર્ભાવ કરવા
જોડાવો અક્ષય દાનને
સુવિહિત સત્પાત્રમાં.
સુમુહૂર્ત છે આજનું
આત્મકલ્યાણની અક્ષય સાધનાનું,
અને અક્ષય આરાધનાનું.
કરો ને કરાવો,
આધ્યાત્મિક ઈક્ષુરસનું પારણું
ભવભૂખ્યા ભવ્ય જીવોને.
ભાગો ભવ્યાત્માઓનાં—
અનાદિ ભવની ભૂખનાં દુઃખ.
દર્શાવો એમને
અક્ષય સુખની આરાધનાનો
અક્ષય પુણ્ય—ધર્મમાર્ગ,
આ અક્ષયતૃતીયાના પર્વદિને.
આરાધન કરો ને કરાવો
શ્રી શ્રેયાંસકુમારની જેમ,
અક્ષયતૃતીયાનો સુદિન,
આજના ઉદિત દિને.
એ જ પરમ કર્તવ્ય છે
પરમાત્માના પગલે ચાલતા
સર્વ મહાનુભાવોનું;
અને યોગીકુળમાં જન્મેલી—
જૈન જનતાનું.
આપશે આરાધકોને
આ અક્ષયતૃતીયા પર્વ
સર્વ પ્રકારની અક્ષયતા,
અને આત્મસિદ્ધિ.

× × × ×

સુઆરાધ્ય ને જયવંતી હો,
આજની આ 'અક્ષયતૃતીયા.'

## શકસંવત્ ૯૧૦ ની

# ગૂજરાતની મનોહર જૈન પ્રતિમા*

[ લે. પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

ઇતિહાસપ્રેમી સુજ્ઞ બંધુઓ અને બહેનો !

પ્રાચીન પ્રભાવશાલી ગૂજરાતની અવશિષ્ટ વિશિષ્ટ વિભૂતિરૂપ, ભવ્ય શિલ્પકલાથી સુશોભિત, શકસંવત્ ૯૧૦ની=વિક્રમસંવત્ ૧૦૪૫ ની મનોહર એક જૈન-પ્રતિમાનો પરિચય કરાવતાં મને આનંદ થાય છે, અને આશા છે કે-તેના પરિચયથી આપ સૌને પણ આનંદ થશે. ગૂજરાતના ગૌરવના અભિલાષીઓને, પ્રાચીન ઇતિહાસના સંશોધકોને, પુરાતત્ત્વના પ્રેમીઓને, પ્રાચીન શિલ્પકલા-ચિત્રકલાના અભ્યાસીઓને, મૂર્તિ-શાસ્ત્ર, મૂર્તિ-પૂજા આદિ વિષયમાં ગવેષણા કરનારા જિજ્ઞાસુઓને, તથા વિવિધ દૃષ્ટિબિંદુઓથી જોનારા-વિચારનારા જૈન, અજૈન સર્વ સુજ્ઞોને જાણવા-વિચારવા જેવું કંઈક પ્રેરણાત્મક તત્ત્વ આમાંથી મળી આવશે-તેમ ધારું છું.

ગૂજરાતમાં ગૌરવપ્રદ પ્રાચીન સુવર્ણયુગ આથમ્યા પછી, કાલ-બલે અનેક રાજ્ય-પરિવર્તનો અને આસ્માની-સુલતાની પસાર થઈ ગયા પછી, હજાર વર્ષ જેટલી જૂની તેની સ્મૃતિ કરાવનારી નિશાની-વસ્તુનાં દર્શન આપણને ભાગ્યે જ થઈ શકે. વિક્રમની ૧૧મી સદીના પૂર્વાર્ધનાં-ચૌલુક્ય મૂલરાજના સમયનાં થોડાં તામ્રપટ્ટો-દાનપત્રો સિવાય, સંવત્ અને સ્થળના તથા કરાવનાર આદિના સ્પષ્ટ ઉલ્લેખવાળી પ્રતિમાઓનાં દર્શન હાલમાં થતાં નથી; તેમ છતાં સદ્ભાગ્યે ચૌલુક્ય મૂલરાજના રાજ્ય-કાળ જેટલી પ્રાચીન-સાડા નવસો વર્ષો પહેલાંની તેવી એક મનોહર જૈન પ્રતિમાનાં દર્શન થાય છે; જે સેંકડો વર્ષોથી પૂજાતી હોવા છતાં સાક્ષર-સમાજથી બહુધા અજ્ઞાત રહેલી છે. એથી એનો પરિચય અહિં આવશ્યક જણાશે.

જૈનોમાં ચૈત્ય-વાસની પ્રબલતા અધિક પ્રમાણમાં હતી, તે જમાનાની આ પ્રતિમા છે. એથી આ પ્રતિમા કરાવનાર તરીકે કોઈ ઓસવાલ, પોરવાડ, શ્રીમાલી કે અન્ય સદ્ગૃહસ્થનું નામ ન હોતાં, તે કરાવનાર તરીકે જૈનમુનિનું નામ મળે છે. ગૂજરાતમાં-અણહિલ્લવાડ પાટણમાં, ચૌલુક્ય મહારાજા દુર્લભરાજ (સં. ૧૦૬૫ થી ૧૦૭૮)ની રાજ-સભામાં, સુપ્રસિદ્ધ વિજયી-જિનેશ્વરસૂરિએ વાદમાં ચૈત્યવાસને પરાસ્ત કરી, વસતિ-વાસને પ્રતિષ્ઠિત કર્યો-તે પહેલાં-૪ દસકાઓ પૂર્વે આ પ્રતિમાની રચના થઈ હતી. તેમજ આપણે લક્ષ્ય પર લાવવું જોઈએ કે ગૂર્જરેશ્વર ચૌલુક્ય મહારાજા ભીમદેવના પરાક્રમી વિજયી દંડનાયક વિમલે આબૂ ઉપર અદ્ભુત શિલ્પ-કલાવાળા વિમલ-વસહી(તિ) નામે પ્રખ્યાત આદીશ્વર-જિનમંદિરની-કિંવા ગૂજરાતના કીર્તિ-સ્તંભની પ્રતિષ્ઠા કરી (સં. ૧૦૮૮); તે પહેલાં ૪૩ વર્ષો પૂર્વે આ જૈન-પ્રતિમાની રચના થયેલી હોવાથી અનેક રીતે વિચારતાં તેની વિશેષતા સમજાશે. તે સમયે ગૂજરાતની શિલ્પ-કળા કેવા સરસ સ્વરૂપમાં હતી, તેનો આછો ખ્યાલ આપે-તેવી આ પ્રતિમા છે. ગૂજરાતની-ખાસ કરીને જૈનોની ધર્મ-નિષ્ઠતા, કલાપ્રિયતા, સુસંસ્કારી સદ્ભાવના, દેવ-ભક્તિ, ગુરુ-ભક્તિ, સમૃદ્ધિ વગેરે અનેક વિશેષતાઓની પ્રતીતિ કરાવે તેવી આ પ્રશસ્ત પ્રતિમા છે.

પ્રસ્તુત પ્રતિમાની રચના, લાટદેશની પ્રાચીન રાજધાની ભૃગુકચ્છ(ભરૂચ)માં થયેલી હતી, તેમ તેના ઐતિહાસિક ઉલ્લેખથી સ્પષ્ટ જાણી શકાય તેમ છે. ગૂજરાતના ઇતિહાસના

---

* અમદાવાદમાં મળેલ ઇતિહાસસંમેલન-પરિષદ્ માટે તૈયાર કરવામાં આવેલ લેખ.

મહત્ત્વના સ્મારકચિહ્નરૂપ આ પ્રાચીન જૈનપ્રતિમા, વડોદરા-રાજ્યમાં કડી (ઉ. ગૂજરાત)માં જૈનમંદિરમાં (હાલમાં ત્યાં જૈનવિદ્યાર્થિ-ભવનમાં) સુરક્ષિત સ્થિતિમાં વિદ્યમાન છે.

આ પ્રતિમાનાં પ્રથમ દર્શન મને સં. ૧૯૭૨ માં થયાં હતાં. સ્વર્ગત બુદ્ધિસાગર-સૂરિજીની પ્રેરણાથી જૈન-પ્રતિમાઓના લેખો લેવા માટે તે સમયે મ્હારે કડી જવાનું થયું હતું, ત્યાં સંભવનાથજી મૂલનાયકવાળા જિનમંદિરમાં ભોંયરામાં રહેલી આ અસાધારણ આકર્ષક પ્રતિમાનાં દર્શન થતાં, અને તેની પાછળનો ઐતિહાસિક ઉલ્લેખ જોતાં ચિત્તમાં ઘણી પ્રસન્નતા થઈ હતી.

આ પ્રતિમા, રત્નની કે સોના-રૂપાની નથી, મુખ્યતયા પીત્તળની-ધાતુની છે, છતાં ઐતિહાસિક દૃષ્ટિએ અને પ્રાચીન શિલ્પ-કલાની દૃષ્ટિએ એની મહત્તા એથી પણ અધિક ગણી શકાય. એની રચના હજાર વર્ષ પૂર્વનાં ધર્મશાસ્ત્રની અને શિલ્પશાસ્ત્રની પ્રાચીન પદ્ધતિઓને અનુસરીને બહુધા પ્રમાણ-પુરઃસર જણાય છે. બીજી તેવી પ્રતિમાઓ કરતાં વજનમાં પણ ભારે છે. પ્રાતિહાર્યો અને પરિકર સાથે શોભતી આ પ્રતિમાની ઊંચાઈ લગભગ એક હાથ-પ્રમાણ છે. શ્વેતાંબર જૈન-સમાજની માન્યતા પ્રમાણે એની રચના થયેલી જણાય છે.

શિખરથી શોભતી નાની દેવકુલિકા જેવી આ પ્રતિમામાં મુખ્યતયા જિનેશ્વરદેવોની ૩ મૂર્તિઓ છે. તેમાં મધ્ય સ્થાનમાં મૂળનાયક તરીકે બિરાજતી-પદ્માસને બેઠેલી પ્રતિમા, ૨૩મા તીર્થંકર શ્રીપાર્શ્વનાથની છે. તે પ્રશમરસમાં નિમગ્ન દૃષ્ટિ-યુગલવાળી, પ્રસન્ન મુખ-કમળવાળી પ્રભાવક આકર્ષક આકૃતિ છે. તેના મસ્તક પર ૭ ફણાવાળા નાગેન્દ્ર (ધરણેન્દ્રે) કરેલ છત્ર-છાયાનો ભાવ દર્શાવવા કુશલ શિલ્પકારે પ્રયત્ન કર્યો છે. સમવસરણમાં બિરાજતા અર્હન્-જિનેશ્વરદેવનું પ્રતીક ચૈત્યવૃક્ષ-અશોકવૃક્ષ, તેની પાછળ દર્શાવેલ છે. ત્રિલોકની પ્રભુતાને સૂચવતાં ૩ છત્રો, તેના ઉપર દર્શાવ્યાં છે. આસનની નીચે રત્ન-નિધાનોના ભાવને સૂચવતું ચળકતું રૂપાનું ઉજ્જવલ તથા લાલરંગનું પાકું મીણાકારી જેવું જડાવકામ-નકશીકામ કરેલું જણાય છે.

મૂળનાયક શ્રીપાર્શ્વનાથની બન્ને બાજૂ કમળ ઉપર ઊભી રહેલી એકેક આકૃતિ છે, તે બંને જિન-મૂર્તિઓને કાયોત્સર્ગ (કાઉસ્સગ્ગ)-શુક્લધ્યાનસ્થ સ્વરૂપમાં દર્શાવી છે. તેમની પાછળ પણ ચૈત્યવૃક્ષ-લતા અને ઉપર ત્રણ ત્રણ છત્રો દર્શાવ્યાં છે. એ બંને જિન-પ્રતિમાની બાજૂમાં બે પ્રતીહારી( છડીદાર ) ભક્ત દેવીઓની આકૃતિઓ દર્શાવી છે, તે વૈરોટ્યા અને પદ્માવતીની જણાય છે.

તેની નીચે જમણી બાજૂ બે ભુજાવાળા એક સેવકદેવની, તથા ડાબી બાજૂ-ડાબા ખોળામાં બાળકવાળી ભક્ત દેવીની આકૃતિ જણાય છે.

મૂળનાયક તીર્થંકરના આસન નીચે મધ્યમાં આગળ ચાલતું ધર્મચક્ર દર્શાવ્યું છે, તેની બે બાજૂમાં વૈર-ત્યાગ કરી શાંત બનેલા બે સિંહો અને તેની સામે નિર્ભય બે હરણોની આકૃતિઓ દર્શાવી છે, તે એવું સૂચવવા માટે જણાય છે કે-અહિંસા-ધર્મચક્રના પ્રવર્તક આ ધર્મ-ચક્રવર્તી-તીર્થંકરના પ્રભાવે, જન્મથી વૈરી આવાં હિંસક પશુઓ પણ જાતિ-વૈરનો ત્યાગ કરી અહિંસક બન્યાં હતાં-બને છે, તો મનુષ્યો, દેવો તેવા કેમ ન બને ! '**अहिंसा-प्रतिष्ठायाम् आजन्म-वैरत्यागः**' એ કથનની વાસ્તવિકતા અહિં કુશલ શિલ્પ-કલાદ્વારા દર્શાવી છે.

સૌથી નીચે જિન-મૂર્તિ-પ્રતિષ્ઠાથી અનુકૂળ થતા ૯ ગ્રહોની આકૃતિ પણ સૂચવેલી જણાય છે.

[ ૨ ]

આ પ્રતિમાની પાછળ નીચેના ભાગમાં, સંસ્કૃત ભાષામાં ૨ પદ્યોમાં રચાયેલ, ૧ ગાથા અને ૧ અનુષ્ટુપ્ શ્લોકમાં પ્રાચીન નાગરી લિપિમાં પડિમાત્રામાં પાંચ પંક્તિઓમાં કોતરાયેલો નાનો છતાં ઐતિહાસિક મહત્ત્વનો લેખ છે. વિક્રમની ૧૧ મી સદીના પૂર્વાર્ધની ગૂજરાતની જે જૈન-પ્રતિમાઓ જાણવામાં આવી છે, તેમાં તથા જેમાં સ્થાન, સંવત્, કરાવનાર વગેરેના સ્પષ્ટ નિર્દેશો મળી આવે છે, તેવી પ્રાચીન પ્રતિમાઓમાં આની મુખ્યતા-મહત્તા જણાશે.

સં. ૧૯૭૨ માં આ પ્રતિમાની પાછળનો પૂરો લેખ હું લઈ શક્યો ન હતો, તેમ છતાં 'शकसंवत् ९१० आसोत्रागेन्द्रकुले शीलरुद्रगणि पार्श्विल्लगणिः' આટલી મુખ્ય નોંધ મેં કરી લીધી હતી, તે સદ્‌ગત બુદ્ધિસાગરસૂરિજીના જૈનપ્રતિમાલેખસંગ્રહ (સં. ૧૯૭૩ માં અધ્યાત્મજ્ઞાન પ્ર. મંડળ પ્ર. ભા. ૧, પૃ. ૧૪૨)માં કડીના પ્રતિમા-લેખોમાં પ્રકટ થયેલ છે.

સં. ૧૯૭૬-૭૮ માં વડોદરા-રાજ્યની ગાયકવાડ-પ્રાચ્યગ્રંથમાળામાં જેસલમેરના જૈનગ્રંથભંડારોની વર્ણનાત્મક ગ્રંથ સૂચીનું સંશોધન-સંપાદન કરતાં, તેમાં પાર્શ્વિલ્લ-ગણિનું નામ આવતાં ઉપર્યુક્ત પ્રતિમા-લેખમાં આવેલ એ જ નામનું મ્હને સ્મરણ થયું. સમયની દૃષ્ટિએ વિચાર કરતાં મને લાગ્યું કે સં. ૧૦૫૫ માં હરિભદ્રસૂરિનાં ઉપદેશપદોની વ્યાખ્યા રચનાર [1]વર્ધમાનસૂરિની ભક્તિથી સ્તુતિ કરનાર, અને એ વ્યાખ્યાની પ્રથમ

---

૧. વર્ધમાનસૂરિ—કર્મ-ક્ષય માટે, તથા લોકોને બોધ કરવા માટે, વિરહાંક હરિભદ્રસૂરિનાં ઉપદેશ-પદોની સં. ૧૦૫૫ માં વિવૃતિ-ટીકા રચનાર આ વર્ધમાનસૂરિ વિક્રમની ૧૧ મી સદીના મધ્યકાળમાં પ્રભાવક મહાત્મા થઈ ગયા. પ્રસ્તુત જિન-પ્રતિમા કરાવનાર પાર્શ્વિલ્લગણિએ આમ્રદેવમુનિદ્વારા એમની ટીકાની પ્રથમ પ્રતિ લખાવી, તેના અંતમાં તેમની ભક્તિથી સ્તુતિ કરતાં જણાવ્યું છે કે-'તેઓ પ્રશાંત, નિરભિમાની, યશો-વિમુખ-નિઃસ્પૃહ, સરળ, જિન-વચનનાં વિચારમાં નિત્ય આસક્ત રહેનાર-જિનાગમની ભાવનાથી ભાવિત અંતઃકરણવાળા હતા.

ગૂજરાતમાં-અણહિલ્લવાડ પાટણમાં, મહારાજા દુર્લભરાજ(સં. ૧૦૬૫ થી ૭૮)ની રાજ-સભામાં ચૈત્યવાસીઓ સાથેના વાદમાં વિજય મેળવી વસતિ-વાસને પ્રતિષ્ઠિત કરનાર આશાપલ્લી-આસાવળ(અમદાવાદ વસ્યા પહેલાંનું સ્થાન)માં પ્રા. લીલાવતીકથા રચનાર, અને જાવાલિપુર(જાલોરગઢ-મારવાડ)માં સં. ૧૦૮૦માં હરિભદ્રસૂરિનાં અષ્ટકોની વૃત્તિ, પંચલિંગીપ્રકરણ, ષટ્સ્થાનક, પ્રમાલક્ષ્મ(લક્ષણ), કથાકોશ વગેરે અનેક ઉપયોગી રચના કરનાર જિનેશ્વરસૂરિ; તથા સં. ૧૦૮૦માં જાવાલિપુરમાં પંચગ્રંથી(બુદ્ધિસાગર વ્યાકરણ) રચનાર બુદ્ધિસાગરસૂરિ જેવા પ્રભાવક ધુરંધર સમર્થ શિષ્યો-પટ્ટધરોના એ ગુરુ હતા.

સં. ૧૦૯૫ માં ચડ્ડાવલિ(ચંદ્રાવતી)માં પ્રા. સુરસુંદરીકથા રચનાર સાધુ ધનેશ્વર (જિનભદ્રસૂરિ), સં. ૧૧૨૫માં પ્રા. સંવેગરંગશાલા રચનાર જિનચંદ્રસૂરિ, તથા સં. ૧૧૨૦ થી ૧૧૨૮ લગભગમાં પાટણ, ધોળકા, સ્તંભનપુર(ખંભાત) વગેરેમાં વાસ કરી જિનસિદ્ધાંતો(૯ અંગસૂત્રો, ઉપાંગ વગેરે) પર વ્યાખ્યાઓ રચનાર સુપ્રસિદ્ધ અભય-દેવસૂરિ જેવા વિદ્વદ્રત્નો-પ્રશિષ્યો-આજ્ઞાંકિત અનુયાયીઓ એમના પરિવારમાં થઈ ગયા. એ રીતે વિચારતાં મુખ્યતયા ગૂજરાત પર અને મારવાડ વગેરે બીજા દેશો પર પણ તેમના અસાધારણ ઉપકારોનું ચિરસ્મરણીય ઋણ છે-એ આપણે ભૂલવું ન જોઈએ.

પ્રતિને આમ્રદેવમુનિ દ્વારા લખાવનાર તેમના સમકાલીન ગુણાનુરાગી વિદ્વાન્ [2]પાર્શ્વિલગણિ, તે જ શકસંવત્ ૯૧૦=સં. ૧૦૪૫માં ઉપર્યુક્ત પ્રતિમા કરાવનાર પાર્શ્વિલગણિ હોવા જોઇએ; એવો વિચાર કરી મેં ત્યાં જેસલમેરભાંડાગાર-ગ્રંથસૂચી ( અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ. ૩૭ )માં સંસ્કૃતમાં તેવા આશયનું જણાવ્યું હતું.[3]

પ્રસ્તુત જિન-પ્રતિમાએ મ્હારા ચિત્તનું આકર્ષણ ચાલુ રાખ્યું હતું, પરંતુ તેના પુનર્દર્શનનો, અને એ પ્રતિમાના ઐતિહાસિક લેખને પૂર્ણ લખી લેવાનો યોગ, સં. ૧૯૯૮ માં મકર-સંક્રાંતિની રજામાં ફરી કડી જવાનું થતાં આવ્યો. સંઘવી કેશવલાલભાઈ અને સંઘવો ગિરધરભાઈએ દર્શાવેલ સ્નેહ-સદ્ભાવથી આ કાર્ય સિદ્ધ થયું. વિશેષમાં મ્હારી ઇચ્છા આ પ્રતિમાનો આગળ-પાછળનો આદર્શ-ફોટો લેવરાવવાની હતી, પરંતુ ત્યાં તે સમયે તેવી અનુકૂળ સાધન-સામગ્રી ન હોવાથી તે કાર્ય થઇ શક્યું ન હતું. આ પ્રતિમાનો પરિચય-લેખ, તેની પ્રતિકૃતિ(ફોટો) સાથે પ્રસિદ્ધ થાય, એવી મ્હારી ભાવના

---

૨. " सिद्धयै संसारभयात् पार्श्विलगणिवचनतः प्रथममेषा ।
स्नेहादलेखि शीघ्रं मुनिना नत्वाम्रदेवेन ॥
कर्मक्षयाय वृत्तिर्यैरेषा वर्णिता यशोविमुखैः ।
पार्श्विलगणिना तेषां स्तुतिरियमुपवर्णिता भक्त्या ॥
..........................वर्द्धमानयतीन्द्रैः ।
इयमुपदेशपदानां टीका रचिता जनावबोधाय ।
पंचाधिकपंचाशद्-युक्ते संवत्सरसहस्रे ॥

—कृतिरियं जैनागमभावना-भावितांतःकरणानां श्रीवर्द्धमानसूरि-पूज्यपादानामिति ॥ "

—જેસલમેર કિલ્લાના 'બડા જૈનભંડાર'માં રહેલી સં. ૧૨૧૨ માં લખાયેલી તાડપત્ર-પ્રતિનો ઉલ્લેખ [ જે. ભં. ગ્રંથસૂચી પૃ. ૬-૭ ].

૩. " यस्य वचनादस्याः प्रथमा प्रतिराम्रदेवमुनिनाऽलेखि, येन च वृत्तिकारस्य स्तुतिः प्रान्ते वर्णिता, स पार्श्विलगणिर्नागेन्द्रगच्छीयो ज्ञायते; यत्कृतप्रतिमाप्रतिष्ठायाः शक सं. ९१०=वि सं. १०४५ वर्षीयो लेखः कटीग्रामे उपलभ्यते ॥ "

—જેસલમેરભાં. ગ્રંથસૂચી [ અપ્રસિદ્ધગ્રંથ-ગ્રંથકૃત્પરિચય પૃ ૩૭ ].

—પાર્શ્વિલગણિ સંબંધમાં કરાયેલા મ્હારા આ ઉલ્લેખનો આશય બરાબર ન સમજવાથી, તેને વર્ધમાનસૂરિ સંબંધમાં સમજી લઇ એક બે સાક્ષરોએ અન્યત્ર તેવા રૂપમાં દર્શાવેલ છે, તે વાસ્તવિક નથી.

સુપ્રસિદ્ધ ઇતિહાસપ્રેમી સાક્ષર મોહનલાલભાઈ દ. દેશાઈના 'જૈનસાહિત્યનો ઇતિહાસ' [ પૃ. ૨૦૭ ]માં વર્ધમાનસૂરિના પરિચયમાં- તે સૂરિનો શક સં. ૯૧૦ (વિ. સં. ૧૦૪૫)નો પ્રતિમાલેખ કટિગ્રામમાં ઉપલબ્ધ છે.'

તેવી રીતે, શ્રીયુત અગરચંદજી નાહટા, ભંવરલાલજી નાહટાના 'युगप्रधान श्रीजिनचंद्रसूरि' પુસ્તકના પરિશિષ્ટ (છ) પૂર્તિ પૃ. ૩૦૯ માં વર્ધમાનસૂરિ સંબંધમાં और सं. १०४५ का प्रतिमालेख ( कटिग्राममें ) उपलब्ध है ।'-સૂચવેલ ઉલ્લેખ પણ સમજ-ફેરથી થયેલ જણાય છે, ખરી રીતે તે પ્રતિમા-લેખમાં વર્ધમાનસૂરિનું નામ પણ નથી; એ પ્રતિમા-લેખને પાર્શ્વિલગણિ સાથે સંબંધ છે.

હતી. એવા અનુકૂળ યોગની હું પ્રતીક્ષા કરતો હતો, તેવામાં ગૂજરાતના ઉત્સાહી ઇતિહાસ-પ્રેમી અને સુપ્રસિદ્ધ કલાપ્રેમી ચિત્રકાર સાક્ષર શ્રીયુત રવિશંકરભાઈ રાવળ(ઇતિહાસ-સંમેલન પ્રદર્શન-સમિતિના અધ્યક્ષ) વડોદરામાં આવતાં સહજ શુભ યોગ બની ગયો. પરિણામે હવે પ્રતિકૃતિ(ફોટો) સાથે આ પ્રતિમા-પરિચય લેખ અન્યત્ર પ્રકટ થશે, હાલ અહિં ફોટો વિના આપવામાં આવે છે.

કઠીમાં રહેલી શકસંવત્ ૯૧૦ની જિન-પ્રતિમાનો ઐતિહાસિક લેખ—

१ पंक्ति–પ્રમાણે आसीन्नागद्रकुल लक्ष्मणसूरिर्नितांतसांत

२ मतिः ॥ तद्गच्छ गुरुतरुयनाम्नासीत् सीलरुद्रगणि

३ : । सिष्येण मूलवसातो जिनत्रयमकार्य्यत ॥ भृगु

४ कच्छे तदीयन पार्श्विल्लगणिना वरं ॥ सकसं

५ वत् ॥ ९१० ॥

આ લેખ ઉત્કીર્ણ કરનારે તાલવ્ય श વાળા शान्त, शील, शिष्य, शक એ શબ્દોને દંત્ય स વાળા દર્શાવ્યા છે. પડિમાત્રાવાળા આ લેખને થોડા સંસ્કરણ સાથે આધુનિક પદ્ધતિએ આવા સ્વરૂપમાં દર્શાવી શકાય—

आसीन्नागेन्द्रकुले लक्ष्मणसूरिर्नितान्तशान्तमतिः ।

तद्गच्छे गुरुतरुयन् नाम्नाऽऽसीत् शीलरु(भ)द्रगणिः ॥

शिष्येण मूलवसतौ जिनत्रयमकार्यत ।

भृगुकच्छे तदीयेन पार्श्विल्लगणिना वरम् ॥

शकसंवत् ९१०

ભાવાર્થ:—નાગેંદ્રકુળમાં અત્યંત શાંતમતિવાળા લક્ષ્મણસૂરિ થઈ ગયા, તેમના ગચ્છમાં ગુરુ-વૃક્ષનું આચરણ કરતા શીલરુ(ભ)દ્રગણિ નામના [ગુરુ] થયા; તેમના શિષ્ય પાર્શ્વિલ્લગણિએ ભૃગુકચ્છ(ભરૂચ) માં મૂલવસતિ(મુખ્ય-જિનમંદિર) માં શ્રેષ્ઠ ૩ જિનો (ત્રણ જિન-પ્રતિમાઓ) કરાવ્યા. શકસંવત્ ૯૧૦ (અર્થાત્ વિક્રમસંવત્ ૧૦૪૫ માં).

નાગેંદ્રકુલ—આ લેખમાં દર્શાવેલ નાગેંદ્રકુળને ગૂજરાત સાથે ગાઢ સંબંધ રહેલો છે. વિક્રમની બીજી સદીમાં વિદ્યમાન પ્રભાવક આર્ય વજ્ર સ્વામીનું નામ જૈનસમાજમાં બહુ જાણીતું છે. તેમના પટ્ટધર વજ્રસેન મુનીશ્વરે બારવર્ષી દુષ્કાળ પછી સુકાળ થવાના આગલા દિવસે જેમને ત્યાંથી લક્ષ-પાક ભિક્ષા મેળવી હતી, તે સૂર્પારકપત્તન (બંદર નાલા-સોપારા, મુંબઈ પાસે)ના શ્રીમાન્ સદ્ગૃહસ્થ જિનદત્ત અને ઈશ્વરીના ૪ સુપુત્રો ૧ નાગેંદ્ર, ૨ ચંદ્ર, ૩ નિર્વૃતિ અને ૪ વિદ્યાધર નામના થઈ ગયા. તેઓએ પ્રવ્રજ્યા સ્વીકારતાં તે મહાપુરુષોના નામથી જૈનમુનિઓનાં ૪ કુળો પ્રખ્યાત થયાં હતાં. તેમાંના મુખ્ય નાગેંદ્રથી પ્રસિદ્ધ થયેલ નાગેંદ્રકુળનું અહિં સૂચન જણાય છે.

મહાકવિ જંબૂમુનિએ રચેલા જિનશતક(નિ. સા. કાવ્યમાલા ૭ મા ગુચ્છકમાં પૃ. ૫૨-૭૧) પર વિ. સં. ૧૦૨૫ માં વિવરણ રચનાર સાંબમુનિએ પણ પોતાને નાગેંદ્ર-કુલમાં થયેલ તરીકે જણાવેલ છે. તથા વિ. સં. ૧૨૮૭, ૮૮ માં આબૂ, ગિરનાર

વગેરેમાં ધર્મસ્થાનોની પ્રતિષ્ઠા કરનાર, ગૂર્જરેશ્વર–મંત્રીશ્વર વસ્તુપાલ–તેજપાલના ધર્માચાર્ય વિજયસેનસૂરિ, વિ. સં. ૧૨૯૦ માં ધર્માભ્યુદયમહાકાવ્ય(સંઘપતિ–ચરિત) રચનાર ઉદયપ્રભસૂરિ, સં. ૧૩૪૯ માં સ્યાદ્વાદમંજરી રચનાર મલ્લિષેણસૂરિ, તથા સં. ૧૨૯૯ માં વાસુપૂજ્ય–ચરિત રચનાર વર્ધમાનસૂરિ વગેરે અનેક પ્રભાવક વિદ્વાન જૈનાચાર્યોએ પોતાને નાગેંદ્રકુલ(ગચ્છ–ગણ) ના જણાવ્યા છે.

લક્ષ્મણસૂરિ અને તેમના ગચ્છમાં થયેલા શીલરુ(ભ)દ્રગણિ સંબંધમાં અદ્યાવધિ વિશેષ જાણવામાં આવ્યું નથી ભૃગુકચ્છ એ પ્રસિદ્ધ ભરૂચ જણાય છે, ત્યાં મૂલવસતિ એટલે મુખ્ય જિનમંદિર હોવું જોઈએ, અથવા મૂલ નામના કોઈ શ્રીમાન્ જૈન સદ્‌ગૃહસ્થના નામથી પ્રખ્યાત વસતિ(જિનમંદિર) હોવું જોઈએ. જેના અનુકરણરૂપે વિમલ–વસતિ, લૂણિગ–વસતિ જેવી બીજી અનેક વસતિયો–જિનમંદિરો પ્રખ્યાતિમાં આવેલ છે.

પાર્શ્વિલગણિ—તે નાગેંદ્રકુલના લક્ષ્મણસૂરિના ગચ્છના શીલરુ(ભ)દ્રગણિના શિષ્ય હતા; તેમ છતાં એ સંબંધમાં ઉપર જણાવ્યું છે, તે પ્રમાણે, સં. ૧૦૫૫ માં હરિભદ્ર-સૂરિના પ્રા. ઉપદેશપદોની વ્યાખ્યા રચનાર વર્ધમાનસૂરિના પણ ગુણાનુરાગી ભક્ત હતા, તે સ્પષ્ટ છે. તેમના સંબંધમાં વિશેષ જાણવામાં આવ્યું નથી.

શકસંવત્—આ પ્રતિમા–લેખમાં માત્ર શકસંવત્ ૯૧૦ નો નિર્દેશ છે; માસ, તિથિ, વાર આદિ દર્શાવેલ નથી. પ્રાચીન અનેક શિલાલેખો, તામ્રપટ્ટો( દાનપત્રો ) વગેરેમાં શકાબ્દ–શકસંવત્‌ના નિર્દેશો મળી આવે છે, અન્યત્ર તે પ્રકટ થઈ ગયા છે. રાષ્ટ્રકૂટવંશી લાટેશ્વર સુવર્ણવર્ષી કર્કરાજના વડપદ્રક–દાનપત્રમાં પણ શકનૃપ સં. ૭૩૪નો નિર્દેશ જાણીતો છે. તેવી રીતે પ્રાચીન જૈનગ્રંથોની રચનામાં શકસંવત્‌ના ઉલ્લેખો મળે છે—

૧. નંદીસૂત્રની ચૂર્ણિ(વ્યાખ્યા)ના અંતમાં, તેની સમાપ્તિ શકરાજનાં ૫૯૮ વર્ષો વીતતાં( વિક્રમસંવત્ ૭૩૩ માં ) જણાવી છે. [ જૂઓ અપભ્રંશ–કાવ્યત્રયી ભૂમિકા પૃ. ૮૭ ]

૨. પ્રાકૃત કુવલયમાલાકથાની રચના, શકકાલ ૭૦૦ વીતવામાં એક દિન ન્યૂન રહેતાં (વિક્રમસંવત્ ૮૩૫માં) દર્શાવી છે. [ જૂઓ અપભ્રંશકાવ્યત્રયી ભૂમિકા પૃ. ૮૯ ]

૩. શીલાચાર્યે, ગંભૂતા( વડોદરારાજ્ય–ચાણસ્મા તાલુકામાં રહેલ ગાંભૂ–પાટણથી ૧૨ કોશ–૨૪ માઈલ )માં રચેલી આચારાંગસૂત્રની વૃત્તિના અંતમાં, તેની રચના શકનૃપ-કાલાતીત સં. ૭૮૪ (? વિક્રમસંવત્ ૯૧૯ )માં જણાવી છે. [ જૂઓ પીટર્સન રિપોર્ટ ૩, પૃ. ૯૦-ત્યાં પ્રો. સાહેબે ગંભૂતાને ખંભાત તરીકે ભૂલથી ઓળખાવતાં અનેક લેખક-સાક્ષરોએ તેનું અનુકરણ કર્યું હતું, હવે તે ભૂલ સુધરતી જણાય છે. ]

૪. સિદ્ધાંતિક યક્ષદેવના શિષ્ય પાર્શ્વે એ જ ગંભૂતા( ગાંભૂ )માં રચેલી યતિ–શ્રાવકપ્રતિક્રમણસૂત્રની વ્યાખ્યા, શકનૃપતિનાં ૮૨૧ અબ્દો જતાં ( વિક્રમસંવત્ ૯૫૬માં ) સૂચવી છે. [ જૂઓ પાટણ જૈનભંડાર–ગ્રંથસૂચી ભા. ૧, પૃ. ૧૮ ગાયકવાડ–પ્રાચ્ય ગ્રંથમાળા નં. ૭૬. ]

ઉપસંહાર—આવી રીતે ગૂજરાતના પ્રાચીન ઇતિહાસ પર પ્રકાશ આપતી આ જૈન પ્રતિમા, કડી વડોદરા રાજ્યના અને સમસ્ત ગૂજરાતના જન–સમાજને વિશિષ્ટ પ્રેરણા, અને અભ્યુદય–લક્ષ્મી આપતી ચિરકાળ જયવંતી રહો—એમ આપણે સૌ પ્રાર્થીએ.

સં. ૨૦૦૧ પોષ શુ. ૨

# સંગીત અને જૈન સાહિત્ય

( લેખક—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ. )

સંગીત એ અતિપ્રાચીન કાળની એક વિદ્યા છે—કળા છે અને એ આપણા તેમજ અન્ય દેશોમાં વિકસિત થયેલી છે. એનો સાંસારિક તેમજ ધાર્મિક કાર્યો માટે ઉપયોગ થયો છે અને થાય છે. જૈન તેમજ અજૈન જગતે એનો આવભીનો સત્કાર કર્યો છે અને એને અંગે વિવિધ કૃતિઓનું સર્જન કર્યું છે. સંગીત પરત્વે જૈનોનો શો ફાળો છે એવો પ્રશ્ન એક વ્યક્તિએ મને પૂછ્યો અને એનો ઉત્તર વિચારવાનું મને મન થયું. અત્યારે તો એ માટે હું સમગ્ર જૈન સાહિત્યમાં ઊંડા ઊતરીને ઉત્તર આપી શકું તેમ નથી એટલે જે કોઈ બાબતો મને સ્ફુરે છે તે હું અહીં રજૂ કરું છું.

જૈન સાહિત્યનો અભ્યાસ કરવામાં મેં લગભગ મારું અડધું જીવન વ્યતીત કર્યું છે. એ ઉપરથી મારું એવું દૃઢ માનવું થયું છે કે જૈનોએ—ખાસ કરીને જૈન મુનિવરોએ એવો એકે વિષય રહેવા દીધો નથી કે જેને વિષે તેમણે કશું જ લખ્યું ન હોય. સંગીત પરત્વે જૈન કૃતિ કઈ કઈ છે એ જાણવા માટે કેટલાંક સૂચિપત્રો જોવાં જોઈએ. ભાંડારકર પ્રાચ્ય-વિદ્યાસંશોધન મંદિર તરફથી જે વિવિધ વર્ણનાત્મક સૂચિપત્ર પ્રસિદ્ધ થયું છે તેમાંના બારમા વિભાગમાં અલંકાર, સંગીત અને નાટ્યની હાથપોથીઓ વિષે ઉલ્લેખ છે. સંગીતના જે વીસેક ગ્રંથો એમાં નોંધાયા છે તેમાં એકે જૈન કૃતિ નથી, જોકે અલંકાર અને નાટ્ય પરત્વે તો થોડીઘણી પણ જૈન કૃતિઓ છે. જૈન ગ્રન્થાવલીમાં સંગીતદીપક અને સંગીતરત્નાવલીનો ઉલ્લેખ છે. એ જૈન કૃતિઓ હોય તોપણ એના કર્તાના નામનો ત્યાં નિર્દેશ નથી.

મૂલજી જયેષ્ઠારામ વ્યાસે સંગીતચિન્તામણિ[1] રચેલ છે, અને એ જામનગરથી ઈ. સ. ૧૮૯૭માં પ્રસિદ્ધ થયેલ છે. એમાં સંગીતને લગતી અનેક કૃતિઓનો અને તેના કર્તાના નામનો ઉલ્લેખ છે. એમાં સંગીતઉપનિષદ્ નામની એક કૃતિ નોંધાયેલી છે અને એના કર્તા તરીકે સુધાકલશનું નામ છે. 'મલધારી' રાજશેખરસૂરિના શિષ્ય સુધાકલશે વિ. સં. ૧૩૮૦માં સંગીતોપનિષદ્ નામની જે કૃતિ રચી છે તે જ આ છે. એમણે આ કૃતિના સાર રૂપે સંગીતોપનિષત્સાર ૭ અધ્યાયમાં વિ. સં. ૧૪૦૬માં રચ્યો છે. એકાક્ષર નામમાલા રચનારા સુધાકલશ તે આ જ એમ "જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ" (પૃ. ૪૩૨) કહે છે.

મંડપદુર્ગ (માંડુ)ના મંત્રી અને ઝંઝણ સંઘવીના બીજા પુત્ર બાહડના નાના પુત્ર મંડન કે જેઓ ચૌદમી સદીના અંતમાં અને પંદરમી સદીના પ્રારંભમાં થયા છે તેમણે સારસ્વત-મંડન, કાવ્ય-મંડન, ચંપૂ-મંડન,[2] કાદમ્બરી-મંડન, ચન્દ્રવિજય, અલંકાર-મંડન, શૃંગાર-મંડન, સંગીત-મંડન અને ઉપસર્ગ-મંડન એમ જે [3]નવ ગ્રંથો રચ્યા છે તે મળે છે. આ બધાને મંડને પોતે જ લખાવ્યા હોય એમ કાયસ્થ વિનાયકદાસના હાથે વિ. સં. ૧૫૦૪માં તાડપત્ર પર લખાયેલી પાટણના વાડીનાથ પાર્શ્વનાથ મંદિરના ભંડારની

---

1 એની પ્રસ્તાવનામાં નાદનું માહાત્મ્ય વર્ણવાયું છે અને પ્રારંભમાં "Music" એ શીર્ષકપૂર્વક Ida Goldstein નાં અવતરણ અપાયેલાં છે.

2 આમાં સાત પટલમાં ગદ્યમાં તેમજ પદ્યમાં નેમિનાથનું ચરિત્ર અપાયેલું છે.

3 કવિકલ્પદ્રુમ પણ મંડનની કૃતિ છે, પણ તે ઉપલબ્ધ નથી.

પ્રતિ જોતાં જણાય છે. ઉપર્યુક્ત નવ ગ્રંથો પૈકી પહેલા અને છેલ્લા બે સિવાયના ગ્રંથો હેમચન્દ્ર ગ્રન્થમાલામાં પ્રસિદ્ધ થયેલા છે. એ જોતાં સંગીત-મંડન હજી અપ્રસિદ્ધ છે.

જૈન આગમો એ લોકોત્તર દૃષ્ટિએ ઉપયોગી છે જ, પણ સાથે સાથે એ લૌકિક દૃષ્ટિએ પણ ઓછા મહત્ત્વના નથી. એની સાબિતી તરીકે A History of the Canonical Literature of the Jainasમાં મેં કેટલીક વસ્તુઓનો નિર્દેશ કર્યો છે તે જોવા ભલામણ છે. સર્વ આગમોમાં દિટ્ઠિવાય નામનું બારમું અંગ અગ્ર સ્થાન ભોગવે છે. એના પાંચ વિભાગો પૈકી 'પુવ્વગય' નામના એક વિભાગના ચૌદ પેટાવિભાગો છે જે પુવ્વ (સં. પૂર્વ) તરીકે પ્રસિદ્ધ છે. કિરિયાવિસાલ (સં. ક્રિયાવિશાલ) નામના તેરમા પુવ્વમાં લેખ વગેરે ૭૨ કળા, સ્ત્રીઓની ૬૪ કળા, શિલ્પ, કાવ્યના ગુણદોષ, છંદ વગેરેનું વર્ણન હતું એમ તત્ત્વાર્થરાજવાર્તિક (પૃ. ૫૩)માં સૂચવાયું છે. એ ઉપરથી સંગીત વિષે પણ આ પુવ્વમાં વિચાર થયો હશે એમ જણાય છે. એ ગમે તેમ હો, પણ આજે ઉપલબ્ધ થતા ઠાણ નામના આગમમાં—ત્રીજા અંગમાં સાતમા ઠાણ (સ્થાનક)માં સાત સ્વરોનો સ્પષ્ટ ઉલ્લેખ પાઇય (સં. પ્રાકૃત) ભાષામાં છે. આ તેમજ એનાં સ્થાનો, જે પશુપંખીઓ આ સ્વરોનો ઉચ્ચાર કરે છે તેનો નિર્દેશ, આ સ્વરોને ઉત્પન્ન કરનારાં વાદ્યો, અમુક અમુક સ્વરો ગાવાથી થતા લાભ, ત્રણ ગ્રામ, એકવીસ મૂર્ચ્છના, અને ગાવાની કળા એ બાબતો અણુઓગદ્દારના ૧૨૭મા સૂત્રમાં પાઇયમાં દર્શાવાઈ છે. બીજા પાઇય આગમો પૈકી રાયપસેણઇય (રાયપસેણિય)ની ૬૩મી કંડિકામાં કહ્યું છે કે તેમનું સંગીત ઉરથી શરૂ થતાં ઉઠાવમાં મંદ—ધીરું મસ્તકમાં આવતાં તારસ્વરવાળું અને કંઠમાં આવતાં વિશેષ તારસ્વરવાળું એમ ત્રિવિધ હતું...જે રાગનું ગાણું હતું તેને અનુકૂળ સંગીત હતું... ગાનારનાં ત્રણે સ્થાનો અને એનાં કારણો શુદ્ધ હતાં...તાલ, લય વગેરે ઉત્તમ હતા, એની ૮૬મી કંડિકામાં ઉત્ક્ષિપ્ત, પાદાન્ત, મંદ અને રોચિત એમ ચાર પ્રકારના સંગીતનો ઉલ્લેખ છે. આ સંબંધમાં વિશેષ કંઈ કહું તે પૂર્વે એ ઉમેરીશ કે વિયાહપણ્ણત્તિ (૫, ૪, ૧), રાયપસેણિય (સુત્ત ૨૩), પણ્હાવાગરણ (૧, ૫, ૨૯; પત્ર ૧૪૯) અને મલયગિરિસૂરિકૃત નંદીટીકા (પત્ર ૨)માં કેટલાંક વાદ્યોનાં નામ છે.

વિયાહપણ્ણત્તિ (સ. ૧૫; સુ. ૫૩૯)ની ટીકામાં અભયદેવસૂરિએ 'ગીતમાર્ગ' એવો ઉલ્લેખ કર્યો છે. નાયાધમ્મકહા (૧, ૧)માં સંગીતકળાનો નિર્દેશ છે. ઉત્તરજ્ઝયણ ઉપર નેમિચંદ્રસૂરિએ જે વૃત્તિ રચી છે તેમાં 'બંભદત્તચરિય' છે એમાં ચિત્ત અને સંભૂય નામના બે ચાંડાલપુત્રોએ પોતાનાં રૂપ, યૌવન, લાવણ્ય, નાટ્ય, ગીત વગેરેથી વારાણસી નગરીના લોકને મોહિત કર્યાની વાત છે. તેઓ ગાતા હતા તે વેળા તેમની પાસે તિસરય, વેણુ અને વીણા હતાં. 'કૌમુદી' મહોત્સવ ઉપર તેમણે મોઢું ઢાંકીને પણ ખુલ્લા દિલથી ગાયું હતું. અને એથી ત્યાં માનવોની મેદની જામી હતી. આમ જ્યારે ચાંડાલો ગીતમાં પ્રવીણતા ધરાવતા હતા એવો એક યુગ ભારતવર્ષમાં જોવાય છે તો પછી સંગીતની રેલમછેલ વર્તાવનારા અન્ય કોમોના—જાતિના તો કેટલા યે અગ્રજો હશે અને આવા વાતાવરણમાં જૈન મુનિવરોએ સંગીતશાસ્ત્ર સંબંધી કેટલાયે ગ્રંથો રચ્યા હશે.

કલિકાલસર્વજ્ઞ હેમચન્દ્રસૂરિએ અભિધાનચિન્તામણિના દેવકાંડ (શ્લોક ૧૯૪)માં

ગીત, યાન, ગેય, ગીતિ અને ગાન્ધર્વનો ઉલ્લેખ કર્યો છે અને એની સ્વોપજ્ઞ વિવૃત્તિમાં એ વિષે સ્પષ્ટીકરણ કર્યું છે.

ઉપાધ્યાય વિનયવિજયગણિએ વિ. સં. ૧૭૩૮માં રાંદેરમાં ચોમાસું રહી શ્રીપાલ-રાજાનો રાસ રચવા માંડ્યો અને એ ન્યાયાચાર્ય યશોવિજયગણિએ પૂર્ણ કર્યો. એના ત્રીજા ખંડની ચોથી ઢાલ પછીનો આઠમો દોહરો અહીં હું નોંધુ છું, કેમકે એમાં રાગ વગેરેનો ઉલ્લેખ છે:—

" રાગ રાગિણી રૂપ સ્વર તાલ તંતવિતાન,
વીણા તસ બહા સુણે થિર કરી આડે કાન. "—૮

ભીમજી હીરસિંહ માણેકે ઈ. સ. ૧૮૯૩ માં આ રાસ અર્થસહિત છપાવ્યો છે. એ આવૃત્તિ મારી પાસે છે. એમાં ઉપર્યુક્ત દોહરાનો વિસ્તારથી અર્થ આપ્યો છે. રાગના ૭ પ્રકાર અને એને લગતું સંસ્કૃત પદ્ય, એકેક રાગની ૭ ૭ રાગિણી અને એ સંબંધી ૭ સંસ્કૃત પદ્યો, એકેક રાગના આઠ આઠ પુત્રો એટલે કુલ્લે ૪૮, એમાં ૭ મૂળ રાગ અને ૩૬ રાગિણી ઉમેરતાં ૯૦ ભેદ થાય એ બાબત રજૂ કરાઈ છે. વળી એકેકા રાગની અને રાગિણીની ચાલ વિષે ઉલ્લેખ છે. વિશેષમાં અહીં એમ કહેવાયું છે કે "ચક્રવર્તી પોતે મૂલગા ૭ રાગને પ્રરૂપે, અને તેની સ્ત્રી ૬૪૦૦૦ છે, તે પ્રત્યેક એકેકી સ્ત્રી, વળી નવ નવી દેશીયે કરી ભરતારની સ્તવના કરે, તે વારે ચોશઠ હજાર દેશીયો સર્વ જૂદી જૂદી રીતે ગવાતાં સર્વ મલી ૬૪૦૦૦ ભેદો થાય તેમજ વ(?વા)સુદેવની બત્રીશ હજાર સ્ત્રીયો છે, તિહાં બત્રીશ હજાર દેશીયો ગવાય તે હાલ પણ બત્રીશ હજાર દેશીયો ચાલુ છે. કેમકે છેલ્લા નવમા કૃષ્ણ વાસુદેવ થઈ ગયા તે વખત બત્રીશ હજાર દેશીયો ગવાતી હતી, તે પછી કોઈ ચક્રવર્તી થયો નથી, માટે બત્રીશ હજાર જ ચાલુ રહેલી છે, એ રીતે રાગના અનેક ભેદ છે."

આ પછી સાત સ્વરનાં નામ અને એ સંબંધી સંસ્કૃત પદ્ય, તાલના સાત પ્રકારોનાં નામ અને તંતવિતાનની સમજણ અપાયેલ છે.

પાંચમી ઢાલની બીજી કડી પ્રસ્તુત વિષય સાથે સંબંધ ધરાવે છે. એનો ઉપયુક્ત ભાગ નીચે મુજબ છે:—

" ત્રણ ગ્રામ સુર સાત કે એકવીસ મૂર્છના હો લાલ કે૦
તાન ઓગણ પચ્ચાસ ઘણી વિધ ધોલના હો લાલ. "

આનો અર્થ સમજાવતાં આદિ, મધ્ય અને અંત એમ ત્રણ ગ્રામ, સ્વરોનાં ખરજ વગેરે સાત નામ, અને વીણાની અંદર જે એકવીસ ઝીણા પિત્તળના તાર થાય છે તે મૂર્છના એમ સ્પષ્ટીકરણ અપાયું છે.

નયવિમલસૂરિ ઉર્ફે જ્ઞાનવિમલસૂરિએ સંસ્કૃતમાં શ્રીપાલચરિત્ર વિ. સં. ૧૭૪૫માં રચ્યું છે એના ૨૪મા પત્રમાં નાદ એ સંસારમાં સારભૂત છે એમ કહી એની પ્રશંસારૂપે પાંચ સંસ્કૃત પદ્યો અવતરણ તરીકે એમણે આપ્યાં છે. વિશેષમાં આ પત્રમાં સાત સ્વર, ત્રણ ગ્રામ, એકવીસ મૂર્છના અને ૪૯ સ્થાન એવો નિર્દેશ છે.

શ્રીપાલચરિત્રમાં વીણાવાદનનો જે પ્રસંગ છે તે સિરિસિરિવાલકહામાં છે. પણ એમાં સંગીત સંબંધી કંઈ ખાસ જાણવા જેવું નવું નથી.

આવસ્સયચુણ્ણિમાં ગીતના ચાર પ્રકાર દર્શાવાયા છે. પ્રસ્તુત પંક્તિ નીચે મુજબ છે:—

"ख़िप्तं पयत्तं मंदं रोइयावसाणं"

આવી પંક્તિ રાયપસેણુઇયમાં પણ છે, પણ ત્યાં पयत्तं ને બદલે पायंतं છે.

અમુક અમુક કાર્ય કરીને-સ્વપ્નફળ વગેરે કહીને જૈન શ્રમણે ભિક્ષા ન મેળવવી એવી બાબત ઉત્તરજ્ઝયણ વગેરેમાં આવે છે ત્યાં सर શબ્દ જોવાય છે. એને સંગીત સાથે સંબંધ હોય એમ જણાય છે. જો એમ હોય તો કેટલાક જૈન સાધુઓ સંગીતજ્ઞ થયા હશે એમ ભાસે છે. ઓવવાઇય (સૂ. ૭૫)માં શ્રમણોના વિવિધ પ્રકારો સૂચવાયા છે. તેમાં એક પ્રકાર તે गीयरइप्पिय છે એટલે આ જાતના શ્રમણોને ગીત પ્રિય છે એ વાત ફલિત થાય છે.

જૈનોમાં વિવિધ પ્રકારની પૂજા પ્રચલિત છે. તે પૈકી સત્તરભેદી અને એકવીસ-પ્રકારી પૂજામાં 'ગીત'ને સ્થાન છે. સકલચન્દ્ર ઉપાધ્યાયે સત્તરભેદી પૂજા રચી છે અને એમાંની ૧૫મી, ૧૬મી અને ૧૭મી પૂજા, ગીત, નૃત્ય અને વાદ્ય સંબંધી છે. આમ એમણે સંગીતનાં આ ત્રણે અંગોને[1] સ્થાન આપ્યું છે. આ સકલચન્દ્રે વાસુપૂજ્યસ્તવન રચ્યું છે અને તેમાં અસાઉરી, કલ્યાણ, કાન્હડો, કેદારો, દેશાખ, ધન્યાશ્રી, પરજીઓ, મલ્હાર, મારૂણી, માલવી ગોડી, વૈરાડી, સામેરી અને સિંધુઓ જોવાય છે. વળી એમણે અનેક 'દેશીઓ' પણ મૂકી છે. પ્રેમાનંદના પૂર્વગામી અનેક જૈન કવિઓએ દેશીઓનો ખૂબ છૂટથી ઉપયોગ કર્યો છે. દેશી ઉપરાંત ઢાળ, ચાલિ, લહણુ, ભાસ એ નામો પણ જૈન કવિઓએ વાપર્યાં છે. સમયસુંદરે અનેક ગીતો રચ્યાં છે અને એથી તો 'સમય-સુંદરનાં ગીતડાં, ભીંતનાં ચીતડાં' એવી કહેવત પડી છે.[2]

સોળમી સદીમાં સહજસુંદરે વિ. સં. ૧૫૭૨માં સ્થૂલભદ્રના ચરિત્રરૂપે જુદા જુદા રાગમાં અને છંદમાં ગુણરત્નાકરછંદ નામની કૃતિ રચી છે એવી રીતે દિગંબર હેમચન્દ્રે નેમિનાથને ઉદ્દેશીને આ જ નામની કૃતિ રચી છે.

જ્ઞાનવિમલસૂરિએ મહાવીરસ્વામીના ચૈત્યવંદનમાં ચંદનપૂજા ઇત્યાદિનું ફળ બતાવતાં ગીતગાનનું ફળ સૌથી વધારે બતાવ્યું છે. એને નિમ્નલિખિત પદ્ય સમર્પિત કરે છે:—

"सयं पमज्जणे पुण्णं सहस्सं च विलेवणे ।
सयसाहस्सिया माला अणंतं गीयवाइए ॥"

હવે સંગીતના નર્તનરૂપ એક અંગ વિષે વિચાર કરવો બાકી રહે છે, પણ આ લઘુ લેખમાં તેમ બની શકે તેમ નથી. એથી અહીં તો ફક્ત એટલું જ કહીશ કે "મંદોદરી રાણી નાટક રાવણ તંત બજાવે જી" દ્વારા સુપ્રસિદ્ધ રાવણે આવી પૂજા દ્વારા તીર્થંકર નામકર્મ બાંધ્યું છે. તો સંગીતની ઉપાસના કરી તેનો સદુપયોગ કરવા સૌ કોઈ સમર્થ બનો એમ ઇચ્છતો હું વિરમું છું.

સુરત તા. ૧૭–૪–૪૫

---

૧ સરખાવો—"गीतं वाद्यं नर्तनं च त्रयं सङ्गीतमुच्यते"

૨ આના વિસ્તૃત ઊહાપોહ માટે જુઓ "કવિવર સમયસુંદર" નામનો શ્રી. મોહનલાલ દ. દેસાઈનો નિબંધ.

# કેટલાંક પ્રાચીન ઐતિહાસિક સ્થાનો

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

(ક્રમાંક ૧૧૪ થી ચાલુ)

ક્રમાંક ૧૧૪ માં છપાયેલ આ લેખમાં પંચાસર, મુંજપર અને ચંદુર સંબંધી હકીકત છપાઈ છે. આ લેખનો આગળનો ભાગ આપું તે પહેલાં એ ત્રણે ગામ સંબંધી વિશેષ જ્ઞાતવ્ય હકીકતની નોંધ અહીં આપું છું.

પંચાસર—શ્રી વિજયસેનસૂરિજીના ઉપદેશથી પંચાસરના મંદિરનો જીર્ણોદ્ધાર થયાનો ઉલ્લેખ મળે છે. विमलाचेल–तारङ्ग–नारंगपुर–शङ्खेश्वर–पंचासर–राणपुरा–रावण–पिपानगरादिषु जीर्णोद्धारान् पुण्योपदेशद्वारा कारापयन्तो. (પટ્ટાવલીસમુચ્ચય પૃ. ૮૧ અને ૮૨). ઉપર્યુક્ત સ્થાનોમાં શ્રી વિજયસેનસૂરીશ્વરજીએ ઉપદેશદ્વારા જીર્ણોદ્ધાર કરાવ્યા છે.

આજે પણ પંચાસરની બહાર જીર્ણ જૈનમંદિર છે. તેથી આ જ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હશે એમ કલ્પી શકાય ખરું. પરંતુ મુસલમાની જમાનામાં આ મંદિર ઉપર વિનાશ વર્ષ્યો હોય અને ત્યાર પછી છેલ્લે છેલ્લે ગામનું વિદ્યમાન મંદિર બન્યું હશે. બીજું આ પંચાસરમાં વિ. સં. ૧૫૪૮ માં શ્રીહેમવિમલસૂરિજીની આચાર્ય પદવી, શ્રી સુમતિસાધુ-સૂરિજીના હાથે થઈ હતી એવો ઉલ્લેખ મળે છે.

પંચાસરા પાર્શ્વનાથજીનું મંદિર પંચાસરમાં હતું. પરંતુ વનરાજે પાટણ વસાવ્યા પછી આ શ્રીપાર્શ્વનાથજીની મૂર્તિ પાટણ લઈ જવામાં આવી. પાટણમાંનું પંચાસરનું મંદિર એ જ વસ્તુ સૂચવે છે. પાટણ વસાવ્યા પછી અને તેને ગુજરાતની રાજધાનીનું ગૌરવ પ્રાપ્ત થયા પછી પંચાસરની આબાદી ઘટવા માંડી તે સ્વાભાવિક છે.

વિ. સં. ૧૮૯૧ માં જેસલમેરથી બાફણાગોત્રના ગુમાનચંદના બહાદરમલ્લ વગેરે પાંચ પુત્રોએ શત્રુંજયગિરિરાજનો મોટો સંઘ કાઢ્યો હતો તેમાં તેઓએ બીજાં બીજાં તીર્થોની સાથે વચમાં આવતા પંચાસરની યાત્રા કર્યાનો પણ ઉલ્લેખ મળે છે.

(જૈનસા. સં. ૪. પૃ. ૬૭૩, શંખેશ્વરમહાતીર્થ અને પટ્ટાવલી સમુચ્ચય.)

મુંજપુર—આ ગામ પ્રાચીન છે અને ૧૩૦૧ માં મુંજ રાજાએ વસાવ્યું છે. (સુપ્રસિદ્ધ ભોજરાજના પૂર્વાધિકારી–કાકા મુંજરાજ નહિ) અહીં ૧૬૬૬ માં શ્રી ભોડીઆ પાર્શ્વનાથજી મૂલનાયક હતા. આ મુંજપુર ઔરંગજેબના સમયમાં અમદાવાદના સૂબાના હાથે લૂટયું. અત્યારે અહીં ૨૨ ઘર જૈનોનાં છે, બે જિનમંદિરો છે તેમાં એક તો ત્રણ માળનું ભવ્ય મંદિર છે, સુંદર ધર્મશાળા પણ છે.

ચંદુર—આ ગામનું અસલ નામ ચંદ્રોન્માનપુર હતું. સુપ્રસિદ્ધ પરમાર્હતોપાસક મંત્રીશ્વર તેજપાલ શ્રી શંખેશ્વરજીની યાત્રાએ જતાં, વિ. સં. ૧૩૦૮ માં, અહીં સ્વર્ગવાસી થયા હતા. આ ગામ અત્યારે શ્રીશંખેશ્વરજીથી ૬ માઈલ દૂર છે, અને મોટી ચંદુર તરીકે ઓળખાય છે. બસો વર્ષ પહેલાંનું સુંદર શિખરબદ્ધ મંદિર છે. શ્રાવકનું ઘર નથી. અહીંથી સીધા સમી જવાય છે. અમે મુંજપુર થઈને સમી ગયા હતા.

હવે પછી આ લેખનો આગળનો ભાગ શરૂ થાય છે.

પથ્થર બીજા ઉપર "आदिदेवमवदेचि" આટલા શબ્દો બહુ જ મુશ્કેલીથી વંચાય.

ત્રીજા પથ્થર ઉપર સમાધિની નિશાની છે.

ચોથા પથ્થરમાં પાદુકાઓ છે. આ પાદુકાઓમાં પાની નીચે છે અને આંગળીઓ ઉપર છે. લેખ છે પરન્તુ બહુ જ જીર્ણ હોવાથી વંચાતો નથી, પરન્તુ બારમી સદીનો લેખ છે એમાં સંદેહ નથી. સં. xxx xxx सूरीणां पादुका આટલું જ વંચાયું છે.

પાંચમા નંબરના પથ્થરમાં પણ જૈનાચાર્યની મૂર્તિ છે. લેખ છે તે બહુ જ જીર્ણ-શીર્ણ થઈ ગયેલો છે. ઘણી મહેનત કરવા છતાંયે કાગળમાં માત્ર લીટા જ દેખાયા.

છઠ્ઠા પથ્થરમાં સમાધિની નિશાની છે.

આ ટેકરા ઉપરથી આખું ગામ દેખાય છે. આ સ્મશાનભૂમિ હશે. આ સ્થાન ખાસ કરીને જૈન સાધુઓના દેહને અગ્નિ સંસ્કાર કરવાનું સ્થાન હશે એમ લાગ્યું.

પ્રથમ નંબરમાં જૈનાચાર્યની મૂર્તિનો લેખ વાંચતાં શ્રી સિંહદત્તસૂરિજીનું જે નામ આવ્યું છે તે મહાપ્રતાપી, પ્રભાવશાલી આચાર્યવર્ય હશે એમ લાગે છે. તેઓના જીવન-પરિચય અને શાસનસેવા, જૈન સાહિત્યની સેવા વગેરે માટે હું શોધ કરી રહ્યો છું. કોઈ પણ વિદ્વાનને આ સંબંધી કંઈ માહીતી મલે તો જરૂર પ્રકાશમાં મૂકે એમ ઇચ્છું છું.

હારીજ સંબંધી વિશેષ તપાસ કરતાં જણાયું છે કે આ પ્રાંતમાં હારીજ એક મુખ્ય શહેર હશે, અને અહીં વિચરતા સાધુ મહાત્માઓ પ્રાયઃ હારીજ ગચ્છના ગૌરવવન્તા નામાભિધાનથી પ્રસિદ્ધિ પામ્યા હોય એમ[1] લાગે છે.

ઉપર્યુક્ત ટીંબા-કેવલાથલીથી એકાદ માઇલ દૂર જંગલમાં એક મંદિર છે, પરન્તુ અમે તે જોઈ શક્યા નથી. હારીજથી અમે કંબોઈ ગયા.

કંબોઈ—હારીજથી કંબોઈ ૫ થી ૬ માઇલ દૂર છે. અહીં [2]શ્રી મનમોહનપાર્શ્વ-નાથજીનું સુંદર પ્રાચીન તીર્થ છે. અહીં ૮–૧૦ શ્રાવકોનાં ઘર છે, ધર્મશાળા છે અને ઉપાશ્રય છે. ચાણસ્મા અને હારીજ વચ્ચે કંબોઈ સ્ટેશન છે. સ્ટેશનથી ૦ાા માઈલ દૂર જૈન મંદિર, ધર્મશાળા વગેરે છે. મેં શરૂઆતમાં જણાવ્યું છે તેમ શ્રીયુત લાલભાઈ લહાની આગ્રહભરી વિનંતિથી અમે અહીં આવ્યા અને યાત્રાનો લાભ મળ્યો. અમદાવાદથી કેટલાક ભાઈઓ આવવાના હતા પરંતુ ન આવી શક્યા. અમે ત્રણ દિવસ રહી ખૂબ તપાસ-શોધખોળ કરી. કંબોઈ ગામ પ્રાચીન છે એમાં તો સંદેહ નથી જ. હારીજથી આવતાં રસ્તામાં જ કેટલાક ખંડિયેરો, જમીનમાં દટાયેલા પાયા, મોટી મોટી ઇંટો વગેરે જોયું હતું. અત્યારનું વિદ્યમાન જૈન મંદિર બહુ પ્રાચીન ન લાગ્યું. પરન્તુ નાનું-નાજુક અને સુંદર દેવવિમાન જેવું આ મંદિર પરમ શાંતિનું ધામ છે. જે મહાનુભાવો તીર્થોની પરમ શાંતિનો લાભ લેવા ઇચ્છતા હોય તેમણે આ સ્થાનનો જરૂર લાભ લેવો. મૂલનાયક શ્રી મનમોહનપાર્શ્વનાથજી ખરેખર મનમોહન જ છે.[3] મોહરાજાનો નાશ કરી ધર્મવિજ-

---

૧ હારીજ ગચ્છના લેખો આગળ ઉપર આપવામાં આવશે.

૨ કંબોઇમાં અત્યારે જેમ શ્રી મનમોહનપાર્શ્વનાથજી કહેવાય છે તેમ કંબોઈ પાર્શ્વનાથજી તરીકે પણ પ્રસિદ્ધ હશે. "કંબોઇમાં કંબાઈ પાર્શ્વનાથજી" છે, એવો ઉલ્લેખ મળે છે. (પ્રગટપ્રભાવી પાર્શ્વનાથ).

૩. શ્રીમનમોહન પાર્શ્વનાથનાં પ્રતિમાજી કંબોઈ સિવાય નીચેનાં સંસ્થાનોમાં પણ પ્રસિદ્ધ છે.

મૂર્તિની બાજુમાં છૂટાથી આ ધર્મચક્રવર્તી બિરાજમાન છે. શ્રી મૂલનાયકજી પ્રભુની મૂર્તિ પ્રાચીન ભવ્ય અને પ્રશાંત મુખમુદ્રાવાળી છે. શ્રી મૂલનાયકજીનાં દર્શન થતાં જ પ્રભાવકતાઓનો સ્હેજે ખ્યાલ આવી જાય છે, પ્રદક્ષિણાના પાછળના ભાગમાં એક પરિકર છે. અસલ જે સ્થાને આ મૂર્તિ બિરાજમાન હતી તે સ્થાન પણ બતાવાય છે.

થોડાક ચમત્કારો—મંદિરમાં રાત્રિના ઘણી વાર વાજિંત્રના નાદ સંભળાય છે. કેટલીકવાર આરતિ ઊતરતી હોય એવું સંભળાય છે. એક વાર તો દિવસે જ બે વાગ્યાથી ચાર વાગ્યા સુધી ખૂબ વાજિંત્રના નાદ સંભળાયા. આજુબાજુની જનતા આ વાજિંત્રના નાદ સાંભળવા એકત્ર થઈ ગઈ. બધાયે ખૂબ શાંતિથી આ નાદ સાંભળ્યા અને દરવાજો ઉઘાડતાં જ બધું અલોપ થઈ ગયું. વળી એકવાર સુંદર તાલબદ્ધ નૃત્ય, સંગીત અને વાજિંત્રના નાદ સંભળાયા હતા. કોઈક કોઈક વાર તો મંદિરમાંથી સુગંધી ધૂપની ખુશબો ચોતરફ આવતી હતી. આવું આવું તો ઘણીયે વાર બને છે. અહીંના પટેલો અને રાજપુતો પણ આ વસ્તુ શ્રદ્ધાપૂર્વક માને છે અને કહે છે. કેટલાક તો માનતા પણ માને છે અને તેમની માનતાઓ પૂરી થયાનું પણ કહે છે. અજૈનો પણ શ્રદ્ધાથી શ્રી પાર્શ્વનાથ પ્રભુજીને માને છે. તેમજ આજુબાજુનાં ગામડાંનાં જૈનો અહીં યાત્રાએ આવે છે, સંઘ લાવે છે.

ગામમાં એક મહાદેવજીનું પ્રાચીન શિવાલય છે. એની બાંધણી અને રચના પ્રાચીન છે. અહીં અમે એક આશ્ચર્ય જોયું. જૈનોએ મુસલમાની જમાનામાં જૈન મંદિરોની રક્ષા માટે મંદિરની એક બાજુ ક્યાંક ક્યાંક મસિદના આકારો બનાવ્યા છે; અને એ નિમિત્તથી મંદિરોની રક્ષા પણ કરાવી છે. પરન્તુ શિવાલય ઉપર અમે મસિદનો આકાર ન્હોતો જોયો. જ્યારે અહીંના શિવાલય ઉપર મસિદનો આકાર સ્પષ્ટ દેખાય છે. આ ઉપરથી મુસલમાની જમાનાની અસર બધાયને એક સરખી થઈ છે એ દેખાયું.

મહાદેવજીના મંદિરથી આગળ એક ભોંયરા જેવા સ્થાનમાં એક પ્રાચીન ઊભી જિન મૂર્તિ—કાઉસ્સગ્ગીયાજી છે. એક ભાઈએ કહ્યુંઃ

'અમારા મુનશફ સાહેબ કહી ગયા છે કે આ મૂર્તિ ચાર હજાર વર્ષની જૂની છે અને તે બૌદ્ધ મૂર્તિ છે.' અમે કહ્યું ચાલો જોઈએ. અમે જોતાં જ કહ્યું આ બૌદ્ધ મૂર્તિ નથી તેમજ ચાર હજાર વર્ષ જેટલી જૂની પણ નથી. નીરાંતે બેસી માટી કાઢી નાંખી ધ્યાનથી નિરીક્ષણ કરી એ ભાઈને કહ્યું; જેવું આપણું પરિકર છે અને તેની બન્ને બાજુ કાઉસ્સગ્ગીયા છે તેવા આ કાઉસ્સગ્ગીયા છે. પેલા ભાઈ કહે પણ સાહેબ માથા ઉપર વાળની જટા છે તે ઉપરથી મુનસફ સાહેબે આને ચાર હજાર વર્ષની જૂની બૌદ્ધ મૂર્તિ કહી હતી. અમે કહ્યું,—એ વાત ઠીક નથી. જૈન તીર્થંકરોની મૂર્તિઓને પણ માથે વાળનો

---

(૧) પાટણમાં મનમોહનશેરીમાં મનમોહન પાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે.

(૨) બુરાનપુરમાં શ્રીમનમોહન પાર્શ્વનાથજીનું મંદિર છે. અહીં શ્રીમનમોહન પાર્શ્વનાથજીના ઘણા ચમત્કારો પણ દેખાય છે. આવી જ રીતે બીયાગામ, સુરત, ખંભાત, બોડેલી અને ભાડોલ (તા. વિજાપુર) વગેરે સ્થાનોમાં પણ ચમત્કારી શ્રીમનમોહન પાર્શ્વનાથજીનાં સુંદર જિનમંદિરો છે. આ સિવાય બીજાં સ્થાનોમાં હોય તો (પ્રગટપ્રભાવી પાર્શ્વનાથ પૃ. ૧૨૨) જરૂર કોઈ પ્રસિદ્ધ કરે એમ ઇચ્છું છું.

દેખાવ હોય છે, અમે એવી ઘણી જૈન મૂર્તિઓ જોઈ છે. ખાસ કરીને શ્રી આદિનાથ પ્રભુની મૂર્તિને તો આગળના જમાનામાં પાછળના ભાગમાં જરૂર વાળની આકૃતિ દેખાડાતી હતી. બૌદ્ધ મૂર્તિ આવી નથી હોતી. આમાં કાઉસ્સગ્ગીઆની મૂર્તિ સાફ દેખાતી હતી. મૂર્તિની રચના વગેરે જોતાં આ મૂર્તિ ચાર હજાર વર્ષની જૂની પણ નથી જ દેખાતી. હાં પ્રાચીન છે એમાં તો સંદેહ જ નથી. આ કાઉસ્સગ્ગીયા ખંડિત છે એ જોઈને દુઃખ પણ થયું.

આ બધું જોઈ ગામ બહાર તળાવ ઉપર રહેલી એક જૈન મૂતિનાં દર્શન માટે ગયા. મૂર્તિ ખંડિત છે; ગળાથી નીચેનો જ ભાગ છે. આ મૂર્તિ પણ પ્રાચીન જ હશે એમ લાગ્યું. આ મૂર્તિ તળાવને સામે કાંઠેથી મળી છે. ત્યાં અને જ્યાં અત્યારે આ મૂર્તિ છે એ બન્ને ઠેકાણે ઊંચો ટીંબો છે. જૂની ઈંટો વગેરે દેખાય છે. ખોદાણુ કામ થાય તો જરૂર કંઈક પ્રાચીન અવશેષો મલી આવે ખરાં. અત્યારે જે સ્થાને આ મૂર્તિ છે ત્યાં નજીકમાં ખોદાણુ કરાવતાં ભોંયરૂં દેખાયું હતું, પરન્તુ ઉપદ્રવથી ખોદાણુ કામ બંધ કરાવ્યું એમ ગામવાળા કહેતા હતા. આની પાસે એક ઓગણીસમી સદીનો પાળીયો—આકૃતિવાળો પથ્થર છે. અહીંથી બે ખેતરવા દૂર ઝાડ નીચે એક મહાદેવજીની જૂની મોટી મૂર્તિ છે. અહીંની અજ્ઞાન જનતા વર્ષાઋતુની શરૂઆતમાં અહીં ઘડા ફોડે છે. ખાસ કરીને મહાદેવજીની મૂર્તિના માથા ઉપર ઘડા વધુ ફોડાય છે.

આવી જ રીતે તે ગામની સામે બાજુ એક દેવીનું મંદિર છે ત્યાં પણ બહારના ભાગમાં જૈન મંદિરના શિખર ઉપર જે બાવલાં રહે છે તેવું એક પૂતળું છે. અહીંના લોકો કેટલાક તેને હનુમાનજી કહે છે. આ સિવાય એક રાજપૂતને ત્યાં એક ટેકરા જેવું હતું તે પણ જોયું. આ સ્થાનનો એવો પ્રભાવ છે કે અહીં કોઈ નથી રહી શકતું; નથી તો પશુઓ બાંધી શકાતાં કે નથી તો કોઈનું ઘર ટકી શકતું. જે અહીં રહે છે તે દુઃખી દુઃખી થઈ આખરે થાકી જગા છોડી દે છે. અમે ત્યાં ગયા. જોતાં એમ લાગ્યું અહીં કોઈ મંદિરનું સ્થાન છે, કોઈ આશાતના ન કરશો. અને ખોદાણુ કરવાથી કંઈક મંદિર વગેરે દેખાશે એમ લાગે છે. અહીંના રાજપુતો બધા વાઘેલા રાજપુતો છે. આ ભાઈઓને પણ આપણા મંદિર ઉપર સદ્ભાવ છે.

અહીંથી અમે ચાણુસ્મા જઈ પુનઃ કંબોઈ આવ્યા. તીર્થના ઉદ્ધારની જરૂર છે અને તે માટે એક કમિટી પણ સ્થપાઈ છે. ત્યાંના સંઘનો કુસંપ મીટાવી તીર્થ અમદાવાની કમિટીને સોંપાવ્યું કમિટીમાં અમદાવાદ, ચાણુસ્મા, હારીજ, કંબોઈ, શંખલપુર વગેરે ગામોના ભાઈઓ છે. આ કમિટીમાં પ્રમુખ તરીકે શ્રી લાલભાઈ ઉમેદચંદ લદ્દા છે. આ પછી અમદાવાદમાં પુનઃ તેનું બંધારણુ અને વિસ્તૃત કમિટી પણ નિમાઈ છે અને મંદિરજીમાં જરૂરી સુધારા વધારાનું કામ પણ શરૂ થઈ જશે. ફાગણ શુદિ બીજનો મેળો પણ સારો ભરાયો હતો. બીજી ધર્મશાળા માટે જમીન પણ લેવાઈ ગઈ છે. આ તીર્થનો જલદી જીર્ણોદ્ધાર થઈને પ્રકાશમાં આવે એ જ શુભેચ્છા છે. આ તીર્થના જીર્ણોદ્ધાર માટે અને તેને વધુ પ્રકાશમાં લાવવા માટે નવી નીમાયેલી કમેટી અને તેના પ્રમુખ શ્રી લાલભાઈ લદ્દાની તીવ્ર લાગણી છે. જૈન સંઘે આ તીર્થના જીર્ણોદ્ધારમાં રસપૂર્વક ભાગ લઈ, યથાશક્તિ પોતાનો ફાળો આપવાની જરૂર છે. ( ચાલુ )

# उपकेशगच्छ–पट्टावली

संपादक–पूज्य मुनिमहाराज श्री कांतिसागरजी साहित्यालंकार

**प्रस्तुत पट्टावली**—यहां पर जो पट्टावली प्रकाशित कराई जा रही है वह उपकेश गच्छसे संबंधित है। इसमें मात्र आचार्योंके नाम ही दिये हैं, और कोई ऐतिहासिक ज्ञातव्य नहीं है, अतः 'पट्टावली' के बनिस्बत इसे 'नामावली' कहना अधिक उपयुक्त जंचता है।

पट्टावलीवर्णित आचार्योंके प्रतिमालेख व उनकी साहित्यसेवाका परिचय देनेका विचार था, किन्तु समयाभावसे वह छोड दिया है। सम्पूर्ण पट्टावलीको देखनेसे विदित होता है कि पट्टपरंपरा बतलाते हुवे कहीं पर किसी भी आचार्यका संवत् नहीं आता, जो ऐतिहासिक दृष्टिसे बडी भारी त्रूटी है, तथापि पट्टापरंपराके लिहाजसे इसका महत्त्व अवश्य है।

**छंद**—पट्टावलीकी भाषा हिन्दी है, रचनाशैलीमें चारणी प्रभाव—स्पष्ट है, रचयिताने छप्पय छंदमें इसे गुंफित किया है, जो भाषासाहित्यका एक प्रमुख लोकप्रिय छंद है। इसका सर्वप्रथम प्रयोग जैन कवि विनिर्मित अपभ्रंश काव्यमें पाया जाता है, संभवतः जैन कवि ही इसके रचयिता भी हों, क्योंकि अपभ्रंश कालके बाद भी जैनियोंने इस छंदको बहुत अपनाया है। पुरातन बहुतसे जैनाचार्यगुणवर्णित पद्य इसी छंदमें उपलब्ध होते हैं। राजस्थानी भाषाके वीररसात्मक साहित्यके लिये तो यह छंद बहुत ही उपयुक्त है। इसमें मनहरण करनेकी अमोघ शक्ति है, साथ ही घनाक्षरी भी बहुत अच्छे ढंगसे प्रकट की जा सकती है। छप्पय याने षट्पद (छहपद), हिन्दीमें एक प्रकारका छप्पय प्रसिद्ध है पर राजस्थानी साहित्यमें इसके तीन भेद पाये जाते है–(१) छप्पय (२) शुद्ध छप्पय, (३) ठोढो छप्पय इन तीनोंके उदाहरण, नरोत्तमदास स्वामीने "राजस्थानी" वर्ष ३ अंक ४ पृ. ३९ में दिये हैं,–प्रस्तुत पट्टावली-का छंद छप्पयकी प्रथम श्रेणीमें आ सकता है। मेरे संग्रहके हस्तलिखित रूप-दीपक पिंगल [ नि. १७७६ भादो सुदि २ गुरुवार ] में बताया है कि कवित्त ही छप्पय है, और राजस्थानी भाषामें कवित्तको ही छप्पय कहते हैं। छप्पय और कवित्तके लक्षणात्मक विवादमें मैं इस समय नहीं पडता, पर इतना तो कहे बिना नहीं रहा जा सकता कि प्रस्तुत पट्टावलीमें प्रयोजित छंदमें छप्पयके सम्पूर्ण–लक्षण चरितार्थ नहीं होते।

संवत १९६० चैत्र शुक्ला तृतीया मंगलवारको प्रस्तुत पट्टावली आचार्य श्रीसिद्धसूरिजीने निर्माण की। यह पट्टावली आधुनिक होते हुए भी इसके रूप पुरातनसे प्रतीत होते हैं। पट्टा-वलीकी मूल प्रति पाटणमें "केसरबाई ज्ञानमंदिर"में सुरक्षित है, जब मैं संवत् १९९५–९६में बम्बईमें चातुर्मास था तब मेघजीभाईने इसकी प्रेस कॉपी मुझे भेजी थी, अतः व अनेकशः धन्यवादके पात्र है। यह सर्वप्रथम "श्री जैन सत्य प्रकाश" में ही प्रकट होती है।

## ॥ श्रीकोमलगच्छानां पट्टावली लिख्यते ॥
( छंद छप्पय )

प्रथमपट्टअधिरूढ, पार्श्वजिन ज्ञानप्रकाशक ।
संजमश्रुतसंपन्न, अखिलअज्ञानविनाशक ॥
अहिबालकप्रतिपाल, कमठकुत्सितमुनित्रासक ।
शरणागतभयहरण, भये भविजनभयनाशक ॥
वसुवेद (८४) संख्य जिनपट्टभवराजत शुभ जिनधर्मधर
सचियायचरणसेवननिरत सिद्धसूरि श्रीपूज्यवर ॥१॥

द्वितीय पट्ट (२) शुभदत्त, तृतीय (३) हरदत्त सुजानहुं ।
चतुरथ (४) आर्यसमुद्र, सकलगुनसागर मानहुं ॥
पंचम (५) केशीकुमर, भूप परदेसिय बुद्धे ।
षष्ठ (६) स्वयंप्रभसूरि, यक्षके तनमन सुद्धे ॥ वसुवेद० ॥२॥

(७) श्रीरत्नप्रभसूरि, पट्ट सप्तम जब लिन्हु ।
मंत्रीसुतहि जिवाय, गच्छ उपकेश सुकिन्हु ॥
कर प्रसन्न सचियाय, कर्म हिंसादिक सुद्धे ।
लक्ष तीन सिद्धिव्युह, सह शिष्यन प्रतिबुद्धे ॥ वसुवेद० ॥३॥

अष्टमपट्टप्रविष्ट, यक्षप्रतिबोधप्रकाशक ।
(८) यक्षदेव आचार्य, संघजनविघ्नविनाशक ॥
नवमपट्टअधिरूढ, (९) ककसूरि गुनपूरन ।
(१०) देवगुप्तसूरिसु पट्ट, दिगदोषविचूरन ॥ वसुवेद० ॥४॥

पट्ट इकादश पूज्य (११) सिद्धसूरि पुन धारहु ।
(१२) श्रीरत्नप्रभसूरि, त्रयोदशपट्ट विचारहुं ॥
(१३) यक्षदेवसूरिसु, (१४) ककसूरि मनुसंजक ।
वीरप्रकृतिकी विकृति, स्नानशुभविधिसनभंजक ॥ वसुवेद० ॥५॥

(१५) देवगुप्तसूरिसु, पंचदशपट्टप्रमानहुं ।
शशिरसपट्टारूढ, (१६) सिद्धसूरि पुन मानहु ॥
(१७) श्रीरत्नप्रभसूरि, सप्तदश पट्ट बखानिय ।
(१८) यक्षदेवसूरि सु पट्ट, अष्टादश जानिय ॥ वसुवेद० ॥६॥

चंदनंदपट्ट (१९) ककसूरि, गुनज्ञानप्रकिन्हु ।
(२०) देवगुप्तसूरिसु विंशपट्ट, अघतातिच्छिन्हु ॥

(२१) सिद्धसूरि पट्ट एकविंश, सिद्धसंघसपूरिय ।
नेत्रनेत्रपट पूज्य विज्ञ, (२२) रत्नप्रभसूरि य ॥ वसुवेद० ॥७॥
(२३) यक्षदेवसूरिसु, नयनगुनपट्ट भनीवै ।
अग्निवेदपट्ट (२४) ककसूरि, गुनवन्त गनीजै ॥
लोचनशरपट्ट (२५) देवगुप्तसूरि सुखदायक ।
(२६) सिद्धसूरि षटविंशपट्ट, मुनिजनगनगनायक ॥ वसुवेद० ॥८॥
(२७) श्रीरत्नप्रभसूरिसु, त्रिनवपट्टपूजित जानिय ।
(२८) यक्षदेवसूरिसु, अष्टविंशतिपट्ट मांनीयै ॥
उनत्रिंशपट, (२९) ककसूरि गुनगंभ रहु ।
(३०) देवगुप्तसूरिसु पट्ट गुननभ अत(ति)धीरहु ॥ वसुवेद० ॥९॥
शिवलोचनशशिपट्ट, (३१) सिद्धसूरि सुखकारिय ।
(३२) श्रीरत्नप्रभसूरि, सकलभविजनभवहारिय ॥
द्वात्रिंशतपटपूज्य, प्रखरपंडितअवधारिय ।
(३३) यक्षदेवसूरिसु, देवगुनपट्ट विचारिय ॥ वसुवेद० ॥१०॥
(३४) ककसूरि चवतीस पट्ट, बेअतपधारिय ।
जिनबंधन पुन विपत, सेठ सोमककी टारिय ॥
देवीदर्शनप्रतख, छंड भंडार सुडारिय ।
नाम उभै द्वाविंश, अपरगणशास्त्रानिकारिय ॥ वसुवेद०॥११॥
(३५) देवगुप्तसूरिसु पट्ट, गुनसरकर जांनीय ।
(३६) सिद्धसूरि गुनभूरि, रामरसपट्ट बखानिय ॥
शिवलोचनमुनिपट्ट, (३७) ककसूरि चित आनिय ।
(३८) देवगुप्तसूरिसु पट्ट, पावकसिद्धि मांनिये ॥ वसुवेद० ॥१२॥
गुननिधि गुननिधिपट्ट, (३९) सिद्धसूरि सुध जांनहु ।
(४०) ककसूरि तपभूरी पट्ट, विधिसुतखं वखानहु ॥
(४१) देवगुप्तसूरिसु पट्ट, वारिधिशशिमानहु ।
वीणावाद्यप्रवीन, हीनक्रिय कनुक प्रमानहु ॥ वसुवेद० ॥१३॥
सकल संघ मिल (४२) सिद्धसूरि, थपित बक थप्ये ।
वारिधिलोचनपट्ट, अखिलतपतेज अम्भुपे ॥
पट्ट वरनगुन (४३) ककसूरि, श्रावकउपगारक ।
निजमुख पंचप्रमाणग्रन्थ, रच ज्ञानप्रसारक ॥ वसुवेद० ॥१४॥

वेदवेदपट्ट (४४) देवगुप्तसूरि दुःखहर्ता ।
स्वोपज्ञ टीका सुग्रन्थ, नवपद पर कर्ता ॥
वारिधिबांणसुपट्ट, (४५) सिद्धसूरि सिद्धिधर्ता ।
सागररसपट (४६) ककसूरि, मुदमंगलभर्ता ॥ वसुवेद० ॥१५॥
हरिमुजमुनिपट्ट, (४७) देवगुप्तसूरि गुरु ज्ञानिय ।
बरणसिद्धिपट (४८) सिद्धसूरि, बहुबुद्धिनिधानिय ॥
नीरधिनिधिपट (४९) ककसूरि, जानिय गुनखानिय ।
तास चरण चित लाय, नांम नित स्वमुख बखानिय ॥ वसुवेद० ॥१६॥
(५०) देवगुप्तसूरिसु पट्ट, पंचासत किनो ।
तब भैंसा निज भक्त, सत लख धन व्यय किलो ।
तात कोटिनकोट, द्रव्य ताको गुरु दिनो ।
सरशशिपट्टारूढ, (५१) सिद्धसूरि पुन चिनो ॥ वसुवेद० ॥१७॥
(५२) ककसूरि बाव्ल, पट्टपूजित जब धारे ।
नृपवच हेमाचार्य, शिष्य निर्दयी निकारे ॥
(५३) देवगुप्तसूरिसु पट्ट, तेपन्न विराजै ।
कञ्चन धन निज त्याग, साधु साधन सब साजै ॥ वसुवेद० ॥१८॥
बांणवेदपट (५४) सिद्धसूरि, पूरनगुनपुंजहुं ।
बाणबाणपट (५५) ककसूरि, कीरतकी कुंजहुं ॥
जिन किय कोट मरोट, प्रगट अत्यंत सुसोभित ।
(५६) देवगुप्तसूरिसु, पत्रिरसपट्ट अलोभित ॥ वसुवेद० ॥१९॥
सायकमुनिपट्ट, (५७) सिद्धसूरि शरनागतत्राता ।
(५८) ककसूरि शरसिद्धिपट्ट, गुनज्ञानविधाता ॥
(५९) देवगुप्तसूरिसु पट्ट, इषुनिधि सिद्धिदाता ।
रसनभपट्टारूढ, (६०) सिद्धसूरि जगख्याता ॥ वसुवेद० ॥२०॥
ऋतुविधुपट्टारूढ, (६१) ककसूरि जिनमंडन ।
(६२) देवगुप्तसूरिसु पट्ट, रसभुज अघखंडन ॥
रागरामपट्ट (६३) सिद्धसूरि, पूरनगुनवन्तहुं ।
शास्त्रवेदपट (६४) ककसूरि, जपतपजसमन्तहु ॥ वसुवेद० ॥२१॥
(६५) देवगुप्तसूरिसु, पट्ट रसशर शुभ धारिउ ।
तीर्थाटन कर देश, काटि भवजलको तारिउ ॥

दर्शनवर्शनपट्ट, (६६) सिद्धसूरि जब लिनों ।
आदिनाथको पूज्य, प्रतिष्ठापन जिन किनो ॥ वसुवेद० ॥२२॥
रसऋषिपट्टारूढ, (६७) ककसूरि तपधारिय ।
तिन किय गच्छप्रबंध, सकल साधुन सुखकारिय ॥
(६८) देवगुप्तसूरिसु पट्ट, पटवसु बुद्धिवारिधि ।
(६९) सिद्धसूरि मुनिराज,पट्ट बडभाग रागनिधि ॥ वसुवेद० ॥२३॥
मुनिनभपट्टारूढ, (७०) ककसूरि बुद्धिसागर ।
इतिविनाशनकरन, शरनभयहरनयनागर ॥
(७१) देवगुप्तसूरिसु पट्ट, ऋषिरसासु जांनिय ।
स्वरलोचनपट्ट (७२) सिद्धसूरि, दुःखमोचन मांनीय ॥ वसुवेद० ॥२४॥
द्वीपदेवपट्ट (७३) ककसूरि, जपतपधारिय ।
(७४) देवगुप्तसूरिसु पट्ट, ऋषिवेद विचारिय ॥
तालुत्रिलोचनवदन, (७५) सिद्धसूरि पट मांनहु ।
(७६) ककसूरि गुनभूरि, पट्ट मुनिरस पहिचानहु ॥ वसुवेद० ॥२५॥
(७७) देवगुप्तसूरिसु पट्ट, पुनि मुनिमुनि मन्निय ।
ऋषिवसुपट्टारूढ, (७८) सिद्धसूरि चित अन्निय ॥
तरुनिधिपट्टप्रविष्ट, (७९) ककसूरि चित लावहु ।
दिग्गजनभपट्ट, (८०) देवगुप्तसूरी गुन गावहु ॥ वसुवेद० ॥२६॥
सिद्धिअवनिपट्ट (८१) सिद्धसूरि, संतनकुलभूषन ।
भूधरभुजपट (८२) ककसूरि, पुरनतपपूषन ।
विधिलोचनगुन (८३) देवगुप्तसूरि पटमंडन ।
पावनपुण्यप्रताप, भविजनभयखंडन ॥
वसुवेद (८४) संख्य जिणपट्टअवराजत सुभ जिनधर्मधर ।
सच्चियायचरणसेवननिरत, सिद्धसूरि श्रीपूज्यवर ॥२७॥

दोहा-सोरठा

सिद्धसूरि श्रीपूज्यवर, कोमलगच्छाधीश । विरची यह पट्टावली, जासु वचनवर शीस ॥१॥
जोनर या पट्टावली, पढहु सुनहि चित धार । सो पावत संसारमें, शीघ्र पदारथ चार ॥२॥
गनिवत बहु ग्रंथ महीं, वक्र गतीसे अंक । यामे तो ऋजु रीतसे,गुनिगन गनो निशंक ॥३॥
चैत्रशुक्लत्रियासदिन, चंद्रनंदरसव्योम (१९६०) ।
लिखी यह पट्टावली, करतर वासर भोम ॥ ४ ॥ ॥ इति संपूर्णः ॥

# જગડુ કવિત્ત

—સંગ્રાહક–પૂજ્ય મુનિ મહારાજ શ્રીજ્ઞાનવિજયજી (ત્રિપુટી)

અહીં પ્રગટ કરવામાં આવેલું 'જગડુકવિત્ત' શ્રીચારિત્રવિજયજી જૈન જ્ઞાનમંદિરમાંના એક હસ્તલિખિત પાના ઉપરથી ઉતારવામાં આવ્યું છે. આની રચના ચારણી ભાષામાં અને સવૈયા છંદમાં થયેલી જણાય છે. આ ઉપરથી ચારણ લોકોના હૃદયમાં પણ દાનવીર જગડૂ પ્રત્યે કેટલો પ્રશંસાભાવ હતો તે જણાઈ આવે છે. આ કવિત્તના રચયિતા કોણ છે અને એની રચના ક્યારે થઈ છે, એ સંબંધી કશી માહીતી મળી નથી.

જગડુશાહના વખતમાં જ્યારે દેશમાં ભયંકર દુકાળ પડ્યો ત્યારે જગડુશાહે ક્યા ક્યા રાજાઓને કેટલું કેટલું અન્નદાન કર્યું હતું, તેમજ કેટલાં અન્નક્ષેત્રો ખોલ્યાં હતાં એ વગેરેનું વર્ણન ચારણી ભાષાની આ કૃતિમાં કરવામાં આવેલ છે. તે વખતના રાજાઓ જગડુશાહ પ્રત્યે કેટલી માનની લાગણી ધરાવતા હતા એ વસ્તુ કવિએ આ કવિત્તમાં વ્યક્ત કરી છે.

પોતાના એકલા હાથે ત્રણ ત્રણ દુકાળની સામે ઝઝૂમીને જનતાનું રક્ષણ–પોષણ કરનાર આ દાનવીર જગડુશાહ ધર્મે જૈન હતા એ જૈનધર્મને માટે ગૌરવની બીના છે. જગડુશાહે કેટલી દાનશાળાઓ સ્થાપી હતી તેમજ કેટલા રાજાઓને અન્નની સહાય કરી હતી તે બીના આ કવિત્તમાં નીચે મુજબ આપી છે–

જગડુશાહે સોરઠ, ગૂજરાત, રેવાકાંઠાના પ્રદેશોમાં ૩૩ દાનશાળાઓ સ્થાપી હતી; મારવાડ, ધાટ અને કચ્છમાં ૩૦ દાનશાળાઓ સ્થાપી હતી; મેદપાટ, માળવા, હાલમાં ૪૦ દાનશાળાઓ સ્થાપી હતી. આ ઉપરાંત બીજી નવ દાનશાળાઓ પણ ખુલ્લી મૂકી હતી.

આ રીતે દાનશાળાઓ સ્થાપવા ઉપરાંત જગડુશાહે ગૂજરાતના મહારાજા વીસલદેવને આઠ હજાર મૂડા, સિંધના રાજા હમીરને બાર હજાર મૂડા, દિલ્હીના સુરતાણને એકવીસ હજાર મૂડા, માલવપતિને અઢાર હજાર મૂડા અને મેવાડના મહારાણાને બત્રીસ હજાર મૂડા અનાજની સહાયતા આપી પોતાની કીર્તિ અમર કરી હતી, અને પોતાના અહિંસાપ્રધાન જૈનધર્મને દીપાવ્યો હતો.

દાનશાળાઓમાં અને બીજી રીતે મળી જગડુશાહે કુલ ૮૦૬૦૭૦૫૦૭૨૫ પ્રમાણ અનાજનું દાન કર્યું હતું એમ આ કવિત્તમાં સૂચવાયું છે. રાય અને રંક બન્ને માટે એની દાનશાળાનાં દ્વાર સદા માટે ખુલ્લાં રહેતાં હતાં. આ રીતે ત્રણ વર્ષ સુધી અન્નદાનનો ધોધ વહેવરાવનાર જગડુશાહ બહોંતેર વર્ષનું લાંબું અને યશસ્વી જીવન પૂરું કરી જ્યારે સ્વર્ગવાસી બન્યા ત્યારે રાય અને રંક બધાએ પોતાનો શોકપ્રદર્શિત કર્યો હતો. જગડુશાહના સ્વર્ગવાસ નિમિત્તે જનતાએ તંબોલ (પાન) નો ત્યાગ કર્યો હતો, દિલ્હીપતિ સુરતાણે પોતાનો મુગટ પૃથ્વીપર મૂકી પોતાની લાગણી દર્શાવી હતી અને સિંધપતિ હમીરે દશ દિવસ લગી ભોજનનો ત્યાગ કરી તેમને બહુમાન આપ્યું હતું.

મહારાજા કુમારપાળના વખતમાં મહુવામાં થયેલ જગડુશા અને આ જગડુશા બન્ને ભિન્ન વ્યક્તિ છે એ ધ્યાનમાં રાખવું.

આમંત્રિક આટલું વિવેચન કર્યા પછી મૂળ કવિત્ત નીચે આપવામાં આવે છે.

अथ कवित जगडुसाहरा लिख्यते ।

डुंगर डुर डुविचारैं, जोप वेला सरप जोतां ।
तारा बन्ध फरन्त, होसी संघारह केतां ।
वांत होय विचार, काळ वस होय कहीजे ।
जगडु जबत जीवाड़, दान अन्न प्रथमी दीजे ।

तेजम दोष आवे तुरत, अन्न भण्डारहुं भरभरे ।
जगडूओ साह सोलातणो, करग मन सबलो करें ॥१॥
बखन सिधवां हन्त, नगर तीहां दीव मीहलें ।
तेजमतुरी तुरत होस, जिण देष दिषलें ।
आवे गुर आगलें करें, तिहां सोवन कीयो ।
परदेसे परमेम डाव, सिर अनह दोधो ।
सुंकीया साह सह महिपती, मन.लीजे मन अगलें ।
जगडूओ साह सोलातणो, कालदोष इण पर कलें ॥२॥
पडे दंद दुकाल, देस गुजर सोरठह ।
हेवर नर गेवरें, अनरस टलें विसटह ।
डोंभू मुंके माह्या, घरण मेली भरतारें ।
मलेछ सुर आलुध, इण युग यह आचारें ।
दुथीयां दीयें लाभालवां, निसदिन आपें पंथीयां ।
जगडूओ साह सोलातणो, पुरें आस अनथीयां ॥३॥
पडें तीन दुकाल, देस गुजर सोरठह ।
पडें तीन उतराध, अन्न रस टलें विसटह ।
पडें तीन पुरब, अन्न आव्यां नह दोठो ।
पडें तीन पछीम, पाप सही पृथवी पेयठो ।
हेकही पंड बिबि पंड हुंय, करग साही उभो कीयो ।
जगडूओ साह सोलातणो, दान राव तिण पर दीयों ॥४॥
राय सोरठ गुजरात, अन दे लाख षतीसह ।
मारवाड ने धाट, काछ अन दीजें तीसह ।
मेदपाट मालवें, सयल अडतीस सवालख ।
दिली मण्डल देस, पुरब अनथानक बारह ।
इम कीधा पत्र तांबा तणा, दाने दुसम खंडीयो ।
जगडूओ साह सोलातणो, सत्रूकार (सत्रागार) इम मंडीयो ॥५॥
मुंडा आठ सहस दीध, वीसल वणवीरह ।
बारें सहस मुंड, दीध सिधवें हमीरह ।
गंजणवे सुरताण, सहस मुंडा ईकवीसह ।
मालव सहस अढार, सहस मेवाड बतीसह ।
रायां सुभार इण पर हुवो, बारें सें तेडोतरें ।
जगडूओ साह सोलातणो, की असीध पनडोतरें ॥६॥
इन्द्र कहें देवतां, एक में अचरीज दीठो ।
मो पहिंयलो महीयलें, कहि कुण पावस तुठो ।
कही इन्द्र आहियें, सवा दुनकरण सुगालें ।
आयो अवनी मझार, रीषभाती वरसा लें ।
वरसाद विने पाछो वदे, जिहां जिहां पटंतर आणीयो ।
मै कार कर वि तोड़ुं जुगड, आप इंद्र वखांणीयो ॥७॥

सरग हुंता संचरे, देस पडीयो दुकालह ।
बडा सेहर उजड, बाहर चडयो श्रीमालह ।
८ अन कक अथूल, धार घृतनी देवाहूं ।
मांजु उभरो ठाह, के जीवतडो संहाह ।
पापीयो पडीयो में साहजी मिल्या, बोलबंध बांध्यो बरो ।
जगडुआ आंजदे जीवतो, तो मावूं काल पनडोतरो ॥८॥
असी अडव कही एक, साठि जिण कोड समपें ।
सितर लाख पंचसत, सहसे जिम सीसह अप्पे ।
सात सहस पचवीस, अन संख्या दे पर्ती ॥
जगडू जगत जीवाड, सयल धर पृथ्वी सहेती ।
पालग हुओ जुग पेखता, करग अग उपर कीयो ।
जगडूप रांक जीवाडीयां, दान अन पतो दीयो ॥९॥
पांच बरस पंचास, सिध ताय सेवा कीधी ।
बर दीनो वरदाय, तेह रीध इवक उपनी ।
सोवन साटे अन्न, बरस नचतीन वखांणुं ।
दीधो वृत्त दातार, इंद्र ताय ओपम आणुं ।
जीवीयो बहोत्तर बरस लग, चंद लगें जस चाडनें ।
जगडुवो साह वैंकुठ हुओ, कलयुग नांम कहाडने ॥१०॥
मयण मीर भरता, मुंकउ र(रं)जन तंबोलह ।
अदी जगडुओ अथम्यो, हुओ गुजरात दंदोलह ।
गंजणवे सुलतांण, महीयल उतारे सीसह ।
सिंधपती हमीर तजें, भोजन दस देसह ।
पतला राव संग्रह भया, मित मिवृद भयो पेखणों ।
जगडूआ साह अदी आथम्यो, साह राव सोलातणों ॥११॥
इति जगडूसाहरा कवित संपूर्ण ।

## अनुपूर्ति

( श्रीयुत मगनलाल दलपतराम ખખ્ખર સમ્પાદિત 'શ્રી જગડૂચરિત'ના પૃષ્ઠ ૧૫૬માં છપાયેલ જગડૂકવિત અહીં નીચે આપવામાં આવે છે. )

अगडूशानां गवातां कवित

नवकरवालि मणिहला, तीहुं अगला बार ।
दानशाल जगडूतणी, पोहवे प्रथमुद्धार ॥१॥
देवा, सोरठ, गुजरात, दानशाला तेतीसें ।
मारवाड ने धाट, काछ दन बीजे तीसे ॥
मेदपाठ, मालवे, दाल चालीस संचाले ।
दल मण्डल, उत्तराद, प्रबल अनथानक बारे ॥
इम कीया पत्र त्रांबातणां, दानेडु सणकाकीय ।
जगडवा साह सोलातणे, सतुकार इम मंडीय ॥२॥

मूडा आठ सहस, वीध वीसल वणवीरे ।
मूडा बार सहस, वीध सिंघवे हमीरे ॥
मंजनमे सुलतान, सहस मूडा इकवीसें ।
मालवे पञ्च अढार, अने मेवाड बात्तीसें ॥
दाया स धारण इण पुर हुवो, संवत् बारतीडोत्तरे ।
जगडवा साह सोलातणे, करी प्रसिद्ध पनडोत्तरे ॥३॥

अट्ठय मूड सहस्सा वीसलरायस्स, बार हम्मीरा ।
इगवीस सुरत्ताण तहं दिणा जगडु दुब्भिक्खे ॥४॥

दानसाल जगडूतणी केती हुई संसारि ।
नवकरवाली मणिअ जे, तेहिं अभ्याल विचारि ॥५॥

૧ થી ૩ કવિત મોરબીના મેજીસ્ટ્રેટ રા. રા. નથુભાઈ પીતામ્બરભાઈ દ્વારા પ્રાપ્ત.
૪ થી ૫ ડૉ. બુહલરના પુસ્તકથી ઉદ્ધૃત.

## जैनोंमें धारणी–पूजा (लेखकः—डा. बनारसीदासजी जैन)

धारणी बौद्ध धर्मका पारिभाषिक शब्द है। इसका अर्थ है अलौकिक शक्तिको धारण करने वाली, अथवा भूत पिशाच आदिके दुष्ट प्रभावको पकड़कर रखने वाली अर्थात् उससे बचाने वाली। वास्तवमें धारणी बौद्ध मन्त्र या स्तोत्रको कहते हैं जिसका प्रयोग मनोरथ–सिद्धिके लिये किया जाता है। जैसे–अनावृष्टि, रोग, महामारि, भूत पिशाचादिको दूर करनेके लिये, तथा युद्धमें विजय, धन, पुत्रादिकी प्राप्तिके लिये।

भारतवर्षमें मन्त्र विद्या बड़ी प्राचीन है। वैदिक, विशेषकर आथर्वण, मन्त्रोंका प्रयोग अभीष्ट सिद्धिके लिये होता था। बौद्ध धर्मको भी ऐसे मन्त्रोंकी आवश्यकता हुई। पालीके कई "सुत्त" (सूत्र) "परित्ता" (रक्षामन्त्र)के तौर पर प्रयुक्त होने लगे। महायान संप्रदायने भी कुछ सूत्रोंसे मन्त्रों (धारणी)का काम लिया। निश्चयपूर्वक तो नहीं कहा जा सकता कि धारणियोंकी रचना कब प्रारम्भ हुई। फिर भी विक्रमकी तीसरी शताब्दीमें धारणियोंकी सत्ताके प्रमाण मिलते हैं। लेकिन भगवान् बुद्धके समयमें इनका अस्तित्व सिद्ध नहीं होता, यद्यपि उस समय यज्ञ, बलि, मन्त्र आदिका बहुत प्रचार था। बौद्ध धर्मकी महायान संप्रदायके साहित्यका धारणियां एक प्रधान और विशाल अंग हैं। नेपाल देशसे पचासके लगभग धारणियां मिली हैं। कई एक तिब्बत, चीन, जापान तथा मध्य एशियासे उपलब्ध हुई हैं।

धारणियोंकी भाषा पालीप्रभावान्वित संस्कृत होती है। इनके प्रारम्भमें एक कथानक सा होता है जिसमें यह बताया होता है कि प्रस्तुत धारणिका आविर्भाव कैसे और किसके लिये हुआ। इसके बाद मूल धारणी अर्थात् देवताके आवाहन पूर्वक मन्त्रपद, बीजाक्षरादि यथा–ओं हुट। हुट। लट। लट। लिटि। लिटि। लुट। लुट। मुरु। मुरु। मुञ्च। मुञ्च। मुरुञ्च। मुरुञ्च इत्यादि। इनके अनन्तर धारणीका माहात्म्य रहता है।

श्वेताम्बर भंडारोंमें एक धारणीकी अनेक प्रतियां पाई जाती हैं जिसका नाम है (आर्य–) वसुधारा धारणी। जैन ग्रन्थावली (पृ. २६७)में स्पष्ट लिखा है कि यह वसुधारा किसी बौद्ध आचार्यकी रचना है। पंजाबके पंच भंडारोंमें ही इसकी नौ प्रतियां मिली हैं। जैन भंडारोंमें बौद्ध ग्रन्थोंका मिलना आश्चर्यकी बात नहीं। आश्चर्य यह है कि वसुधाराधारणीकी, जो प्रत्यक्ष बौद्ध रचना है, जैनोंमें पूजा क्योंकर होने लगी। जैनधर्ममें निवृत्ति प्रधान है। जैन लोग वीतराग द्वारा प्रतिपादित निवृत्ति मार्ग पर चलने वाले भिक्षु समुदायके उपासक हैं। ऐसी दशामें मन्त्र, तन्त्र, यन्त्र आदिमें उनको रुचि और श्रद्धा नहीं हो सकती। यूं तो प्राचीन जैन साहित्यमें मन्त्र तन्त्रके उल्लेख विद्यमान हैं, परंतु स्वार्थसिद्धिके लिये उनका प्रयोग निषिद्ध है। ऐसा प्रतीत होता है कि वैदिक और बौद्ध मन्त्रसे प्रभावित होकर जैनोंने भी इनको अपनाया और अपने मन्तव्योंका रंग देकर भैरवपद्मावती–कल्प, नमस्कार–कल्प, शक्रस्तव–कल्प, सूरिमन्त्र–कल्प आदिकी रचना की।

प्रतीत होता है कि जैनधर्ममें धारणी–पूजाकी प्रवृत्ति कराने वाले यति लोग थे। प्रारम्भमें यतियोंने जिनशासनकी बड़ी भारी सेवा की, लेकिन पिछले तीन चारसौ बरसोंमें वे आचार–शिथिल और इन्द्रियासक्त होगये। अब बहुतसे यति धनके लोभी होगये, संभव है कोई यति नेपाल देशको गया होगा या उसकी भेंट किसी नेपाली बौद्ध लामा (भिक्षु) से हुई होगी। लामाके पास वसुधारा–धारणी देखकर यतिने धारणी ले ली होगी और बदलेमें लामाको मलयगिरिकृत टीकावाली सूर्यप्रज्ञप्तिकी प्रति दे दी होगी, क्योंकि नेपालसे जो बौद्धग्रन्थ भारतमें आये उनमें सूर्यप्रज्ञप्तिकी एक प्रति थी। इसके अतिरिक्त और कोई जैन ग्रन्थ नेपालमें नहीं मिला। यतिने सोचा होगा कि वसुधारा शब्द जैन सूत्रोंमें अपने साधारण अर्थ 'धनवृष्टि'में प्रयुक्त हुआ ही है। जैनोंको इस पर विश्वास हो जायगा। वे लोग व्यापारी और धनी हैं। समझेंगे कि वसुधारा पूजनसे धनकी वृद्धि होगी। इससे यतियोंको भी लाभ होगा।

उपर्युक्त कथन अनुमान मात्र है। संभव है, वास्तव कारण कुछ और ही हो।

वसुधारा–धारणीको भगवान् बुद्धने सर्वप्रथम सुचन्द्र नामा श्रावकको दिया। सुचन्द्र पहले तो बडा धनवान् था, परंतु समय पाकर निर्धन हो गया। यह सदाचारी और श्रद्धालु था। इसके बहुत संतान थी जिसका भरणपोषण कठिन हो गया। एक दिन सुचन्द्र भगवान् बुद्धके पास आया और उसने उनसे ऐसा उपाय पूछा जिससे वह फिर धनी हो जाय। भगवान्ने उसे वसुधारा–धारणी प्रदान की। इसके प्रभावसे सुचन्द्र फिर धनी हो गया।

वसुधारा–धारणीकी पूजा मारवाडमें अबतक प्रचलित है। दीवालीको रातको श्रावक लोग इसका पाठ करते या यतियोंसे सुनते हैं। जब पाठ होता है तब दूध–भरी पिचकारीसे जिनमूर्ति पर दुग्धधारा पडती रहती है। रात्रिजागरण भी होता है। बंगालमें कुलकन्या पूजा की जाती है। इसकी कोइ २ प्रति सुनहरी स्याहीसे बडे सुन्दर अक्षरोंमें लिखी मिलती है।

[ ટાઈટલના બીજા પાનાંથી ચાલુ ]

આ પ્રમાણે મસ્કિ ના શિલાલેખને બીજા વિદ્વાનો, પ્રિયદર્શીને અશોક હોવાના પુરાવા તરીકે જે લખે છે તેને બદલે આ બન્ને સમ્રાટો ભિન્ન હોવાનું જાહેર કરે છે, એટલું જ નહીં પણ અશોક તો શાસન કોતરાવનારનો મુરબ્બી હોવાનું જાહેર કરે છે. ઉપરાંત અશોક જે ધર્મ પાળતો તેનાથી જુદા જ ધર્મમાં તેણે પ્રવેશ કર્યાનું જણાવે છે, કેમકે તેમ ન હોત તો નવા ધર્મના ઉપાસક બનવા માટે તેને અશોકની અનુમતિ લેવાની જરૂર જ ન રહેત. અશોકનો જે ધર્મ હોય તે ધર્મમાં તો તેનું સ્થાન સ્વાભાવિક રીતે જ ગણી લેવાય. અનુમતિની જરૂર તો બીજા ધર્મમાં પ્રવેશવું હોય તો જ ગણાય.

વળી શિલાલેખમાં અક્ષરોની પૂર્તિ કરીને કરાવેલ ઉપરોક્ત અર્થવાળી કલ્પનાને સાહિત્યિક પુરાવાથી સમર્થન મળતું હોઈને તે વધારે સ્વીકાર્ય પણ લેખવી રહે છે. હકીકત એમ છે કે અશોકની પૂર્વેના મૌર્યવંશી, નંદવંશી, તથા શૈશુનાગવંશી સઘળા રાજાઓ જૈનધર્મ પાળતા હતા તે તેમના સિક્કાઓ તેમજ અન્ય પુરાવાથી સાબિત થયેલ છે. (જુઓ પ્રાચીન ભારતવર્ષ, પુ. ૧-૨ માં તેમનાં વૃત્તાંતો), માત્ર અશોકે જ, તિષ્યરક્ષિતા નામે લાવણ્યવતી બૌદ્ધધર્મી યુવતીના મોહમાં પડીને બાપદાદાએ પાળેલ જૈન ધર્મનો અસ્વીકાર કર્યો હતો. પરંતુ તેની પછી તરત ગાદીએ બેસનાર તેના જયેષ્ઠ અને અંધ પુત્ર કુણાલનો પુત્ર જે સંપ્રતિ તરીકે પ્રસિદ્ધ છે, તેણે પોતાના મુરબ્બી અને પૂજ્ય દાદા શ્રી અશોકની સંમતી લઈને બાપદાદાએ પાળેલ જૈનધર્મ પુનઃ અંગીકાર કર્યો હતો ને આ બનાવ રાજ્યાભિષેક થયા પછી શિલાલેખોમાં કોતરાવ્યા પ્રમાણેના સમયે જ બન્યો હોવાનું જૈન સાહિત્યમાં નોંધાયું છે. એટલે બધું અરસપરસ પૂર્ણ અંશે મળતું હોઈને એ નિશ્ચય રૂપે જ માનવું રહે છે. જ્યારે બૌદ્ધ સાહિત્યમાં અશોક વિશે આમાંનું કંઈ પણ બન્યાનો ઉલ્લેખ સરખોય નથી.

સાર:—(૧) અશોક અને શાસન કોતરાવનાર પ્રિયદર્શી ભિન્ન છે, એટલું જ નહીં. (૨) પણ અશોક જ્યારે ધર્મે બૌદ્ધ છે ત્યારે પ્રિયદર્શી પોતે પોતાની વડવાઓની પેઠે જૈનધર્મી છે. વળી આ હકીકતને સાબિત કરતા લગભગ સવાસો પુરાવાઓની તારવણી કરીને પ્રગટ કરેલ "સમ્રાટ પ્રિયદર્શી યાને ભૂલથી મનાયેલ મહારાજા અશોક અથવા જૈન સમ્રાટ સંપ્રતિ" નામે પુસ્તકના અંતે વાચક વર્ગને સુગમ થવા પાંચ પરિશિષ્ટો જોડ્યાં છે. એકમાં ખુદ પ્રિયદર્શીના શિલાલેખ અને સ્થંભ લેખમાંથી જ બહુ પુરાવા, બીજામાં ચીનાઈ યાત્રિક ફાહિયાન કથિત ૬, ત્રીજામાં હ્યુએનસાંગ કથિત ૧૫, ચોથામાં વિદ્વાનો કથિત સ્થંભોનાં ૫, પાંચમામાં બુંઓનીવનને લગતા ૧૧ એમ અનેક દૃષ્ટિએ ૫ પરિશિષ્ટો બનાવેલ છે. એટલે ચોક્કસ થાય છે કે મસ્કિના શિલાલેખે સમ્રાટ પ્રિયદર્શીના ધર્મ અને વ્યક્તિત્વ અંગેના નિર્ણય માટે એક અતિ ઉપયોગી અને અકૂર ઐતિહાસિક તત્ત્વ પૂરું પાડ્યું છે. (૩) વળી આ ઉપરથી સિદ્ધ થાય છે કે પ્રિયદર્શીના રાજ્યાભિષેક પછી કેટલાંયે વર્ષો સુધી સમ્રાટ અશોક જીવતો રહ્યો છે. આ હકીકતને બૌદ્ધસાહિત્યથી પુષ્ટિ મળે છે.

(૪) વળી સંપ્રતિએ રાજ્યાભિષેક પછી અમુક સમયે જૈનધર્મ અંગીકાર કર્યાની હકીકત જે જૈન સાહિત્યમાં વર્ણવાઈ છે તેને શિલાલેખી પુરાવાઓથી સમર્થન મળે છે.

(૫) તેમજ સેક્રેડ બુક્સ ઓફ ધી ઈસ્ટ પુ. ૨૨ માં મરહુમ પ્રો. હરમન જેકોબીએ સંપ્રતિને જે fabulous Prince (કાલ્પનિક કુંવર) તરીકે ઓળખાવ્યો છે તથા અદ્યાપિ શીખવાતા ભારતીય ઇતિહાસમાંથી સમ્રાટ સંપ્રતિનું જે અસ્તિત્વ જ ભૂંસી નાંખવામાં આવ્યું છે તે બધું ભૂલ ભરેલું છે એટલે કે ઉપરોક્ત પાંચે મુદ્દા મસ્કિ ગામના શિલાલેખની પ્રથમ બે પંક્તિ ઉપરથી જ સ્વયંસિદ્ધ થઈ જાય છે.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંકઃ મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંકઃ મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંકઃ મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના.

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, નવમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

## ભગવાન મહાવીરસ્વામીનું ત્રિરંગી ચિત્ર

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી કનુભાઈ દેસાઈએ દોરેલું સુંદર ચિત્ર. ૧૦"x૧૪"ની સાઇઝ, સોનેરી બોર્ડર. મૂલ્ય ચાર આના ( ટપાલ ખર્ચનો દોઢ આનો ).

—લખો—

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ, શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.

વર્ષ ૧૦ . અંક ૫ ] તંત્રી—ચીમનલાલ ગોકળદાસ શાહ [ ક્રમાંક ૧૧૩

## વિ ષ ય – દ ર્શ ન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# 'संगीत अने जैन साहित्य'के विषयमें कुछ विशेष बातें

लेखक:—श्रीयुत अगरचंदजी नाहटा

'संगीत अने जैन साहित्य' शीर्षक लेख 'श्री जैन सत्य प्रकाश'के गत ८ वें अंकमें छपा है उसमें प्रो. हीरालालजी कापडियाने संगीत संबंधी जैन उल्लेखोंका निर्देश किया है। इस सम्बन्धमें जो विशेष बातें मेरी जानकारीमें हैं नीचे दी जाती हैं—

(१) इस सम्बन्धमें २ लेख पहले भी प्रकाशित हो चुके हैं: १—'भारतीय संगीतनुं ऐतिहासिक अवलोकन' लेखक—अध्यापक नारायण मोरेश्वर खरे, प्रकाशित 'पुरातत्त्व' वर्ष १ अंक ३, वर्ष २ अंक १ के पृ. २९ से ३५ तक जैन संगीत साहित्यकी चर्चा की है। २—'कुछ जैन ग्रन्थोंमें संगीत चर्चा' लेखक—वी. राघवन् एम, ए., पीएच. डी.। प्रकाशक—'जैन सिद्धान्त भास्कर' भा. ७, कि. १।

(२) संगीत विषयक एक अन्य उपयोगी दिगम्बरीय जैन ग्रंथ "संगीत समयसार", त्रिवेन्द्रम् संस्कृत सिरिज त्रावणकोरसे प्रकाशित है। इसके रचयिता पार्श्वदेव हैं। इस ग्रंथका विशेष परिचय 'जैन सिद्धान्त भास्कर' के भा. ९ अं. २ भा. १० अं. १ में प्रकाशित है।

(३) सुधाकलशरचित संगीतोपनिषद्सार की ४ प्रतियें बीकानेर स्टेटकी अनूप संस्कृत लायब्रेरीमें विद्यमान हैं, जिनके आधारसे इसका संक्षिप्त परिचय इस प्रकार है—इस ग्रंथमें ६ अध्याय हैं जिनके नाम व श्लोकोंकी संख्या क्रमशः नीचे दी जाती है—

१ गीतप्रकाशनो प्रथमोध्याय, श्लोक ९४.
२ प्रस्तरादिसोपाश्रयतालप्रकाशनो नाम द्वितीयोध्याय, श्लोक ९८.
३ गणस्वररागादिप्रकाशप्रकाशनो तृतीयोध्याय, श्लोक १२७.
४ चतुर्विधवाद्यप्रकाशनो नाम चतुर्थोध्याय, श्लोक ९९.
५ नृत्यांगोपांगप्रत्यंगप्रकाशनो पंचमोध्याय, श्लोक १४१
६ नृत्यपद्धतिप्रकाश नाम षष्ठोध्याय, श्लोक १५२.

इस ग्रंथकी प्रशस्तिमें ही मूल संगीतोपनिषद् सं. १३८० में रचनेका उल्लेख है। मूल प्रति अभी मेरे अवलोकनमें नहीं आई। किसी सज्जनको प्राप्त हो तो उसका परिचय प्रकाशित करें।

(४) अन्य कई जैन विद्वान भी संगीतज्ञ हुए हैं, पर उन्होंने ग्रंथ नहीं बनाये, जिनमें नरचंद्रसूरिजीके संगीतज्ञ होनेका उल्लेख उपर्युक्त 'संगीतोपनिषद्सार' में ही पाया जाता है। उपकेशगच्छप्रबंधसे ज्ञात होता है कि देवगुप्तसूरि वीणावादनमें बडे ही आसक्त थे। श्रीसंघके निषेध करने पर भी अपनी संगीतप्रियताके कारण उसे न छोड सके इसी लिये अंतमें अपने पद पर ककसूरिको स्थापित किया, स्वयं पद त्याग कर लाट देशमें चले गये।

अभी थोडे वर्ष पहले बीकानेरके कई यति संगीतके विशेषज्ञ माने जाते थे। उनके बनाये हुए रागरागिणीके पद आज भी जैनेतर संगीतज्ञ भी बडे प्रेमसे गाते हैं। जिनसमुद्र-सूरि आदिने रचित रागमाला भी उपलब्ध है। समयसुंदरजीने जिनचन्द्रसूरिगीतमें ३६ रागिणीके नामोंका समावेश किया है. व अन्य एक स्तवनमें ४४ रागोंका नामनिर्देश किया है।

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

| वर्ष १० | વિક્રમ સં. ૨૦૦૧ : વીરનિ. સં. ૨૪૭૧ : ઈ. સ. ૧૯૪૫ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ९ | જેઠ શુદિ પ્ર.૧ : શુક્રવાર : ૧૫ મી જુન | ११७ |

## ઘોઘાબંદરનાં જિનમંદિરો

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રી ધુરંધરવિજયજી

શ્રી નવખંડા પાર્શ્વનાથ પ્રભુની પ્રભાવપૂર્ણ પ્રતિમાથી શોભતું ઘોઘા નગર સાગર કિનારે વસેલું છે. એક સમયે જેના કિનારે સેંકડો જહાજો નંગરાતાં, જ્યાં વેપાર ધમધોકાર ચાલતો, જેની જાહોજલાલી દેશવિદેશ પ્રસિદ્ધ હતી, જ્યાંની ઉન્નતિ અને સમૃદ્ધિ સમજાવતી 'લંકાની લાડી ને ઘોઘાનો વર' 'હીરો ઘોઘે જઈ આવ્યો ને ડેલે હાથ દઈ આવ્યો' વગેરે કહેવતો ગવાતી, જ્યાં જૈનધર્મની જાગૃતિ પૂર્ણ જોશમાં હતી, એ જ ઘોઘાની સ્થિતિ આજે ખેદજનક છે. જ્યાં મોટીમોટી મહેલાતો હતી ત્યાં ખંડેરો છે, જ્યાં જનતા કલરવ કરતી હતી ત્યાં પક્ષીના શબ્દો પણ નથી સંભળાતાં. છતાં પુણ્યસંયોગે શ્રી જિનેશ્વર પ્રભુનાં પ્રાચીન સાત મન્દિરો તથા ભક્તિભાવથી મન્દિરોની સાચવણી કરનારા શ્રાવકોના લગભગ ૭૫ ઘર ઘોઘામાં છે. હાલ પણ તે તીર્થની યાત્રા કરતાં ઉલ્લાસ અને આનન્દ જાગે છે. આ લેખમાં તે મન્દિરોનો પરિચય અને જાણવા યોગ્ય ઐતિહાસિક હકીકતોનું ટૂંક દિગ્દર્શન કરાવવામાં આવે છે.

૧. **શ્રી નવખંડા પાર્શ્વનાથજીનું મન્દિર**—ગામના મુખ્ય ભાગમાં આ વિશાળ મન્દિર આવેલ છે. તેમાં પ્રવેશ કરતાં આપણે એક મહાન્ રાજદરબારમાં પેસતાં હોઈએ એવો ભાવ જાગે છે. ધોલેરાનું, મહુવાનું અને ઘોઘાનું આ મન્દિર—એમ ત્રણે દેરાસરો એક જ શિલ્પિએ—કારીગરે બનાવ્યા હોવાનું કહેવાય છે. તે ત્રણેની બાંધણી પણ એક સરખી છે. વિશાળ શિખર અને વિશાળ રંગમંડપવાળું આ મન્દિર દૂરદૂરથી પણ આંખને આકર્ષે છે. મૂળનાયક શ્રી નવખંડ પાર્શ્વનાથજી છે. તે પ્રતિમા સંબન્ધી હકીકત આ પ્રમાણે સંભળાય છે. વર્ષોપૂર્વે—ભાવનગર શહેર વસ્યું તેથી પણ અગાઉ—વડવાના એક કુવામાં આ પ્રતિમાજી હતાં. શાસનદેવે એક ભક્તને સ્વપ્ન આપ્યું કે જુદાજુદા નવખંડવાળા આ પ્રતિમાજી કુવામાંથી બહાર કાઢી નવ દિવસ સુધી નવમણ ફાડાની લાપસીમાં (કંસારમાં) ભંડારી રાખવા એટલે તે નવે ખંડો સંધાઈને પ્રતિમાજી અખંડ થઈ જશે. ભક્તે તે પ્રમાણે કર્યું. પરંતુ ભવિતવ્યતાની ફેરે—જનતાના આગ્રહથી નવ દિવસ પૂરા થયા પછી કાઢવાને બદલે નવમે દિવસે જોયું ને પ્રતિમાજી બહાર કાઢયાં. જોકે નવે ખંડ સંધાઈ ગયેલા પરંતુ એક દિવસની ન્યૂનતાને કારણે સાંધાઓના આંકાઓ પણ ન દેખાવા જોઈએ તે દેખાય છે. હાલ પણ તે નવે નવ આંકાઓ સ્પષ્ટ જણાય છે. કાળાન્તરે તે પ્રતિમાજી ઘોઘામાં પધાર્યા. હાલ ભાવનગરમાં શ્રી આદીશ્વર ભગવાનનું બિમ્બ છે તે ઘોઘાથી આવેલ છે.

હજુ પણ શ્રી પાર્શ્વનાથ પ્રભુના શાસનદેવી પદ્માવતીજી ભાવનગર મોટા મન્દિરમાં છે, ને શ્રી આદિનાથ પ્રભુના શાસનદેવી ચક્રેશ્વરીજી ઘોઘાના મન્દિરમાં છે.

શ્રી નવખંડા પાર્શ્વનાથ પ્રભુ ક્યારે પ્રકટ થયા ને ઘોઘામાં ક્યારે પધાર્યા તેની ચોક્કસ માહીતી કંઈ પણ પ્રાપ્ત થતી નથી. પણ છેલ્લા ત્રણ સો વર્ષથી તે બિમ્બ ઘોઘામાં વિરાજે છે. એટલે તે પૂર્વે પ્રકટ થયા હોવાનું સહજ છે. ૧૭૧૭ની સાલમાં ઉપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે 'સમુદ્રવહાણ સંવાદ' ઘોઘામાં રચ્યો, તેમાં શ્રી નવખંડ પાર્શ્વનાથ પ્રભુનું સ્મરણ કરેલ છે. સં. ૧૭૨૦ની સાલમાં અહીં ચાતુર્માસ રહેલ ઉપાધ્યાય શ્રીકુંઅરવિજયજી ગણિના ઉપદેશથી સકલ સંઘે ભરાવેલ ધાતુમય તીર્થપટ્ટના લેખમાં શ્રીનવખંડા પાર્શ્વનાથનો ઉલ્લેખ છે. તે લેખ આ પ્રમાણે છે.

**संवत् १७२० वर्षे आसो वदि १३ हस्तार्के श्री घोघाबन्दिरवास्तव्यसकलसङ्घेन कारितस्तीर्थपट्टः ॥ प्रतिष्ठितः श्रीतपागच्छनायक भट्टा० श्री ५ श्री विजयदेवसूरीश्वर–पट्टालङ्कार सकलभट्टारकशिरोमणि भट्टारक श्री ५.श्री विजयप्रभसूरिभिः । उपदेशात् महोपाध्याय श्री ५ श्री धनविजयगणि–तच्छिष्य सकल(पाठक)वाचकशिरोमणि उपाध्याय श्री ५ श्री. कुंअरविजयगणि चातुर्मासिकस्थितेन। श्रीनवखण्डपार्श्वनाथप्रसादात् । श्रियेऽस्तु ।**

આ પટ્ટ ઘણો દર્શનીય છે. તેના મધ્ય ભાગમાં સમવસરણ છે. તેની જમણી બાજુમાં શ્રી શત્રુંજય તીર્થ અને આબુ તીર્થ છે. ડાબી બાજુમાં ગિરિનારજી, અષ્ટાપદાવતાર અને સમેતશિખર તીર્થ છે. ઉપરના વિભાગમાં વીશ વિહરમાન જિન અને નીચેના ભાગમાં શ્રી નવપદજી છે. ૨૮૦ વર્ષ પૂર્વે ભરાયેલ–રમણીય–ધાતુમય આ પટ્ટ કાળક્રમે ઘસાઈ ગયેલ છે. છતાં બારીકાઈથી તપાસતાં સર્વ સ્પષ્ટ દેખાય છે. દરેક તીર્થ ઉપર નામ પણ લખેલ છે.

આ મન્દિરમાં અન્ય પણ પ્રાચીન અને ચમત્કારિક બિમ્બો દર્શનીય છે.

**૨. શ્રી નેમિનાથ પ્રભુનું મન્દિર**—શ્રી નવખંડા પાર્શ્વનાથ પ્રભુના મન્દિરની સન્મુખ શ્રીનેમિનાથ પ્રભુનું મંદિર છે. તેમાં પણ પ્રતિમાજીનો પરિવાર સારા પ્રમાણમાં છે. બીજું હાલમાં ૨૦–૨૫ વર્ષ પૂર્વે ઘોઘાથી માઇલ–દોઢ માઇલ દૂર દરિયામાં આવેલ પીરમબેટમાંથી ખડક ખોદાતાં એક ભોંયરૂં પ્રકટ થયું ને તેમાંથી ઘણી પ્રાચીન વસ્તુઓ નીકળી, તે સાથે ધાતુનાં ૪૦ બિમ્બો પણ પ્રકટ થયાં હતાં, તે પણ આ મન્દિરમાં પધરાવવામાં આવ્યાં છે. તેમાંનાં ઘણાખરાં બિમ્બો ૧૨મા ને ૧૪મા સૈકાના શ્રીરત્નપ્રભસૂરિજી વગેરે પ્રાભાવિક પુરુષોએ પ્રતિષ્ઠિત કરેલ છે. પ્રતિમાઓ મોટે ભાગે શ્રી પાર્શ્વનાથ પ્રભુની છે. દરેક પ્રતિમાની બેઠક ઘણી ભવ્ય અને આકર્ષક છે.

**૩. શ્રી સમવસરણનું મન્દિર**—શ્રી નેમિનાથ પ્રભુના મન્દિરની જમણી બાજુ ઉત્તર દિશામાં સમવસરણનું મન્દિર છે. તેમાં એક ધાતુમય રમણીય સમવસરણ છે ને પાષાણનું એક સમવસરણ તેની જ બાજુમાં છે. બન્ને ઉપર લેખ છે. તેમાં એક લેખ સ્પષ્ટ છે. અને બીજો ઘણો જ અસ્પષ્ટ છે. ધાતુનું સમવસરણ સંવત્ ૧૫૧૧માં ગાંધારના સંઘે કરાવેલ છે. કાળક્રમે ગાંધારની અવનત સ્થિતિમાં અહીં આવેલ હોવા સંભવ છે. સમુદ્રમાર્ગે ઘોઘાથી ગાંધાર બહુ નજીક થાય છે. બન્નેની ઉન્નત દશામાં અવરજવર–વ્યાપાર વગેરે સારો હતો. તે સમવસરણ ઉપરનો લેખ આ પ્રમાણે છે—

"स्वस्ति श्री संवत् १५११ वर्षे माघ शुदि ५ गुरौ गन्धारमन्दिरे श्रीमहावीरप्रासादे समवसरणं समस्तश्रीसङ्घेनकारितम् ॥

આ મન્દિરમાં આ બાજુ બે આચાર્યની મૂર્તિઓ છે. તે પણ ઘણી પ્રાચીન છે. તેમાંની એક સં. ૧૩૫૪માં મોઢજ્ઞાતીય શ્રાવકે ભરાવેલ છે. તેના પર લખેલ લેખ મુશ્કેલીથી નીચે પ્રમાણે વાંચી શકાય છે.

सं. १३५४ वर्षे पोष वदि ५ शनौ श्री मोढज्ञातीय.........चन्द्रसूरीणां मूर्तिः ।

આ લેખમાં ' ચન્દ્રસૂરીણાં 'ની શરૂઆતમાં બેત્રણ અક્ષરો ઘણા જ અસ્પષ્ટ છે. બહુ બારીકાઈથી જોતાં શ્રીહે એમ હોવાની કલ્પના કરી શકાય છે. એટલે આ મૂર્તિ શ્રીહેમચન્દ્રસૂરિજીની હોવા સંભવ છે. મોઢ જ્ઞાતીએ ભરાવેલ છે, તે પણ તેમાં વિશેષ સંગત થાય છે.

બીજી મૂર્તિ શ્રી ધર્મઘોષસૂરિજી મહારાજની છે. તેના પર લેખ આ રીતે છે.

.........श्रीदेवप्रभसूरिशिष्य श्री धर्मघोषसूरीणां मूर्तिः । भा. साहणभार्यालाछिश्रेयसे पद्मलया कारिता ।

આ મૂર્તિની આજુબાજુ ચાર સાધુઓની આકૃતિઓ કોરેલ છે. પૂ. આચાર્ય મહારાજશ્રીની આસપાસ શિષ્યો કઈ રીતે બેસતા તેનો આ આકૃતિઓ જોતાં ખ્યાલ આવે છે. તેના ઉપર નામ પણ લખેલ છે.

૪. ૫. શ્રીસુવિધિનાથ અને શ્રીશાંતિનાથનું મન્દિર—શ્રી નવખંડા પાર્શ્વનાથ પ્રભુના મન્દિરની ડાબી ને જમણી બાજુમાં આ બન્ને મન્દિર આવેલ છે. બન્નેમાં પ્રતિમાજીનો પરિવાર સારો છે. શ્રીસુવિધિનાથ પ્રભુનાં પ્રતિમાજી ઘણા વર્ષો પૂર્વે ભોંયરામાં હતાં, તે ક્યારે મન્દિર કરી બહાર પધરાવવામાં આવ્યાં તે કાંઈ ઉપલબ્ધ નથી.

આ પાંચે મન્દિરો એક સાથે છે. જે સ્થાનમાં આ મન્દિરો છે તે સ્થાન ઘણું વિશાળ અને રમણીય છે. શ્રીનેમિનાથ પ્રભુના મન્દિરની બન્ને બાજુ લાંબી પરસાળ છે. તેમાં એક બાજુ સામાન વગેરે રાખવામાં આવે છે, બીજી બાજુ ચન્દન-સુખડ ઘસાય છે. ત્યાં એક ભોંયરું છે. તે ઘણું ઊંડું અને વિશાળ છે. તેમાં પૂર્વે સુવિધિનાથ પ્રભુ હતા. નીચેના લેખ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે.

। संवत १७७६ वर्षे फाल्गुन शुदि ९ दिने भ० श्री विजयक्षमासूरिराज्ये पं. रूपविजय पं. भीमभक्तउपदेशात् गोघाबन्दिरे मीठा सुन्दरजी शेठाई मध्ये सह आदेशात् दे. सु. धर्मसी वोरा लखजी सिंगजीकेन देवद्रव्येण भोयरं समरापितं भ० श्री विजयरत्नसूरीश्वरशिष्य वाचक श्रीदेवविजयेन संवत् १७८१ फा. शुदि ११ दिने भौंयरपति श्री ८ श्री सुविधिनाथ पधरावितं श्रीः ।

આ લેખ ભોંયરામાં એક ગભારામાં ઉત્તર દિશાની દિવાલના ઉપરના ભાગમાં છે. લેખમાં જાણવા જેવી કેટલીક હકીકતો ઘણી વિશિષ્ટ છે. ઘોઘામાં શેઠ કાળા મીઠાની પેઢી છે. સંઘનો સર્વ વહીવટ એ પેઢી કરતા છે. તે કાળા મીઠા કોણ ? એ એક અત્યારસુધી અણઉકેલ કોયડો હતો. ને તે અંગે જુદી જુદી કલ્પનાઓ થતી હતી. કોઈ કહેતું કે શ્રી નવખંડા પાર્શ્વનાથ પ્રભુ કાળા–શ્યામ છે ને ભક્તને મીઠા ફળ આપે છે. માટે શેઠશ્રી આણંદજી કલ્યાણજીની પેઢી વગેરેની માફક શેઠશ્રી કાળા મીઠાની પેઢી એવું નામ રાખેલ છે. વળી કેટલાએક કહેતાં કે કાળા મીઠા નામના ગૃહસ્થે પોતાની સર્વ સમ્પત્તિ સંઘને અર્પણ કરીને પોતાનું નામ રખાવેલ છે, પણ તે માટે કાંઈ પણ પૂરાવો નથી. પરંતુ આ

લેખથી સત્ય વસ્તુ આ પ્રમાણે છે. પૂર્વે અહીં મીઠા સુન્દરજીની શેઠાઈ હતી. તેમના પુત્ર કાળા મીઠા થયા, ને તેમના નામની પેઢી સ્થપાણી જે હજુ પણ ચાલે છે.

બીજું આ લેખમાં—અમુક આચાર્યના રાજ્યમાં—અમુકની શેઠાઈ મધ્યે, સંઘના આદેશથી વગેરે જે લખેલ તે ઘણું જ મહત્ત્વનું છે. પૂર્વે એ બંધારણ ઘણું જ વ્યવસ્થિત હતું. શાસનના સમ્રાટ્ આચાર્ય ભગવંતનોનું સર્વત્ર શાસન ચાલતું. ગામેગામ નગરશેઠોનું સારૂં વર્ચસ્વ હતું. સંઘની–મહાજનની આજ્ઞાને સહુ કોઈ માન્ય રાખતું. કોઈને કંઈ પણ કાર્ય કરવું હોય તો ત્યાંના નગરશેઠની અનુજ્ઞાની અપેક્ષા રખાતી, ને તેથી મર્યાદા બહુ સારી સચવાતી. હાલ ધર્મ અને વ્યવહારમાં જે શિથિલતા–સ્વેચ્છાચાર જોવામાં આવે છે, તેમાં પૂર્વનું બંધારણ નિર્બળ થયું–કરાયું એ જ પ્રધાન કારણ છે. વ્યવસ્થિત બંધારણ સિવાય લૌકિક રાજ્યના પાયાઓ પણ હચમચી જાય છે તો ધાર્મિક સામ્રાજ્ય માટે તો કહેવું શું ? માટે તેને–તેના બંધારણને મજબૂત રાખવા–સતત પ્રયત્ન કરવો જોઈએ.

આ બન્ને પરસાલના ઉપરના ભાગમાં વિશાળ અને ઊંચા બે કુરજા છે. તે ઘણા મનોહર છે. ત્યાંથી દૂર દૂર દૃષ્ટિ ફેંકી શકાય છે. સાગરની રમણીયતા અહીંથી બરાબર દેખાય છે. કવિઓને પ્રેરણા આપે એવું એ સ્થળ છે. ન્યાયવાચસ્પતિ–સિદ્ધાન્તવિશારદાચાર્ય શ્રી વિજયદર્શનસૂરિજી મહારાજે ન્યાયખંડનખાદ્ય ઉપર રચેલ કલ્પલતા નામની ટીકાનો મોટો ભાગ આ સ્થળે લખેલ છે. આ પાંચે મન્દિરોના બહારના ભાગમાં એક તરફ શેઠ કાળા મીઠાની પેઢી બેસે છે. નજીકમાં એક ઉપાશ્રય છે. ખડકીને માથે ચોઘડીયા બેસવાનું સુન્દર ને રમણીય સ્થાન છે. ત્યાં જ્યારે ચોઘડીયા વાગતાં હોય છે ત્યારે સાંભળનાર થંભી જાય એવી સરસ જમાવટ થાય છે.

**૬. શ્રી ચન્દ્રપ્રભુસ્વામીનું મન્દિર—**

અહીંનાં સર્વ મન્દિરોમાં સૌથી પ્રાચીન આ મન્દિર હોવાનું કહેવાય છે. મન્દિરની આગળ વિશાળ ચોક છે. મન્દિરની બાંધણી જોતાં મહારાજા કુમારપાલે બંધાવેલ હોય એમ જણાય છે. આજુબાજુ ખાસ વસ્તી નથી. એકાન્તમાં આવેલ છે. નાની બારીમાં થઈને અન્દર પ્રવેશ કરાય છે. ત્યાં કોઈ ભવ્યાત્મા સ્થિર થઈ ધ્યાન ધરે તો શીઘ્ર એકાગ્ર થઈ જાય એવું ત્યાંનું વાતાવરણ છે. શ્રીચન્દ્રપ્રભુજીના પ્રતિમાજી પણ સુંદર ને આકર્ષક છે. ત્યાં એક બાજુ ગોખમાં શ્રી દેવસૂરિજી મહારાજની પાદુકા છે, તેના પર નીચે પ્રમાણે લેખ છે—

**। प्र० श्री विजयसेनसूरिगुरुभ्यो नमः । संवत् १७१६ वर्षे कार्तिक शुदि १३ सोमे सं. लषरभार्या काकबाई-दिववास्तव्य परमतार-महा० श्री ५ श्री श्री श्री विजदेवसूरीश्वरपादुका कारापिता । तत्पट्टालङ्कार महा० श्री ५ श्री विजयप्रभसूरिभिः प्रतिष्ठिता । श्री तपागच्छे पं. श्री शान्तिविजयशिष्य पं. श्री देवविजगणि-मेघविजयग-पदेशात् ॥**

બીજાં પણ પ્રતિમાજી વગેરે અહીં દર્શનીય છે.

**૭. શ્રી જીરાવલા પાર્શ્વનાથનું મન્દિર—**

ગામની દક્ષિણ દિશાએ આ મન્દિર આવેલ છે. મન્દિર રમણીય અને વિશાળ છે. ૧૮૨૨ ની સાલના બે શ્રીસિદ્ધચક્રજીના ગટ્ટા ત્યાં દર્શનીય છે. ૧૩૫૭ ની સાલની એક આચાર્ય મહારાજની સુંદર મૂર્તિ પણ અહીં છે. તે સ્થિર કરેલ હોવાથી ને આજુબાજુ પ્રતિમાજી મહારાજ હોવાથી લેખ વાંચી શકાતો નથી.

એ પ્રમાણે આ સાત મન્દિરો અને વિશાળ ઉપાશ્રયો વગેરે ઘણાં મકાનોની મિલ્કત પેઢી પાસે છે. બીજા પણું વિશાળ ધાર્મિક સ્થાનો અહીં છે. શેઠશ્રી આણંદજી કલ્યાણજીની બે ધર્મશાળાઓ છે. એક તો સમુદ્ર કિનારે જ છે. હરકોર શેઠાણી અહીંના હતાં, તેમનો પણ વિશાળ વંડો અહીં છે. ઉપાશ્રયમાં પ્રાચીન હસ્તલિખિત પ્રતોનો ભંડાર દર્શનીય છે. સમયના પ્રવાહે હાલ તો ઘોઘાની પરિસ્થિતિ નબળી છે. ભવિષ્યમાં પૂર્વ જેવી જાહોજલાલીને અનુભવે અને સજ્જનજનમનઆનન્દકારી બને એ જ અભિલાષા.

દાદાસાહેબ, ભાવનગર, વિ. સં. ૨૦૦૧ના વૈ. શુ. ૧૫ને રવિવાર.

# જૈનદર્શનનો અનેકાન્તવાદ

અનુવાદક:—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, અમદાવાદ.

[ હિન્દીમાં મૂળ લેખક–શ્રી મંગલદેવ શાસ્ત્રી. એમ. એ., ડી. ફીલ (ઓક્સન) "ન્યાયકુમુદચન્દ્ર" ભાગ ૨ નું આદિવચન. ]

ભારતીય દર્શનશાસ્ત્રનો ઇતિહાસ અતિ પ્રાચીન છે. ભિન્નભિન્ન સમયમાં અધિકારીભેદથી અનેક દર્શનોનું ઉત્થાન આ દેશમાં થયું છે. દશ્ય જગતના સંપર્કથી વિભિન્ન પરિસ્થિતિના કારણે મનુષ્યના હૃદયમાં જે અનેક પ્રકારની જિજ્ઞાસાઓ ઉત્પન્ન થાય છે, તેનું સમાધાન કરવું એ જ કોઈ પણ દર્શનનું મુખ્ય લક્ષણ હોય છે. જિજ્ઞાસાભેદથી દર્શનોનો ભેદ સ્વાભાવિક છે. ભારતીય દર્શનોમાં જૈનદર્શનનું પણ એક પ્રધાન સ્થાન છે. એનું અમારી સમજમાં એક મુખ્ય વૈશિષ્ટ્ય એ છે કે તેના આચાર્યોએ પ્રચલિત પરમ્પરાગત વિચાર અને રૂઢિઓથી પોતાને અલગ કરીને સ્વતંત્ર દૃષ્ટિથી દાર્શનિક પ્રમેયોના વિશ્લેષણની ચેષ્ટા કરી છે. અમે અહીં વિશ્લેષણ શબ્દનો પ્રયોગ જાણી જોઈને કરી રહ્યા છીએ. વસ્તુસ્થિતિમાં એક દાર્શનિકનું કાર્ય જેવી રીતે એક વૈયાકરણ શબ્દનું વ્યાકરણ અર્થાત્ વિશ્લેષણ, ન કે નિર્માણ–કરે છે તેવી જ રીતે પદાર્થોના સંબંધથી ઉત્પન્ન થનારા આપણા વિચારો અને તેના સંબંધોના રહસ્યોનું ઉદ્ઘાટન કરવાનું હોય છે. 'પદાર્થોની સત્તા અમારા વિચારથી નિરપેક્ષ, સ્વતઃ સિદ્ધ છે.' આ સિદ્ધાંતને પ્રાયઃ લોકો ભૂલી જાય છે. આપણે જાણીએ છીએ કે જૈનદર્શનનો અનેકાન્તવાદ, જેને કે તેની મૂલ ભિત્તિ કહી શકાય તેમ છે તે ઉપર્યુક્ત મૂલ સિદ્ધાન્તને લઈને જ પ્રવૃત્ત થયો છે.

અનેકાન્તવાદનો મૌલિક અભિપ્રાય એ જ થઈ શકે છે કે તત્ત્વના વિષયમાં આગ્રહ ન રાખવા છતાં યે તેના વિષયમાં તત્તદવસ્થાભેદના કારણે દૃષ્ટિભેદનો સંભવ છે. આ સિદ્ધાન્તની મૌલિકતામાં કોને સંદેહ થઈ શકે છે! શું આપણે—

" श्रुतयो विभिन्नाः स्मृतयो विभिन्ना नैको मुनि-
यस्य मतं न भिन्नम्"–[ महाभारत ]
" यस्यामतं तस्य मतं मतं यस्य न वेद सः "
अविज्ञातं विजानतां विज्ञातमविजानताम् [ केनोपनिषद् २ । ३ ]

ઇત્યાદિ વચનોના મૂલમાં અનેકાન્તવાદ જ પ્રતિપાદક નથી કહી શકતા? દર્શન શબ્દ જ સ્વતઃ દૃષ્ટિભેદના અર્થને પ્રગટ કરે છે. આ અભિપ્રાયથી જૈનાચાર્યોએ અનેકાન્ત-

सांसारिक सुखभोगते हुए शुभ स्वप्नोंसे सूचित छजमल्ल नामक पुत्ररत्न हुआ इस उपक्रममें मं. खीमसीने दानपुण्य और उत्सवादि किये।

पृथ्वीके मण्डन रूप रणस्तंभपुर (रणथंभोर) नगरमें कछवाहा नामक महाप्रतापी वंश है। इस वंशमें विजयी पृथ्वीराज और फिर भारमल्ल नामक कीर्तिशाली नरेश हुए। इनके पुत्र महाराजाधिराज जगन्नाथ सम्राट अकबर द्वारा सम्मानित और कछवाहा वंशमें मुकुटके सदृश थे। एक बार इन महाराजाकी सभामें किसी सभ्यने महाबुद्धिशाली खीमसीकी महती प्रशंसा करते हुए कहा कि जैसे नंदके चाणिक्य, भीमके विमल, श्रेणिकके अभयकुमार और वीरधवल-के वस्तुपाल मंत्री सुशोभित थे इसी प्रकार आपके मंत्रीपदके योग्य सचिवेश्वर खीमसी हैं। महाराजाने इनकी प्रशंसा सुनकर हर्षित चित्तसे तत्काल मंत्रीमंडलमें प्रधान बनानेके लिए अपने हाथसे लिखित पत्र द्वारा आमन्त्रण भेजा।

महाराजाधिराजका आमन्त्रण पाकर खीमसी तत्काल शुभ मुहूर्तमें अच्छे शकुनोंसे सूचित हो रणथंभोर आये और महाराजासे मिले। वस्त्राभरणादि भेंट करनेके पश्चात् महाराजाने उन्हें मंत्रीपदकी नियुक्तिरूप अपने राज्यभारको धुरा समर्पित करनेका प्रस्ताव रखा और ज्योतिषी लोगोंसे शुभ मुहूर्त पूछा। सं. १६४८ पोष सुदि हेलि तिथि पुष्य नक्षत्रके दिन निर्दिष्ट शुभ मुहूर्तमें बड़े भारी महोत्सवके साथ खीमसीको मंत्रीश्वरपदारूढ करके महाराजाने बड़ा सन्मान दिया और उसे राज्यसंचालन व दुर्दान्त शत्रुओंको वशमें करने आदिकी शिक्षाएं देकर अपने नगर भेजा।

मंत्रीश्वर सर्व लोकमें मुकुटके सदृश थे। उन्होंने ८४ वणिक्ज्ञाति वो ब्राह्मण आदि प्रत्येक वर्णके लोगोंको वस्त्र, आभूषण, धनधान्यादिका प्रचुर दान किया। उसे जलधरकी तरह अक्षुण्ण दान देते हुए देख कर लोग साश्चर्य कहते कि रैवतगिरिमंडन नेमिप्रभुकी अधिष्ठात्री अम्बिका देवी इनका खजाना परिपूर्ण रखती है।

मंत्रीश्वरने गिरनार प्रमुख समस्त तीर्थोंकी यात्रामें, स्वामिवात्सल्यादि विविध पुण्यकार्योंमें प्रचुर द्रव्य व्यय किया। रणथंभोर दुर्गमें कीर्तिस्तंभके सदृश जिनालय निर्माण करके बड़े आडंबरके साथ तीर्थंकर श्रीमल्लिनाथ प्रभुकी प्रतिमा की प्रतिष्ठा करवाई। पत्तनके श्रीमुनिसुव्रतस्वामीके मन्दिरका जीर्णोद्धार करवाके स्वर्ण कलशादिसे मण्डित किया। इसके सिवाय मंत्रीश्वर तीर्थयात्रा, शास्त्रलेखन, प्रतिमाप्रतिष्ठा इत्यादि शुभ कार्योंमें [illegible] अपनी [illegible] [illegible] करते रहते थे। उन्होंने शेरपुर नामक रणथंभोरके शाखापुरमें नंदनवनके सदृश सुन्दर वाटिका बनवाया और उसमें स्वच्छ जलका कुंआ भी निर्माण कराया। [illegible] [illegible] [illegible] [illegible] बनवाया। इस प्रकार मंत्रीश्वर सर्वाधिकारी खीमसीके [illegible] [illegible] हैं।

આ દિ દે વ ના  તે ર  ભ વ માં નો  પ હે લો  ભ વ

# ધન સાર્થવાહ

લેખકઃ-પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી

[ગતાંકથી ચાલુ]

## [ ૩ ] ભાવનાની ભવ્યતા

ચાલી ગઈ છે અધઃપતનશીલ
ધન સાર્થવાહના ભવ્યાત્માની
બાલકાલની અતિઅનાદિની
અને અવિવેકિની ચાલ.
ન રુચે એને હવે
મેલી કર્મરજથી ખરડાયલા અંગે
પુદ્ગલનાં રમતિયાં સાથે
રમવાની અજ્ઞાનભરી રીત.
ઓસરી ગઈ છે એની ગેરસમજ,
તાત્કાલિક નહિવત્ લાભોમાં
મનને સહજ મનાવવાની
અને રજમાં રાજી થવાની.
મુખમીઠા 'મમ મમ'ના વિષયો માટે
કર્તવ્યની કબ્લી કાઢી આપે
એવો નથી રહ્યો એ
કાલો ભોળો બાલ.
સહજ શુદ્ધતાની કેળવણીથી
કેળવાઈ ચૂક્યું છે એનું
મહત્વાકાંક્ષી મહામાનસ.
વીતી ગયો છે એનો
અમરમાવર્તની અયોગ્યતાનો
આખો ય કૌમારકાળ.
અંકાઈ ચૂક્યાં છે
ધીર ને લલિત પગલાં
ધર્મની તાજગીભરી નવજુવાનીમાં.
પસાર થઈ ગયો છે
પૂર્વસંચિત કરજુઓનો
વમળમાળાનો કુંઠકતાનો કાળ,
અને અપૂર્વકરણાદિકો ઇન્દ્રમાળાએ
ભાવમંથીને મોકળી મેલી
આજના અપૂર્વ સુમુહૂર્તે.
ઉજવાયો એ વરશ્રેષ્ઠીનો
ધૃતપ્રદાનનો રેલમછેલ ભર્યો
આધ્યાત્મિક લગ્નોત્સવ.

× × ×

અનાદિકાળથી સાથે ઉછરેલાં,
અને માર્ગાનુસારિત્વના-
વિશિષ્ટ વાગ્દાનથી આકર્ષાયલાં
ધનનો આત્મા ને તેની પરિણતિનાં
એ યોગ્ય જુગલીયાં,
કાળબળના મહામાહાત્મ્યથી
યોજાઈ ગયાં છે આજે
સ્યાદ્વાદના અબાધિત ને આગમિક
વ્યવહાર-નિશ્ચયના મહામન્ત્રે
અનંતાકાળે ય ન તૂટે એવા
અણુબોલ્યા બોલકોલથી.
મિથ્યા મનાવવાની હોય
અતીવ ભેદમાં સજાતીય ભેદભાવના
સંસારીઓના સ્નેહલગ્નમાં.
અલ્પ ભેદમાં અભેદ મનાય,
અભેદમાં અલ્પ ભેદ મનાય,
એવી અતિજાતીય એકતા
સધાય છે આ આત્મિક લગ્નમાં.
ભેદાભેદના ભાવથી મનાયલો
એ જ સીધો ને સોહામણો માર્ગ
સમર્પે છે સર્વ જાતની ઉન્નતિ
અને સર્વ જાતની સિદ્ધિઓ.
ધન્ય આ અંતર્મનનાં લગ્ન!

ભેદાભેદભાવે હવે
આત્મના હૈયામાં સમાણી
મહામિથ્યાત્વના ને મિથ્યાત્વના–
એ’ઝલનો અંધેરપછેડો ઉપાડીને
અને સમ્યગ્દષ્ટિનાં સુસૂક્ષ્મ તંતુઓનો
આછો ને સ્વચ્છ ઘુંઘટ ઓઢીને
તે અનિર્વચનીય રૂપવતી
સ્વચ્છાત્મપરિણતિ નવવધૂ.

× × ×

ધનશ્રેષ્ઠીના આત્માને
પરમ સિદ્ધિની વિજયસાધનાના–
અવ્યવચ્છિન્ન સંતાનના માટે
વીર્યોલ્લાસના વિશેષ પ્રમાણનો
વીરોચિત પૂજનદિન છે આજે
આભ્યંતર દેશવ્યાપી દશહરા.
હોમી છે હુતાશણીમાં એણે
પરપરિણતિની સાથે બાંધેલી
અભેદ મોહની મ્હોબત,
અને ઉજવાય છે અત્યારે
આત્મપરિણતિની પ્રીતિનો
સમુજ્જ્વલ ને નિરુપાધિક
નવખીલ્યો વસંતોત્સવ.
જાગી છે આજે
ધનની અંતર્ દીપિકામાં
સર્વતોમુખે ઝળહળતી
આત્મપ્રણયના આધ્યાત્મિક બોધની
લોકોત્તર દીવ્ય દીપાવલી.
પોતાને પોતાનામાં જ વસાવાની
આજે પ્રારંભાઈ છે
પુણ્યાનુબંધી પુણ્ય પર્યુષણા.
ભોળો છે દુનિયાના બાળો ય
કદિ ય ભુલાયા ન ભુલાય
એવા હોય છે અપૂર્વ
વચનોચ્ચારણમયના રસાસ્વાદો,
પણ પારખી શકે પ્રત્યક્ષથી એને
પરમ રસના પરમેશ્વરો જ,
જ્યાં જાણી શકે એને
આગમાનુસારી લાક્ષણિકો
શ્રદ્ધાદિ સલ્લક્ષણોથી.
ધન સાર્થવાહની આત્મભૂમિમાં
અધ્યેયતાના સુસ્પર્શ બોધમાંથી
મિત્રતાના મહાઆકાશમાર્ગે
સતત વર્ષી રહી છે
કરુણાની કુંમળી ભીંની ઝરમર.
વાય છે અતીવ સુખદ ત્યાં
ભવવૈરાગ્યના રોમાંચક વાયરા.
વધુ વધુ ઉલ્લસી રહી છે
તત્ત્વાનુરાગી હરિયાળી તેમાં.
મન્દ પડ્યા છે ત્યાં
તપનીય દશાવિશેષના તાપો.
અવનવી સામગ્રી સહ
સમ્યક્ત્વની જાગેલી નિર્મળતામાં
અવતરી છે સુવિશેષ
આભ્યંતર શાન્તિની સુપ્રસન્નતા
ધનના અનાદિ કાલીન આત્મકોટે.
અહો ! કેવો ઊગ્યો છે ! આજે
ધન્ય પુણ્ય ધનના માટે
વ્રતયોગ્યતાના આશીર્વચનનો
સુહાવણો પુણ્ય પર્વદિન.
અતીવ અતીવ ઉલ્લાસમાં
અંતર્ધાન થાય છે આજે
ધનનો પરિણત આત્મા
એ નવ પરિણીતા આત્મપરિણતિમાં.
ગુંજી ઊઠે છે એનું
હું–તુંની એકતાનું અંતર્ગાન.
લોકાતીત આનંદ આજ અંતરે
જાગેલી ઓ !

બાળ્યું ભવ્ય બધું તુજ રૂપ
નિર્મળ રૂપની જાગેલી ઓ !
તારા આછા ઘુંઘટમાંથી આંખડી
જાગેલી ઓ !
રૂડે બોધપ્રકાશ અનૂપ
નિર્મળ રૂપની જાગેલી ઓ !

તારી ભાવ ચપળતા તે ગઈ
 ઓસભેલી ઓ !
કેવી બની ગંભીર સુસુસ્થિર
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
તારો રાગ પ્રશસ્ત તે ઊભરે
 અલબેલી ઓ !
મારે અંગે રેલાય શમનીર
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
ઓતપ્રોત બન્યાં અલી ! આપણે
 અલબેલી ઓ !
ભવભવનાં ભાંગ્યા ભેદ,
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
આજ માંડ્યાં મંગલ અભેદનાં
 અલબેલી ઓ !
મટ્યા ભેદી એ ભવના ખેદ
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
પ્રિય ! હુંમાં સમાવી મેં તુજને
 અલબેલી ઓ !
વળી તુજમાં સમાઈ છે તું જ
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
અહીં સર્વે વિરસ રસ વિશ્વના
 અલબેલી ઓ !
એક સાચો સ્વામી રસ તું જ
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
હું છું તારો રુચિ તું મારી
 અલબેલી ઓ !
અમે હાલ ન એવા ભોલ
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
તુંને હુંનાં અમૃત આસ્વાદમાં
 અલબેલી ઓ !
તુંને હુંના ક્યાં આજ ઠાલ
 નિર્મળ રૂપની અલબેલી ઓ !
[illegible] પંખીડાં
 અલબેલી ઓ !
[illegible]
 [illegible] ઓ !

છે હુંમાં નહિ દિન–રાતડી
 અલબેલી ઓ !
એમાં કાળ અનંત સુખકેર
 નિર્મળ રૂપની અલબેલી ઓ !

× × ×

સર્વ પ્રમાણોથી પર છે
સમ્યગ્દૃષ્ટિ ને આત્મપરિણતિનો
અનુભવગમ્ય સુધાસ્વાદ
અનુભવ વગરના જીવોને.
અમૃતથીયે પર છે એ અમૃત.
અપ્રાપ્તપૂર્વ એ અમૃતની પાસે
વામાવદનનું ઓષ્ઠામૃત
કેવળ વિષયને વાગોળનારું
મનાયું ધન શ્રેષ્ઠીના આત્માને.
અવગણ્યાં છે એનાથી હવે
અસ્થિર ને અધૂરાં અમૃત
સાગર સ્વર્ગ ને શશીનાં.
હતો ન હતો થયો
આજ પાણીનો સંસાર એને.
કર્મ આવરી રહી છે આજે
પૂર્વ કર્મની પ્રેરણાથી
એ ઔચિત્યનો ક્રમયોગી,
પણ પાપની તાર શિલા પર
આછાં હળવાં મંડાય છે એનાં
નીરસ વિરસ વેઠનાં પગલાં.
વાસ્તવિક શિષ્ટતાને પામેલી
શુભ વિશિષ્ટ એની ચિત્તવૃત્તિ
સત્કર્મને જ સત્કારતી
શુદ્ધ આત્મને જ સાધવા
પ્રવૃત્તિને પીઠ આપી રહી છે.
મોળા લાગી છે ચીકાશ એને
રાગાઓના રસભીના ગાનની.
નવીન જાગેલી વિરક્તતાએ
વિરહી બનાવ્યો છે એને
મુમુક્ષુની અંતર સોણતનો.
[illegible] લાગ્યા છે એને
[illegible]

રસદાર મેળવના ભોજન શા
સહધર્મપ્રવૃત્તિના કોડ.
અત્યંત ને અનંત છે
આ આત્મના એ અભિલાષ.
એ અભિલાષનાં સ્વાદો ને સુખો ય
અત્યંત ને અનંત છે.
એ અભિલાષની પ્રેરણાથી
આવશ્યક બનાઈ છે એને
ભવના વ્યાધિના વૈદ્યોની
અને વૈદવિદ્યાના પ્રણેતાની
સુખદ સેવાવૃત્તિ.
અનાદિ કાલીન એ આત્માના
તથાભવ્યત્વને લઈ
તેનામાં પ્રગટી હતી
અવિશેષ સમુજ્જ્વલતાની
વરબોધિ નિર્મળતા.
સમ્યગ્દર્શનની એ શ્રેષ્ઠતાએ
સહજ સમર્પેલી
અતિ સૂક્ષ્મ તત્ત્વગ્રાહિતાથી
વિશેષ વિકાસ પામી હતી
તેનામાં ધર્મદેશનાની યોગ્યતા.
શુશ્રૂષાની તાલાવેલી સહ
આરોપાતાં હતાં એનાં
આજના અવશિષ્ટ દિનનાં ઔચિત્ય.
એ ઔચિત્યોમાંય
આત્મરતિનો રસ રેલતી હતી
અધ્યાત્મનો ઊંડો પ્રણય લહોવતી,
અનાદિ કાળના ગાઢ ઓળાઓમાંથી
બહાર પડેલી ઓલી
નવવધૂ આત્મપરિણતિ.

× × ×

ધીરે ધીરે ઢળી રહ્યો છે
પૃથ્વીપરનાં અજવાળાંનો ઓઘો.
અલેને, એ પર પૃથ્વીમાં સાહ્યો જાય
પોતાનાં અજવાળાં ઉતરડીને;
અલેને, એની પાછળ આવે
પૃથ્વીને નવ નવ રંગે રંગતી
લલિત લટકો કરીને ચાલી જતી
ચંચળ હૈયાની રંગીલી સંધ્યા;
અલેને, પછી પાથરતી આવે
ઘેરા અંધારાનો ઓછાડ
શરમને આચ્છાદન કરતી રજની.
અંધારાં આવે છે વારાફરતી
સમયના અજવાળામાં,
અને એ નિશામાં પોઢે છે
પ્રમાદશીલ સમગ્ર સૃષ્ટિ.
પણ ધનના અભ્યંતરમાં હવે
કિંચિતે કુતૂહલ નથી
એવાં પાથર પરિવર્તનોમાં.
કુતૂહલ છે એને
પીઢીલ્હાસની પરંપરાને કાયમ કરી
શુદ્ધાધ્યવસાયને વહેતો રાખવામાં,
અને વરેલી આત્મનિર્મળતાને
સદાય સાવચેતીથી સાચવવામાં,
૧" બધીય રીતે ચિન્તવવું
બહુ જ નિશ્ચિત બુદ્ધિથી શાસ્ત્રને;
બધીય રીતે શંકિત રહેવું
આરાધન કરેલા નૃપતિથી;
બધીય રીતે રક્ષણ કરવી
સ્વાધીન કરાયેલીય યુવતિને;
ક્યાંથી સ્થિરતા હોય
શાસ્ત્રમાં રાજ્યમાં ને યુવતિમાં!"
આવાં સુભાષિતોના પરિશીલનથી.
અણકપટ શા અંતરપટથી
જાણીને અભ્યાસ જાગે આત્મિકતા
પરિણતિનો પ્રવાહ ન અટકે,
અને એ અંતરપટેય
સમૂળ ઉચ્છેદાય.
એવી કંખના કંખી રહી છે

---

१ शास्त्रं सुचिन्तितमपि परिचिन्तनीयं
आराधितोऽपि नृपतिः परिशङ्कनीयः ॥
अङ्कस्थिताऽपि युवतिः परिरक्षणीया
शास्त्रे नृपे च युवतौ च कुतो वशित्वम् ॥

શ્રી ધન સાર્થવાહનો
એ વરઘોડાથી મહાન આત્મા.
નિવૃત્ત થઈ ગયા છે
નસીબના એવા અધિકાર ક્યારના ય;
યથાભવ્ય આવી મળે છે
પુરુષસિંહને સર્વાહિત લક્ષ્મીઓ;
પણ અંતિમ વિષમ છે
પ્રમાદના વીંઝેલા વાયરા.
યથાશક્ય સચેત ને
સાવચેત છે સાર્થવાહ
આવિર્ભવેલી સૂક્ષ્મ બુદ્ધિના બળે
એ પ્રમાદને ઉચ્છેદવામાં.
તાત્ત્વિક બોધના પરિણામે
ઉદ્ભવી છે એ સમ્યગ્દ્રષ્ટાને
તત્ત્વોના તરફ અહૂપતા.
તાલાવેલી અનુભવે છે
એની જિજ્ઞાસા અને શુશ્રૂષા
વધારે વિસ્તૃત શ્રવણની,
અને માગે છે તે
સવિશેષ મનન પરિશીલનને.

× × ×

પુનરુચ્ચારણ કરાવતાં સમતાનાં
સમતાના સાગર સમા
ધર્મઘોષાદિ મહામુનિવર્યોથી;
ભાવ સ્તવથી સ્તવ્યા સર્વે
પુણ્યપુરુષ શ્રીતીર્થંકરોને;
વંદન કર્યાં વંદનીય ગુરુવર્યોને
દ્વાદશાવર્તાદિ બહુવિધિથી;
દૈનિક પાપથી પાછા ફર્યા એઓ
અર્જુનાદિ મહર્ષિઓની શૌર્યવૃત્તિથી;
કાયોત્સર્ગાદિ આલોચના આદરી
પ્રાયશ્ચિત્તના પાણીએ પખાળ્યાં
હિયડામાં સંકલિત પાપોને;
પ્રત્યાખ્યાન કર્યાં એમણે
આવતી રાતનાં આહારાદિનાં;
આ રીતે પૂર્ણતાને પામી
સુવિહિત આવશ્યકી.
આવશ્યક આવશ્યક કરણી.
નિશાએ નોતરેલાં અંધારાંમાં
અંતર્મુખ વળી છે આંખો
જ્ઞાનક્રિયાની સુદૃઢ પાંખોથી
આત્માકાશમાં ઊડતા
ઉપાશ્રયમાંના મુનિમધુકરોની.
વધારે પ્રકાશને પામી રહ્યા છે
સ્વાધ્યાયના ભરપૂર તેલથી
સંસારસાગરમાં દ્વીપસમા
મુનિમહાદીપોના અંતરદીપો.
વધારે પ્રગતિમાન બની છે
કાયાની ગુપ્તિ ને યતના
દશવિધ યતિધર્મના પાલક એ
યતમાન યતિવર્યોથી.
આદરે છે અતીવ ઓછી ઉપાધિ
વેરણ નિદ્રાનો પ્રમાદ
અપ્રમાદી તાલીમ પામેલા એમને.
સૌમ્યતાથી સરી રહી છે
આત્મનિષ્ઠ શ્રવણેન્દ્રિયોને
અગોચર અથવા અલ્પગોચર
ભાષાસમિતિનો સુખદ નાદ
શુભ ભાવનાના એ વાતાવરણમાં.
આવી સાધુવસતિમાં
પ્રવેશ કરે છે હળવે પગલે
ભાવ શ્રાવક ધન સાર્થવાહ.
વંદન કરે છે એનું મસ્તક
ભાવસારતાથી વિશિષ્ટતાથી
આચાર્યાદિક ભાવ યોગીઓને.
છે અતીવ મોંઘા મોંઘા
પ્રશસ્ત પ્રેમના મેળાપ,
અને અતીવ દુર્લભ છે
આવાં ભાવનાં વંદન.
આ દુર્લભતા ચર્ચે છે આત્માને
અનેક દુર્લભતાની પરંપરાએ જ.

× × ×

અનંતા પુદ્ગલપરાવર્તનાં—
અનંતાં કાલચક્રોમાં ભમતા

અને ભાવમલથી ભારે થતા
આ સંસારી જીવને,
તથાભવ્યત્વની ભવમનસ્થાઈથી
યથાપ્રવૃત્તિકરણના યોગે
ભાવમલથી ઓછાશ થવી,
એ અતીવ દુર્લભ છે
દશ દૃષ્ટાન્તે દુર્લભ માનવતાથી,
આર્યદેશોમાં દુર્લભ ઉત્પત્તિથી,
યોગીઓના કુલમાં દુર્લભ જન્મથી
અને દુર્લભ પંચેન્દ્રિય લાભાદિથી.
ચરમાવર્તમાં આવેલા જીવને
અપુનર્બન્ધકતાના પ્રતાપે
ખેદાદિ દોષોનો પરિહાર,
અદ્વેષાદિ ગુણોની પ્રાપ્તિ,
અસત્પ્રવૃત્તિના પરિત્યાગથી
સત્પ્રવૃત્તિની પ્રવર્તક સદ્દષ્ટિ,
યોગીશ્વરોમાં ને ભાવયોગીઓમાં-
કુશલ ચિત્ત ને નમન સેવાદિ,
સર્વંગ પરાર્થકરણાદિ ને ભવોદ્વેગ
ઇત્યાદિ યોગનાં બીજોનું ઉપાદાન
એ જેમ અગમ ને અનુપ છે
તેમ અતીવ દુર્લભ પણ છે
ભાવમલની અલ્પતાની પેરે જ.
અપૂર્વ વીર્યોલ્લાસનાં ઉલ્લસવાં,
મોહની અભેદ્ય ગ્રંથીનો ભેદ,
તાત્ત્વિક સદ્દર્શનની પ્રાપ્તિ,
એ પણ એવાં જ દુર્લભ છે.
આ બધી દુર્લભતાઓને
તાત્ત્વિક સફળતા સમર્પીને
અત્યારે અમેરી સંતસમાગમની
ઔષધિ મહામોંઘી દુર્લભતાને
સફળ કરી રહી છે
અતીવ ભાવુક એ શ્રેષ્ઠી
પ્રેમ ને [illegible]ભાવથી ભરેલા
વાસ્તવિક વિશુદ્ધાશયથી.
નથી કોઈ જાતની ઉપાધિ
એ પ્રેમ ને ભક્તિમાં.
અર્તાવ ઊંચે ઊડતા હોય છે
સુગુણ મહાત્માઓ પરના-
નિરાશંશીઓના સ્નેહ
સ્વર્ગનાં સોપાનોથી
અને સ્વર્ગની પેલીપારથી ય.
ન પહોંચી શકે ત્યાં
અને ન સમજી શકે તેને
પ્રેમદાના પામર પ્રણયીઓ
કે કાયા-માયાના લાલચુઓ.
અમરતાથીય અતિ આગળ
એ લોકોત્તર સ્નેહગગનમાં
વિચરવા માટે જોઈએ
પ્રકાશ ને પ્રવૃત્તિની મજબૂત પાંખો.
ક્યારે ક્યી છે કાઢીઆઓ
એ સચ્ચિત્તના મહાબળે.
અજવાળાં આપી દોડ કરાવી છે
એ પ્રકાશે ને પ્રવૃત્તિએ.
એ પ્રેમ-ભક્તિના સ્વાદો
અર્પશે આનંદ ને મહાગીકાશ
અમૃતના કરતાંય અનંતગણી.
ઝીલી રહો અતિ રોમાંચક દેહે
સર્વથા સાવધાન બનેલો,
ભાવી તીર્થંકરનો આત્મા
એ ધન સાર્થવાહ
ધર્મઘોષની દેશના-વર્ષામાં.
અનુભવે એ સુશીતલ
આનંદ ને મહાગીકાશ.
તૃપ્ત સંતૃપ્ત થયો
એનો ઉત્કર્ષગામી અંતરાત્મા.

(ચાલુ)

# પ્રવચન-પ્રશ્નમાલા

પ્રયોજક-પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયપદ્મસૂરિજી.

(ક્રમાંક ૧૧૭ થી ચાલુ)

૮૧ પ્રશ્ન—દશપૂર્વધર શ્રીઉમાસ્વાતિ વાચકના ગુરુદેવનું નામ શું?

ઉત્તર—આર્ય મહાગિરિજીના ૧ બહુલ, ૨ બલિસ્સહ-બે શિષ્ય થયા. તેમાં બલિસ્સહ શ્રીઉમાસ્વાતિવાચકના ગુરુ થાય. ૮૧.

૮૨ પ્રશ્ન—મહાગિરિજી મહારાજ અને સુહસ્તિસૂરિના નામની પહેલા 'આર્ય' શબ્દ બોલાય છે તેનું કારણ શું?

ઉત્તર—શ્રીસ્થૂલિભદ્ર મહારાજે તે બંનેને બાલ્ય વયમાં યક્ષા નામની આર્યા (સાધ્વી)ને સોંપ્યા હતા. તે સાધ્વીએ 'માતા જેમ બાળકનું પાલન કરે' તે રીતે બંનેનું પાલન કર્યું હતું. આ કારણથી તે બંને-'આર્ય મહાગિરિજી, આર્ય સુહસ્તિસૂરિજી' આ રીતે પ્રસિદ્ધ થયા, એમ શ્રીસેનપ્રશ્ન વગેરેમાં જણાવ્યું છે. ૮૨.

૮૩ પ્રશ્ન—શ્રીઅવંતીસુકુમાલને દીક્ષા દેનારા કોણ ગુરુ હતા?

ઉત્તર—શ્રી આર્યસુહસ્તિસૂરિ મહારાજ. 'નલિનીગુલ્મવિમાન' નામના અધ્યયનને સાંભળતાં અવંતીસુકુમાલને જાતિસ્મરણ જ્ઞાન પ્રગટ થયું. તેથી તેમણે પાછલા ભવમાં ભોગવેલા નલિનીગુલ્મવિમાનનાં સુખો વગેરે બીના જાણીને વૈરાગ્યવાસિત થઈ આર્ય સુહસ્તિસૂરિજીના હાથે દીક્ષા ગ્રહણ કરી. વિશેષ બીના શ્રીપરિશિષ્ટપર્વાદિમાં જણાવી છે. ૮૩.

૮૪ પ્રશ્ન—નલિનીગુલ્મઅધ્યયનમાં શી બીના વર્ણવી હતી?

ઉત્તર—આ વિમાનનાં દેવોનાં સુખ, આયુ, પરિવાર વગેરે બીના વર્ણવી હતી. ૮૪.

૮૫ પ્રશ્ન—શ્રી સ્થૂલિભદ્રજી મહારાજનો સ્વર્ગવાસ કઈ સાલમાં થયો?

ઉત્તર—વીર નિ૦ સં૦ ૨૧૫માં શ્રીસ્થૂલિભદ્રમહારાજ દેવતાઈ ઋદ્ધિ પામ્યા એમ શ્રીપટ્ટાવલી વગેરેમાં જણાવ્યું છે. ૮૫

૮૬ પ્રશ્ન—શ્રી સ્થૂલિભદ્રજીના સ્વર્ગ પછી કયા કયા પદાર્થો વિચ્છેદ પામ્યા?

ઉત્તર—શ્રીસ્થૂલિભદ્રજીના સ્વર્ગવાસ પછી ૧ કલ્યાણપૂર્વ, પ્રાણાવાયપૂર્વ, ક્રિયાવિશાલ, લોકબિંદુસાર-આ છેલ્લા ચાર પૂર્વો, ૨ વજ્રઋષભનારાચ સંઘયણ, ૩ સમચતુરસ્ર સંસ્થાન, ૪ મહાપ્રાણધ્યાન આ ચારે પદાર્થો વિચ્છેદ પામ્યા એમ પટ્ટાવલી વગેરેમાં જણાવ્યું છે. ૮૬.

૮૭ પ્રશ્ન—દિવાળી પર્વની પ્રવૃત્તિ કઈ રીતે ક્યારથી થઈ?

ઉત્તર—ચરમ તીર્થંકર શ્રીમહાવીરસ્વામી ગુજરાતી તિથિ પ્રમાણે આસોવદી અમાસે, અને શાસ્ત્રીય તિથિ પ્રમાણે કાર્તિકવદી અમાસે રાત્રી ચાર ઘડી બાકી હતી ત્યારે, નિર્વાણપદને પામ્યા, એટલે સિદ્ધ થયા. તે વખતે ૯ મલ્લકી, ને ૯ લેચ્છકી-૧૮ કાશીકોશલના રાજાઓ એકઠા થયા હતા. તેમણે વિચાર્યું કે-આ ભરતક્ષેત્રમાં પ્રભુશ્રી મહાવીરદેવ ભાવ દીપક હતા, તેઓશ્રી નિર્વાણપદને પામ્યા, તેથી આપણે દ્રવ્ય દીપક કરવા જોઈએ. એમ વિચારી દીવા પ્રકટાવ્યા. ત્યારથી દિવાળીપર્વ પ્રવર્ત્યું. દિવાળીપર્વની આરાધના કરનાર ભવ્ય જીવોએ, લોકો જ્યારે દિવાળી કરે, તે દિવસે દિવાળી કરવી. એમાં સ્વાતિનક્ષત્ર-અમાવાસ્યાદિનો વિચાર કરવાની જરૂરિયાત છે નહિ. એમ શ્રી શ્રાદ્ધવિધિમાં જણાવેલા "શ્રીવીરજ્ઞાનનિર્વાણં કાર્યં લોકાનુગૈરિહ" પાઠનું રહસ્ય વિચારવાથી જાણી શકાય છે. ૮૭.

૮૮ પ્રશ્ન—સર્વાનુયોગમય પંચમાંગ શ્રી ભગવતીસૂત્રનાં પદો કેટલાં કહ્યાં છે?

ઉત્તર—૮૪૦૦૦ હજાર પદો જાણવાં, એમ શ્રી સમવાયાંગસૂત્રમાં જણાવ્યું છે. અહીં મતાંતર એ છે કે–શ્રી આચારાંગનાં ૧૮૦૦૦ પદો જાણવાં. તે પછીના સૂત્રકૃતાંગાદિનાં પદો બમણાં બમણાં જાણવાં. એટલે, શ્રી સૂત્રકૃતાંગનાં ૩૬૦૦૦ પદો, શ્રી સ્થાનાંગસૂત્રનાં ૭૨૦૦૦ પદો, શ્રી સમવાયાંગસૂત્રનાં ૧૪૪૦૦૦ પદો, શ્રી ભગવતીસૂત્રનાં–૨૮૮૦૦૦ પદો જાણવાં, એમ શ્રી નંદીસૂત્રમાં જણાવ્યું છે. ૮૮.

૮૯ પ્રશ્ન—તીર્થંકરદેવોનો જન્માભિષેક ઇંદ્રાદિ દેવો મેરુ પર્વત ઉપર કરે છે, તે વખતે જલાદિથી ભરેલા એક કરોડ સાઠ લાખ કલશોથી અભિષેક કરે છે–એમ શ્રી કલ્પકિરણાવલી વગેરેમાં જણાવ્યું છે. આ સંખ્યા સમજવાનો ઉપાય શો ?

ઉત્તર—કલશોની ૬૪૦૦૦ સંખ્યાનો અભિષેકની ૨૫૦ સંખ્યાએ ગુણાકાર કરવાથી ૧૬૦૦૦૦૮૦ સંખ્યા આવે. કલશોની ૬૪૦૦૦ સંખ્યા લાવવાનો ઉપાય ટૂંકામાં આ પ્રમાણે જાણવો—૧ સોનાના કળશો, ૨ રૂપાના કળશો, ૩ રત્નના કળશો, ૪ માટીના કલશો, ૫ સોનારૂપાના કળશો, ૬ સોનારત્નના કળશો, ૭ રૂપારત્નના કળશો, ૮ સોનું–રૂપું–રત્ન આ ત્રણેના કળશો, આ આઠ જાતિના કળશો અભિષેકમાં વપરાય છે. તે દરેક જાતિના આઠ આઠ હજાર કલશો જાણવા. તેથી આઠ હજારને આઠે ગુણતાં ૬૪૦૦૦ થાય. હવે ૨૫૦ અભિષેકની સંખ્યા આ રીતે જાણવી. ભુવનપતિના ૨૦ ઇંદ્રો હોય છે, કારણ કે–દરેક નિકાયમાં દક્ષિણ શ્રેણિનો અને ઉત્તર શ્રેણિનો એકેક ઇંદ્ર હોય છે. એ જ પ્રમાણે વ્યંતરના ૧૬ ઇંદ્રો અને વાણવ્યંતરના ૧૬ ઇંદ્રો હોય છે. વૈમાનિકના બે ભેદમાં કલ્પોપપન્ન બાર દેવલોકના ૧૦ ઇંદ્રો હોય છે. કારણ કે–છેલ્લા ચાર દેવલોક (આનત–પ્રાણત–આરણ–અચ્યુત)માં બબ્બે દેવલોકે એકેક ઇંદ્ર હોય છે. એટલે નવમા–દશમા દેવલોકનો એક ઇંદ્ર અને અગીઆરમા–બારમા દેવલોકનો એક ઇંદ્ર તથા શરૂઆતના આઠ દેવલોકના આઠ ઇંદ્ર. આ રીતે વૈમાનિકના ૧૦ ઇંદ્રો જાણવા. ૨૦+૩૨+૧૦=૬૨ ઇંદ્રોના ૬૨ અભિષેક થાય છે. તથા મનુષ્યલોકના ૧૩૨ સૂર્યચંદ્રોના ૧૩૨ અભિષેક અલગ અલગ થાય છે. જંબૂદ્વીપના ૨ સૂર્ય ૨ ચંદ્રમા, લવણસમુદ્રના ૪ સૂર્ય ૪ ચંદ્રમા, ધાતકી ખંડના ૧૨ સૂર્ય ૧૨ ચંદ્રમા, કાલોદધિ સમુદ્રના ૪૨ સૂર્ય ૪૨ ચંદ્રમા–અડધા પુષ્કરદ્વીપના ૭૨ સૂર્ય ૭૨ ચંદ્રમા. આ રીતે ૨+૪+૧૨+૪૨+૭૨=૧૩૨ થાય. તથા અસુરકુમારનિકાયની–દક્ષિણોત્તરદિશાની દશ ઇંદ્રાણીઓના દશ અભિષેક જાણવા, ને નાગકુમારાદિ નવ નિકાયની બાર ઇંદ્રાણીઓના ૧૨ અભિષેકો જાણવા. વ્યંતરની ચાર ઇંદ્રાણીઓના ચાર અભિષેક, જ્યોતિષીની ચાર ઇંદ્રાણીઓના ચાર, પ્રથમના બે દેવલોક (સૌધર્મ–ઇશાન)ની સોલ ઇંદ્રાણીઓના ૧૬ અભિષેક જાણવા. આ રીતે ૧૯૪ ઇંદ્રોના અભિષેક, ને ૪૬ ઇંદ્રાણીઓના ૪૬ અભિષેક થાય. સામાનિક (ઇંદ્રની સરખી ઋદ્ધિવાળા) દેવોનો ૧ અભિષેક, ત્રાયસ્ત્રિંશક (ગુરુસ્થાનીય) દેવોનો ૧ અભિષેક, ચાર લોકપાલ દેવોના ચાર અભિષેક, અભ્યંતર–મધ્યમ–બાહ્યસભાના દેવોનો ૧ અભિષેક, સૈન્યાધિપતિ દેવોનો ૧ અભિષેક તથા પ્રકીર્ણક દેવોનો ૧ અભિષેક–આ રીતે સામાનિકાદિ દેવોના ૧૦ અભિષેક જાણવા. ૧૯૪+૪૬+૧૦= ૨૫૦ અભિષેક આ રીતે થાય છે. ૮૯.

૯૦ પ્રશ્ન—ચૈત્ર માસની ઓળીના અને આસો માસની ઓળીના શરૂઆતના ત્રણ [illegible]સોમાં કરેલો તપ ક્યા ક્યા તપમાં ગણી શકાય ને ક્યા ક્યા તપમાં ન ગણી શકાય ?

ઉત્તર—તે ત્રણ દિવસો મહા અસજ્ઝાયના કહેવાય છે, તેથી તેમાં કરેલો તપ

રોહિણી વગેરે સંલગ્ન તપ તથા વર્ધમાન તપ વગેરેમાં ગણાય, પણ ઉપધાનાદિની આલોચના, વીસસ્થાનક તપમાં ન ગણાય–એમ શ્રી સેનપ્રશ્નનાદિમાં જણાવ્યું છે. ૯૦.

**૯૧ પ્રશ્ન**—ઋતુધર્મ સંબંધી ત્રણ દિવસનો તપ ક્યામાં ગણાય ને ક્યામાં ન ગણાય ?

**ઉત્તર**—રોહિણી, જ્ઞાનપંચમી, આઠમ, ચૌદશ, મૌન અગીઆરસ, વર્ધમાનતપ વગેરેમાં ગણાય, પણ વીસ સ્થાનક, ઉપધાનાદિની આલોચના, કર્મસૂદનતપ વગેરેમાં ન ગણાય. ૯૦.

**૯૨ પ્રશ્ન**—જે ભવ્ય જીવોએ રોહિણી વગેરે તપ ઉચ્ચર્યા હોય, અથવા ઉકાળેલા પાણી પીવાનો નિયમ અથવા રાત્રિભોજનાદિ ન કરવાનો નિયમ ગ્રહણ કર્યો હોય, તેઓ "આજે બીજી તિથિ છે, પર્વ તિથિ નથી" આવા વિચારથી અથવા ગાઢ માંદગી–વિસ્મરણાદિ કારણે તે પર્વ દિવસે ઉચ્ચરેલાં તપ ન કરી શકે અથવા લીધેલો નિયમ ન પાળી શકે અથવા ભૂતપ્રવેશાદિ કારણે પરાધીન હોવાથી વ્રતાદિ કે નિયમપાલન ન કરી શકે, તો વ્રતનો ભંગ કે નિયમનો ભંગ થાય કે નહિ ?

**ઉત્તર**—વ્રતાદિને ગ્રહણ કરનારા અને કરાવનારા બંને જાણકાર હોય, અથવા ગ્રહણ કરાવનાર ગુરુમહારાજ વગેરે જાણકાર હોય, તો શરૂઆતમાં ગુરુમહારાજાદિની પાસે વ્રતાદિનું સંપૂર્ણ સ્વરૂપ વિધિવિધાન સાથે સમજી લે. ગુરુમહારાજાદિ તેની યોગ્યતા પ્રમાણે દ્રવ્યાદિનો વિચાર કરી તમામ યોગ્ય સૂચના કરીને જ વ્રતાદિ ઉચ્ચરાવે. તે પ્રમાણે વ્રતાદિની નિર્દોષ આરાધના જરૂર થઈ શકે છે. કેટલાએક ભવ્ય જીવો પ્રભુપૂજાદિનો નિયમ ગ્રહણ કરે છે, તેમણે જન્મ–મરણના સૂતકાદિ કારણે અથવા આગાઢ (આકરી) માંદગી આદિ કારણે જરૂર જયણા સમજી લેવી જોઈએ. અનુપયોગભાવ (સરતચૂક,સાવચેતી ન રાખવી તે)થી કે સહસાત્કારપણે અથવા ગીતાર્થાદિ મહાપુરુષોની આજ્ઞાદિ લઈને ખાસ આગાઢ કારણ ઉપસ્થિત થતાં કે સંપૂર્ણ અસમાધિ હોય ત્યારે લીધેલ વ્રતાદિમાં કાંઈક સ્ખલના (ભૂલ) થાય, અથવા રાજાભિયોગાદિ કારણે વ્રતાદિની આરાધનામાં કંઈક ભૂલ થાય, તેનાથી વ્રતાદિનો ભંગ થતો નથી. માટે જ 'અન્નત્થણાભોગેણં' વગેરે આગારનો પાઠ વ્રતાદિ ઉચ્ચરાવતાં બોલાય છે, ને શ્રી ગુરુમહારાજાદિ તે બધા પાઠ–આગારનો અર્થ પણ સમજાવે છે અનુપયોગ વગેરે કારણે વ્રતાદિથી વિરુદ્ધ ભક્ષણ વગેરે કદાચ થઈ જાય તો તે જ વખતે ખાધેલી ચીજ મોંઢામાંથી કાઢી નાંખવી જોઈએ. આ રીતે બીજી પણ ભૂલ તત્કાલ સુધારીને વ્રતાદિની પદ્ધતિ પ્રમાણે વર્તવું જોઈએ. એમ ન કરે, ને જાણી જોઈને તરત જ ગળે ઉતારે તો વ્રતાદિનો ભંગ જરૂર થાય, એ વાત ન જ ભૂલવી જોઈએ. તથા ભૂતાદિ વ્યંતરાદિના વળગાડ વગેરે કારણે પરવશતા હોય, ત્યારે વ્રતાદિની સાધના ચૂકી જાય, તોપણ વ્રતાદિનો ભંગ થતો નથી 'વ્રતાદિનો ભંગ થયો' એવી ખબર પડે કે તરત જ ભૂલ સુધારી લેવી, તેમાં બેદરકારી કરવી જ નહિ. હે પછી તે દિવસે વ્રતાદિની પદ્ધતિ જાળવવી, એમ જે જણાવ્યું તે, એટલે વ્રતાદિથી વિરુદ્ધ ચીજ વાપરી, પણ ગળે ઉતારી નથી, તેને અંગે સમજવું. આખો દિવસ વીતી ગયા બાદ કાંઇ યાદ આવે કે આજે લીધેલ વ્રતાદિની તિથિ હતી, અથવા ભ્રાંતિથી પહેલેથી જ એમ જાણવામાં હોય કે–'આજે પર્વતિથિ નથી', તો બીજે દિવસે તે તપ કરી આપવો, ને વ્રતાદિની પૂર્ણાહૂતિ થયા બાદ–જે તપ જેટલા પ્રમાણનો કરવાનો હોય, તેથી વધારે કરી આપવો. એમ નિયમાદિને અંગે પણ સમજી લેવું. વિશેષ બીના શ્રાદ્ધવિધિ, પ્રત્યાખ્યાનવૃત્તિ વગેરેમાં જણાવી છે. ૯૨. (ચાલુ)

# મૌર્યકાલીન સ્તૂપો અને શિલાલેખોના કર્તા કોણ?
## —સમ્રાટ સંપ્રતિ કે મહારાજા અશોક?

[ ડૉ. ત્રિ. લ. શાહની માન્યતા સંબંધી વિચારણા ]

લેખક: શ્રીયુત મંગળદાસ ત્રિકમદાસ ઝવેરી, વાણા

"શ્રી જૈન સત્ય પ્રકાશ"ના ક્રમાંક ૧૧૫ તથા ૧૧૬—એ બે અંકોમાં ડો. ત્રિ. લ. શાહે પ્રિયદર્શી સમ્રાટ અશોકની અનેક કૃતિઓને સમ્રાટ સંપ્રતિના નામ પર ચઢાવવાનો પ્રયાસ કર્યો છે, અને સમ્રાટ સંપ્રતિના રસોડામાં રાજ—આજ્ઞાથી નિયમિત બે મોર અને એક હરણનું માંસ રંધાતું હતું આ જાતનો તેમણે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો છે. સાથોસાથ પ્રિયદર્શીની ઉપમા મહારાજા અશોકની નહીં પણ મહારાજા સંપ્રતિની હતી આ જાતના અભિપ્રાયને તેઓ વળગી રહ્યા છે, અને એમ કરીને તેઓ ઇતિહાસને અન્યાય કરી રહ્યા છે. આ માન્યતા "શ્રી જૈન સત્ય પ્રકાશ"માં રજુ કરી જૈન જનતામાં સમ્રાટ સંપ્રતિ શું માંસાહારી હતા?—આ જાતની શંકાઓ તેમણે ઉત્પન્ન કરી છે. આનો જવાબ અમો નીચે મુજબ રજુ કરીએ છીએ, અને આશા રાખીએ છીએ કે ડો. શાહ શાસનહિતાર્થે તેનો વિચાર કરી પોતાના નિર્ણયોને ફરી તપાસી જોશે.

### પ્રિયદર્શી ઉપમાધારક કોણ?

(૧) સીલોનના પાલી ભાષાના પ્રખર અભ્યાસી અને ઇતિહાસકાર મિ. ટરનર જણાવે છે કે—"દીપવંશ નામના પ્રાચીન અને પ્રામાણિક બૌદ્ધ ગ્રંથમાં સ્પષ્ટતાથી જણાવ્યું છે કે—"પિયદસ્સન" ઉપમાધારક મહારાજા અશોક જ છે કે જેઓ મૌર્યવંશસ્થાપક મહારાજા ચંદ્રગુપ્તના પૌત્ર થતા હતા."

(૨) શોલાપુર પ્રાંતના 'મસ્કિ' ગામમાંથી અશોકના બે ગૌણ શિલાલેખો મળી આવ્યા છે જેમાંના એક શિલાલેખમાં ટરનર સાહેબના સંશોધનને પુરતી રીતે પુષ્ટિ મળે છે.

(૩) "અશોકચરિત્ર" નામના ગ્રંથમાં ડો. ભાંડારકર જણાવે છે કે "અમોને સંપૂર્ણ ખાતરી થઈ છે કે માત્ર મહારાજા અશોક જ 'પ્રિયદર્શિન્' ઉપમાને ધારણ કરનારા હતા.

(૪) આ મહારાજાના શિલાલેખોમાં ઘણા ઠેકાણે જણાવવામાં આવ્યું છે કે—"'देवानंप्रियो पियदर्शी राजा एवं आह' (દેવોને લાડકો પ્રિયદર્શી રાજા આમ કહે છે). આ જાતના વાક્યથી અશોકની ઘણીખરી ધર્મલીપીઓની શરૂઆત થાય છે.

(૫) અશોકના (પોતાના) શિલાલેખોમાં જ્યાં જ્યાં સાલ આવે છે ત્યાં ત્યાં મહારાજા અશોક પોતાના રાજ્યાભિષેકથી માંડી વર્ષોની ગણત્રી લખતા આવ્યા છે.

(૬) મહારાજા અશોકનો રાજ્યકાળ ઇ. સ. પૂર્વે ૨૭૨ થી ૨૩૫ એટલે મ. નિ. સં. ૨૫૫ થી ૨૯૨ નો એટલે ૩૭ વર્ષનો આવે છે. જ્યારે સમ્રાટ સંપ્રતિનો જન્મકાળ મ. નિ. સં. ૨૭૦ માં થયો છે. તેમનો મ. નિ. સં. ૨૮૬ માં અવંતીના શાસક તરીકે રાજ્યા-ભિષેક થયો છે, અને તે જ સમયે અવંતીમાં રહેતા આ રાજવીને મ. નિ. સં. ૨૮૭ માં માત્ર ૧૭ વર્ષની ઊગતી અવસ્થામાં જ, જાતિસ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ થયેલ છે. આ [illegible] અને મગધના પાટરી કુંવરની પદવી પ્રાપ્ત થાય છે (મ. નિ. સં. ૨૮૫). [illegible] મગધમાં રહ્યા જ નથી. તે જ માફક મહારાજા અશોક કદાપિ કાળે અવંતીમાં [illegible]

નથી. અવંતીના આ રાજકુટુંબ અને મગધમાં વસતા આ રાજકુટુંબમાં રાજકારણના અંગે સખત આંતર કલહ હતો.

મહારાજા સંપ્રતિએ મ. નિ. સં. ૨૮૭ માં તેમના પૂર્વ ભવના મહાન ઉપકારી સમર્થ યુગપ્રધાન આચાર્યદેવ શ્રીમદ્ આર્ય સુહસ્તિજીના પ્રતિબોધથી અને પોતાની માતા શરતશ્રી કે જેઓ અવંતીના નગરશેઠની ધર્માત્મા પુત્રી હતી તેમની પ્રેરણાથી શત્રુંજય તીર્થનો સંઘ આદિ અનેક ધર્મકાર્યો કરી જૈનધર્મને દીપાવ્યો હતો, અને મ. નિ. સં. ૩૨૨-૨૩ માં અવંતીમાં જ સ્વર્ગવાસી બન્યા હતા.

વળી મહારાજા સંપ્રતિનાં ધર્મકાર્યો મહારાજા અશોકની જેમ કીર્તિની જાહેરાતમાં કે દેખાવ પૂરતાં ન હતાં. એ ધર્મકાર્યો પાછળ "કલિંગના મહાન હત્યાકાંડ"નું પ્રાયશ્ચિત્ત તેમને કરવાનું ન હતું તેમજ મગધના કારાગાર જેવો ઘોર પાપાગાર તેમના (સમ્રાટ સંપ્રતિના) હાથે થયો હતો જ નહિ કે તેમને જાહેરમાં 'પ્રિયદર્શી' કે 'દેવાનુપ્રિય' કહેવરાવી પોતાની અપકીર્તિને ઢાંકવાની હોય. મહારાજા અશોકે તો પાપના ઢાંકપીછોડા માટે જ અને જગત તેમને દાનવીર અને મહાન ધર્માત્મા કહે તેની ખાતર જ કીર્તિસ્તંભો ઊભા કીધા હતા અને ધર્મલીપીઓ કોતરાવી હતી. જ્યારે મહારાજા સંપ્રતિએ જૈન રાજવી તરીકે અનેક જિનમંદિરો કે જિનબિંબો કરાવ્યા છતાં કોઈ પણ સ્થળે પોતાનું નામ લખાવ્યું નથી. જે ભવભીરુ રાજવી જ્યાં પ્રાતમાઓ નીચે નામ લખાવવામાં પણ બાધ ગણતા હતા ત્યાં કઈ રીતે સ્તૂપો અને શીલાલેખોના તેઓ કર્ત્તા હોઈ શકે ?

પૂર્વકાલીન સેંકડો એવા ગ્રંથો અત્યારે વિદ્યમાન છે કે જેમાં કર્તાઓનાં નામ પણ નથી. કીર્તિદાનને જૈનધર્મમાં હલકું ગણ્યું છે. આનો ખુલાસો સમર્થ જૈનાચાર્યો પાસેથી મળી શકે એમ છે. ડૉ. શાહ આ સંબંધી ફરી વિચાર કરે અને પછી નિર્ણય કરે કે સ્તૂપોના નિર્માતા કોણ હતા ?–મહારાજા અશોક કે મહારાજા સંપ્રતિ ?

## મહારાજા સંપ્રતિ માંસાહારી હતા કે મહારાજા અશોક ?

મહારાજા અશોકના ચૌદ શિલાલેખોમાંથી તેમણે કોતરાવેલ પ્રથમ શિલાલેખમાં લખ્યું છે કે–"હવે આ ધર્મલિપિ લખાઈ ત્યારે સૂપાર્થે ત્રણ પ્રાણીઓ હણાતાં હતાં 'બે મોર, એક હરણ; પરંતુ એ હરણ નિયમિત હણાતું નહિ.' હવે પછીથી આ પ્રાણીઓને પણ હણવામાં આવશે નહિ."

જુઓ ડૉ. ભાંડારકરકૃત 'અશોકચરિત્ર'નો ગુજરાતી અનુવાદ, પાનું ૧૬, પ્રગટ કર્તા ગુજરાત વર્નાક્યુલર સોસાયટી.

મહારાજા અશોકનો સ્વર્ગવાસ મ. નિ. સં. ૨૯૫ માં મગધ પાટલીપુત્રમાં થયો છે. યુગપ્રધાન આ. આર્ય સુહસ્તિજીનો સ્વર્ગવાસ મ નિ. સં. ૨૯૧ માં મગધ ખાતે થએલ છે. મહારાજા સંપ્રતિને જાતિસ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ મ નિ સં. ૨૮૭ માં થઈ, ૨૯૫ સુધી મહારાજા અશોક વિદ્યમાન હતા. જ્યારે તેઓ ચુસ્ત બૌધધર્મી હતા ત્યારે મહારાજા સંપ્રતિ ચુસ્ત જૈનધર્મી હતા. મહારાજા સંપ્રતિના હાથે, તેમને જાતિ-સ્મરણ જ્ઞાનની પ્રાપ્તિ બાદ, મહારાજા અશોકનાં વિદ્યમાનકાળ સુધીનાં ૭ વર્ષમાં, અનેક જૈનમંદિરો બંધાયાં અને અનેક ધર્મકાર્યો થયાં, તેમજ અનેક માણસો જૈનધર્મના અનુયાયી બન્યા. વળી જૈન ધર્મનો મુખ્ય સિદ્ધાંત "અહિંસા પરમો ધર્મઃ" નો છે અને મહારાજા સંપ્રતિ બાર

વ્રતધારી રાજવી હતા, ત્યારે તેઓ પોતાના રસોડામાં આહાર માટે નિયમિત બે મોરનું અને એક હરણનું માંસ રંધાવતા હતા તે કેમ માની શકાય? હું ઇચ્છું છું કે ડૉ. શાહ આનો ખુલાસો આપશે. જો આનો ખુલાસો તેઓ બહાર ન પાડે તો પોતાના વિધાનમાં તેઓએ ભૂલ કરી છે એમ કહી શકાય.

ડૉ. શાહને અમો ખાતરી આપીએ છીએ કે આ ચર્ચાને અમો કોઈ પણ રીતનું ખોટું સ્વરૂપ નહિ આપીએ. પરંતુ પ્રાચીન ઇતિહાસમાં કાળગણનાના મતભેદના કારણે, ડૉ. શાહ જેવા ખંતીલા સંશોધકને પણ કેવો ખોટો ખ્યાલ બંધાયો છે તેનું દર્શન કરાવવાની ઇચ્છાથી જ આ લેખ લખ્યો છે, એટલું જણાવી આ લેખ પૂરો કરીએ છીએ.

# શાસ્ત્ર-માહાત્મ્ય

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

(ગતાંકથી પૂર્ણ)

આ જ વસ્તુમાટે શ્રી ઉત્તરાધ્યયનસૂત્રમાં કહ્યું છે કે અજ્ઞાનક્રિયા કેવી નિરર્થક છે—

मासे मासे तु जो बालो, कुसग्गेण तु भुंजए।
न सो सुयक्खायधम्मस्स, कलं अग्घइ सोलसिं॥

ભાવાર્થ—કોઈ અજ્ઞાની મનુષ્ય (અજ્ઞાન તપસ્વી) મહિને મહિને દાભની અણી ઉપર રહે તેટલું અન્ન ખાઈને ઉગ્ર તપ કરે તો પણ તે માણસ—અજ્ઞાન તપસ્વી ઉત્તમ પુરુષોએ બતાવેલા ઉતમ ધર્મના સોળમા ભાગને પણ ન પહોંચે. અર્થાત્ કોઈ અજ્ઞાની ગમે તેવાં આકરાં તપ કરે છતાંયે તે શ્રી તીર્થંકર ભગવંતે કહેલા ઉતમ ધર્મના સોળમા ભાગે પણ પહોંચતો નથી. શ્રી તીર્થંકર ભગવંતે કહેલ આજ્ઞા મુજબ તપ કરનારનું તપ જ મોક્ષદાયક છે, અને એ આજ્ઞા બરાબર સમજવા માટે શાસ્ત્ર એ જ મુખ્ય સાધન છે.

આપણે એ તો જોયું કે શાસ્ત્ર ઉપર ભક્તિ—બહુમાન રાખવાથી એકાન્ત લાભ જ છે, પરન્તુ આ ભક્તિ સફલ ત્યારે જ કહેવાય કે શાસ્ત્રના ઉપદેશ પ્રમાણે આચરણ કરાય. આ માટે મહોપાધ્યાય શ્રી યશોવિજયજી પોતાના શાસ્ત્રાષ્ટકમાં કહે છે કે—

शास्त्रोक्ताचारकर्ता च शास्त्रज्ञः शास्त्रदेशकः।
शास्त्रैकदृग् महायोगी प्राप्नोति परमं पदम्॥

શાસ્ત્રમાં કહેલ આચારનું પાલન કરનાર, શાસ્ત્રનો જાણનાર, શાસ્ત્રનો ઉપદેશ કરનાર, શાસ્ત્રરૂપી અદ્વિતીય ચક્ષુવાળા એવા મહાયોગી પુરુષ પરમપદ—મોક્ષપદને પામે છે.

શાસ્ત્રના જાણકાર બન્યા, શાસ્ત્રપારગામી બન્યા, પણ જો તે પ્રમાણે આચરણ ન હોય તો શાસ્ત્ર એ શાસ્ત્રજ્ઞ માટે પણ એક સંસાર—ઉપાધિરૂપ છે તે જણાવતાં સૂરિપુરંદર શ્રી હરિભદ્રસૂરિજી મહારાજ યોગબિન્દુમાં લખે છે કે—

"विद्वत्तायाः फलं नान्यत् सद्योगाभ्यासतः परम्।
तथा च शास्त्रसंसार उक्तो विमलबुद्धिभिः॥

વિદ્વત્તાનું—પાંડિત્યનું ફલ સમ્યગ્ યોગાભ્યાસ સિવાય બીજું નથી. અને જો એમ ન હોય તો પંડિતો કહે છે કે એને માટે તો શાસ્ત્ર એક પ્રકારનો સંસાર છે. અર્થાત્ શાસ્ત્રજ્ઞ બનીને મન વચન અને કાયાના યોગને સન્માર્ગે—સમ્યગ્ માર્ગે વાળે, એવી ક્રિયા કરે તો જ શાસ્ત્રજ્ઞાન સંસાર પાર કરાવનાર બને છે. નહીં તો શું તે માટે પણ કહે છે—

पुत्रदारादिसंसारः पुंसां सम्मूढचेतसाम् ।
विदुषां शास्त्रसंसारः सद्योगरहितात्मनाम् ॥

મૂર્ખ પુરુષને પુત્ર, સ્ત્રી આદિ સંસાર જેમ ભવભ્રમણનો હેતુ છે તેમ જે શાસ્ત્રજ્ઞનો આત્મા સમ્યગ્ યોગથી રહિત છે તેને માટે તો શાસ્ત્ર પણ સંસાર છે-ભવભ્રમણનો હેતુ છે. અર્થાત્ મોહલુબ્ધ પ્રાણીને જેમ સ્ત્રી, પુત્ર, ઘરબાર, લક્ષ્મી ઉપર ખૂબ જ મમત્વ હોય છે; તેમ જે શાસ્ત્રનો વિદ્વાન્ અને સારો ઉપદેષ્ટા છે, તેનું જો તે પ્રમાણે આચરણ ન હોય તો પેલા મૂઢની માફક શાસ્ત્ર પણ તેને માટે તો સંસાર-પરિભ્રમણનો હેતુ બને છે.

આ જ વસ્તુ શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ વિશેષાવશ્યક ભાષ્યમાં કહે છે કે—

सुयनाणम्मि वि जीवो, वट्टंतो सो न पाउणइ मोक्खं ।
जो तवसंजममइए, जोगे न चएइ वोढुं जे ॥

તપ અને સંયમ રૂપ યોગને ન વહન કરી શકતો શ્રુતજ્ઞાની જીવ,—એકલા શ્રુતજ્ઞાનમાં વર્તતો જીવ-મોક્ષ પામતો નથી. હજી આગળ પણ એ જ મહાત્મા ફરમાવે છે—

जह छेयलद्धनिज्जामओऽवि वाणियगइच्छियं भूमिं ।
वाएण विणा पोओ न चएइ महण्णवं तरिउं ॥
तह नाणलद्धनिज्जामओऽवि सिद्धिवसहिं न पाउणइ ।
निउणोऽवि जीवपोओ, तवसंजममारुयविहूणो ॥
संसारसागराओ उब्बुड्डो मा पुणो निबुड्डेज्जा ।
चरणगुणविप्पहूणो बुड्डइ सुबहुंपि जाणंतो ॥

ભાવાર્થ—કુશળ ખલાસીવાળું વણિકનું વહાણ અનુકૂળ પવન વિના જેમ સમુદ્ર તરીને તેના ઇષ્ટ સ્થાને નથી પહોંચી શકતું, તેમ જ્ઞાનરૂપી કુશળ ખલાસી યુક્ત જીવ રૂપ વહાણ તપ અને સંયમ રૂપ પવન સિવાય મોક્ષ ભૂમિએ-સિદ્ધિસ્થાને નથી પહોંચતું. હે મહાનુભાવ, મહામુશ્કેલીએ માનવભવ પામી સંસારસાગરના કિનારે આવ્યો છે તો ચરણ-કરણાદિ તપ સંયમાદિ ગુણ રહિત બનીને તેમાં—સંસાર સમુદ્રમાં-ડૂબ નહીં. તું ગમે તેટલાં શાસ્ત્રો જાણતો હોઈશ, શ્રુતજ્ઞાની હોઈશ, એથી એમ સમજતો હોઈશ કે હું શાસ્ત્રબળે સંસાર તરી જઈશ તો તું ભૂલે છે. કારણ કે ઘણાયે શ્રુતજ્ઞાનીઓ પ્રમાદને વશીભૂત થઈ ડૂબ્યા છે. માટે શ્રુતજ્ઞાનીનું ઘમંડ છોડી, શાસ્ત્રાનુસારી અનુષ્ઠાન, ધર્મક્રિયા, તપ સંયમાદિનું આચરણ કર, અપ્રમત્ત બની ચરણ-કરણાદિ ક્રિયામાં તત્પર બન, એથી તું જરૂર તરી શકીશ

ભાષ્યકારઃ—"संजमकिरियापहिओ, तत्थेव पुणो निबुड्डेज्जा"

સંયમ અને ક્રિયારહિત જીવ પુનઃ સંસારમાં ડૂબે છે. અર્થાત્ એકલો જ્ઞાની-સંયમાદિ ક્રિયારહિત જ્ઞાની-સંસારસમુદ્રમાં ડૂબે છે.

ભાષ્યકારઃ—"सक्किरियापरिहीणो, बुड्डइ नाणी जहाऽनाणी"

સત્ક્રિયારહિત જ્ઞાની પુરુષ પણ અજ્ઞાનીની માફક ડૂબે છે. નિશ્ચય નયથી તો ક્રિયારહિત મહાજ્ઞાનીને પણ અજ્ઞાની જ કહ્યો છે. આગળ નિર્યુક્તિકાર કહે છે—

सुबहुंपि सुयमहीयं किं काहिती चरणविप्पहूणस्स ।
अंधस्स जह पलित्ता दीवसयसहस्सकोडीवि ॥

ઘણું સારું શ્રુત ભણ્યો હોય—શાસ્ત્રપારગામી થઈ ગયો હોય પણ ચારિત્ર રહિતનું તે જ્ઞાન અજ્ઞાન જ જાણવું. કારણ કે તેના જ્ઞાનનું એને કાંઈ ફળ નથી. આંધળા આગળ લાખો ક્રોડો દીવા કરો પણ જેમ નકામા છે તેમ ચારિત્ર રહિત મનુષ્ય ગમે તેટલું ભણ્યો હોય પણ તેનું ફળ તેને ન હોવાથી તે કાંઈ જ કામનું નથી.

ભાષ્યકાર તો કહે છે કે ચારિત્ર વિનાનું જ્ઞાન સર્વથા નિષ્ફલ જ છે એટલું જ નહીં, પણ પઠન, ગુણન, ચિંતનાદિ ક્લેશફલવાળું છે જેમ ગધેડાને ચંદનનો ભાર નિષ્ફલ વહન કરવાથી ક્લેશ થાય છે તેમ ચારિત્રરહિત જ્ઞાનીનું સમજવું. ક્રિયારહિત શાસ્ત્રજ્ઞાન કેવું છે તે માટે ખુદ નિર્યુક્તિકાર પણ કહે છે.

"जहा खरो चंदणभारवाही, भारस्स भागी न हु चंदणस्स ।

एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी न हु सोग्गइए ॥"

જેમ ચંદનનો ભાર વહન કરનાર ગધેડો, તેના ભારનો ભાગીદાર છે, કિન્તુ ચંદનની સુવાસનો ભાગી—ભોક્તા નથી, તેમ ચારિત્ર રહિત એવો જ્ઞાની માત્ર જ્ઞાનનો ભાગી છે—જ્ઞાનસંપાદન કાર્યના કષ્ટનો ભાગી છે, પરન્તુ સદ્ગતિ - સિદ્ધિગતિનો ભાગી નથી થઈ શકતો.

આ જ વસ્તુનું વિશેષ સમર્થન કરે છે—

"हयं नाणं कियाहीणं, हया अन्नाणओ किया"

ક્રિયા વિનાનું જ્ઞાન નિષ્ફલ છે, અને જ્ઞાન વિનાની ક્રિયા નિષ્ફલ છે.

संजोगसिद्धीय फलं वयंति, न हु एगचक्केण रहो पयाइ ।
अंधो य पंगू य वणे समेच्चा, ते संपउत्ता नगरं पविट्ठा ॥

ભાવાર્થ—જ્ઞાન-ક્રિયાનો સંયોગ હોય તો જ શ્રી તીર્થંકર ભગવંતોએ મોક્ષફલ કહ્યું છે. લોકમાં પણ જોઈએ છીએ કે એક પૈડાથી રથ નથી ચાલી શકતો, તેમજ બળતા વનમાં આંધળો ને પાંગળો બે ભેગા થવાથી પોતાના ઇષ્ટ સ્થાનમાં—નગરમાં પહોંચી શક્યા.

જ્ઞાન-ક્રિયાદિની મહત્તા જૂઓ—

नाणं पयासयं सोहओ तवो संजमो य गुत्तिकरो ।

तिण्हं पि समाओगे, मोक्खो जिणसासणे भणिओ ॥

જ્ઞાન પ્રકાશક છે, તપ શોધક છે, અને સંયમ ગુપ્તિ કરનાર છે. એ ત્રણેનો યોગ હોય તો જ જિનશાસનમાં મોક્ષ કહેલ છે."

ક્રિયા—સંયમ વિનાના જ્ઞાનને, ભલે તે પ્રકાશક હોય છતાં પે. असहायं અને असोहिकरं વિશેષણ આપ્યું છે, માટે શાસ્ત્રજ્ઞાન પણ સંયમ-શુદ્ધ ક્રિયાપૂર્વકનું જ સફલ છે.

એટલા જ માટે મોક્ષમાર્ગ દર્શાવનાં વાચકવર્ય શ્રી ઉમાસ્વાતિજી મહારાજ કહે છે—

"सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः"

ज्ञानक्रियाभ्यां मोक्षः નો પણ આ જ અર્થ છે.

મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ પણ કહે છે—

क्रियाविरहितं हन्त ज्ञानमात्रमनर्थकम् "

ક્રિયારહિત જ્ઞાન અનર્થક—અસફલ છે—મોક્ષ ફલદાયક નથી.

કેવો જીવ પોતે તરે અને બીજાને તારે તે માટે ઉપાધ્યાયજી કહે છે—

ज्ञानी क्रियापरः शान्तो भावितात्मा जितेन्द्रियः ।

स्वयं तीर्णो भवाम्भोधेः परांस्तारयितुं क्षमः ॥

સમ્યગ્જ્ઞાની, ક્રિયામાં તત્પર, શાંતસ્વભાવી, ઉપશમાદિ વડે જેણે પોતાનો આત્મા ભાવિત કર્યો છે, તે ઇન્દ્રિય વિજયી એવો આત્મા પોતે સંસારસમુદ્રથી તરે છે, અને બીજા જીવોને સંસારસમુદ્રનો પાર પમાડવા સમર્થ થાય છે. હજી આગળ વાંચો—

स्वानुकूलां क्रियां काले ज्ञानपूर्णोऽप्यपेक्षते ।

प्रदीपः स्वप्रकाशोपि तैलपूर्त्यादिकं यथा ॥

જેમ દીપક સ્વત પ્રકાશક છે છતાં તેમાં તેલ પૂરવું, વાટ ઠીક કરવી વગેરે ક્રિયાની

જરૂર પડે છે તેમ જ્ઞાનથી પરિપૂર્ણ-પૂર્ણજ્ઞાની પણ સ્વભાવાનું કુલ—આત્માને અનુકુલ ક્રિયાની અપેક્ષા રાખે છે. અર્થાત્ પૂર્ણ જ્ઞાનીને પણ સ્વભાવાનુકુલ ક્રિયા કરવી પડે છે. (જ્ઞાનસાર)

મહોપાધ્યાયજી મહારાજ તો ત્યાં સુધી કહે છે કે—

पीत्वा ज्ञानामृतं भुक्त्वा क्रियासुरलताफलम् ।
साम्यताम्बूलमास्वाद्य तृप्तिं यान्ति परां मुनिः ॥

જ્ઞાનરૂપી અમૃતનું પાન કરીને, ક્રિયારૂપ કલ્પવલ્લીના સ્વાદુ ફલનો આહાર કરીને, સમતારૂપી તાંબુલનું આસ્વાદન કરીને મુનિ-સાધુ પરમ તૃપ્તિને પામે છે, અર્થાત્ પરમ જ્ઞાન, શુદ્ધ ક્રિયા અને સમતાના બળે સાધુપુરુષો પરમપદને પામે છે.

મહાન્ નૈયાયિક, પ્રભાવક, આચાર્ય શ્રી સિદ્ધસેન દિવાકર મહારાજ પોતાના સન્મતિ-તર્કમાં ક્રિયારહિત જ્ઞાનની અને જ્ઞાનરહિત ક્રિયાની અનુપયોગિતા બતાવતાં કહે છે—

णाणं किरियारहियं किरियामेत्तं च दो वि एगंता ।
असमत्था दाएउं जम्म-मरणदुक्खमामाई ॥

ક્રિયા વિનાનું જ્ઞાન, જ્ઞાનશૂન્ય ક્રિયા આ બન્ને એકાન્તવાદ હોવાથી જન્મ-મૃત્યુના દુઃખથી નિર્ભયપણું અપાવવા સમર્થ નથી.

આ જ વસ્તુનું શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં આ રીતે પ્રતિપાદન કર્યું છે.—

" नाणस्स सव्वस्स पगासणाए, अन्नाणमोहस्स विवज्जणाए ।
रागस्स दोसस्स य संखएणं, एगन्तसोक्खं समुवेइ मोक्खं ॥ "

સર્વ પ્રકારના જ્ઞાનને નિર્મલ કરવાથી, અજ્ઞાન અને મોહ મમત્વનો ત્યાગ કરવાથી, રાગ અને દ્વેષનો સંપૂર્ણ ક્ષય કરવાથી, એકાંતિક મોક્ષસુખની પ્રાપ્તિ થાય છે.

**ઉપસંહાર :** સુજ્ઞ વાચકો આ લેખ વાંચી સમજી શક્યા હશે કે શાસ્ત્ર-અભ્યાસની સાથે શાસ્ત્ર પ્રમાણે શુદ્ધ ક્રિયા કરવી, શાસ્ત્ર પ્રમાણે સદાચારી થવું અને શાસ્ત્ર પ્રમાણે સારા યોગનિષ્ઠ બનવું એ પણ એટલું જ આવશ્યક છે. જ્ઞાન, તપ અને સંયમ મોક્ષફલદાયક છે. જ્ઞાન વસ્તુ સ્વરૂપ બતાવે છે, સન્માર્ગ બતાવે છે, તપ કર્મ પુંજને બાળીને ભસ્મ કરે છે અને સંયમ આસ્રવદ્વાર બંધ કરે છે જેથી ભવ્ય પ્રાણીને મોક્ષદ્વાર જલદી ખુલી જાય છે.

છેલ્લે શાસ્ત્રનું મહત્ત્વ વર્ણવી લેખ પૂરો કરું છું—

तवनियमनाणरुक्खं आरूढो केवली अमियनाणी ।
तो मुयइ नाणवुट्ठिं, भवियजणविबोहणट्ठाए ॥
तं बुद्धिमएण पडेण गणहरा गिण्हिउं निरवसेसं ।
तित्थयरभासियाइं गंथंति तओ पवयणट्ठा ॥

તપ, નિયમ અને જ્ઞાનરૂપી વૃક્ષ પર આરૂઢ થયેલા અનન્ત જ્ઞાની કેવલી મહારાજ—શ્રી સર્વજ્ઞ સર્વદર્શી શ્રી તીર્થંકર ભગવંત ભવ્ય જનોના બોધ માટે તે વૃક્ષપરથી જ્ઞાનરૂપી પુષ્પની વૃષ્ટિ કરે છે. તે જ્ઞાનરૂપ પુષ્પને શ્રી ગણધર ભગવંતો બુદ્ધિરૂપી પટમાં ગ્રહણ કરીને, શ્રી તીર્થંકર ભગવંતોએ કહેલ વચનોને પ્રવચન માટે ગુંથે છે. અર્થાત્ શ્રી તીર્થંકર ભગવંતોએ પ્રરૂપેલું, શ્રી ગણધર મહારાજોએ ગૂંથેલું એવું જિનપ્રવચન છે. તેના ઉપર આદર ભક્તિ અને શ્રદ્ધા રાખી, એ જિનપ્રવચનના ઉપદેશાનુસાર જે ભવ્ય પ્રાણી પોતાનું જીવન બનાવશે તેનું જરૂર કલ્યાણ થશે, તે પ્રાણી મોક્ષફળ પામશે. (સંપૂર્ણ)

# जैन-इतिहासमें कांगड़ा

लेखक:—डा. बनारसीदासजी जैन, लाहौर

( क्रमांक ११७ से शुरू : गतांकसे क्रमशः इस अंकमें सम्पूर्ण )

अब अनेक पहाड़ों, नदियों और जंगलोंको पीछे छोडता हुआ संघ **गोपाचलपुर**[१३] तीर्थमें आ पहुंचा। यहां गिरिराजके बनवाये शान्तिनाथके मंदिरके दर्शन किये। पांच दिन वहां रह कर संघ विपाशा नदीके किनारे पर बसे हुए **नन्दवनपुर**[१४] (नदौन)में आया। वहां महावीर भगवान्के भव्य मंदिरके दर्शन किये। नन्दवनपुरसे संघ **कोटिलग्राम**[१५] आया और पार्श्वनाथकी यात्रा की। वहांसे कूच करके पर्वतोंके शिखरोंको लांघ कर **कोठीपुर**

---

१३. गोपाचलपुर आजकलका गुलेर है जो कांगड़ेसे आठ-दस मील दक्षिणमें है। इसका पुराना नाम ग्वालियर था, क्योंकि एक गोवालियेसे निर्दिष्ट भूमि पर इसे हरिचन्दने सं. १४६२ में बसाया था।

१४. नन्दवनपुर आज-कलका नादौन है। यह व्यासके बायें तट पर स्थित है। कांगड़ेसे २० मील दक्षिणको है। गुलेर इसके रास्तेमें पड़ता है। राजा संसारचन्दको यह स्थान बड़ा प्रिय था। यहां उसने एक सुन्दर बाग लगवाया था। किसी समय यह स्थान बड़ी रौनक पर था। लोगोंमें कहावत है—आयेगा नादौन, जायेगा कौन।

१५. कोटिलका आधुनिक रूप कोटला है। इसका अर्थ है छोटा कोट या किला। इस नामके बहुतसे स्थान हैं। कभी एक कोटलेको दूसरे कोटलेसे पृथक् करनेके लिये उसके साथ एक शब्द जोड दिया जाता है। जैसे मालेर कोटला, कोटला पठानां।

नगर[१६] में आया और वहां महावीर भगवान्के दर्शन किये। इस नगरमें श्रावकोंकी संख्या बहुत थी इस लिये संघ वहां दस दिन ठहरा।

ग्यारहवें दिन चलकर कुछ दिन बाद संघ सत्सल[१७] नामक बडे प्रवाहवाले जलाशयके पास पहुंचा। यहांसे संघ चालीस कोसका जलमार्ग नावों द्वारा पूर्ण करके देवपालपुर पत्तनमें वापिस आगया। यहां दस दिन तक आनन्दपूर्वक ठहर कर फरीदपुरकी ओर चल पडा।

पाठक देखते है कि वर्तमान अवशेष और विज्ञप्तित्रिवेणिका वर्णन एक दूसरेका कैसा समर्थन करते है।

| वर्तमान अवशेष | विज्ञप्तित्रिवेणि |
|---|---|
| १. किलेमें अम्बिका देवीके मंदिरके पास दो छोटे २ जैन मंदिर। एकमें आदिनाथकी प्रतिमा जिस पर सं. १५२३ का लेख है। | १. किलेमें आदिनाथ भगवान्का बडा भव्य मंदिर। पासमें शासनदेवी अम्बिकाकी मूर्ति। |
| २. नगरमें इन्द्रेश्वरके मंदिरके मंडपमें दो जिनप्रतिमायें, एक पर पुराना लेख। | २. नगरमें तीन मंदिर। १. श्रीमसिंहनिर्मित शान्तिनाथ मंदिर २. राजा रूपचंदनिर्मित महावीरमंदिर। ३. आदिनाथका मंदिर। |

इनके अतिरिक्त यात्रासंघने त्रिगर्तदेशके चार और मंदिरोंके दर्शन किये—१. गोपाचलपुर, २. नन्दवनपुर, ३ कोटिलग्राम और ४. कोठीपुर। इन सबको मिलाकर त्रिगर्तकी पंचतीर्थी कहना चाहिये।

याद रखना चाहिये कि कांगडा केवल श्वेताम्बर तीर्थ नहीं था। जैसा कि कनिंघम साहिबने लिखा है, यहांके दीवान दिगम्बर जैन थे। इस लिये यहां पर दिगम्बर मंदिर भी अवश्य बने होंगे जिनके अवशेष सावधानीसे खोज करने पर मिल सकेंगे, यदि वे भूकंपादिसे सर्वथा नष्ट न हो चुके हों।

विज्ञप्तित्रिवेणिमें यह नहीं बतलाया कि संघ किस दिन यात्राके लिये फरीदपुरसे निकला,

---

यहां कोटिलग्रामसे या तो कुटलैहड़का तात्पर्य है जो नादौनसे २० मील दक्षिणको है, या कोटलाका तात्पर्य है जो नूरपुरके पास है। यदि कुटलैहड़ है तो संघ दोआबमें हो कर ही सतलज पर आगया होगा, और यदि कोटलासे तात्पर्य है तो संघ नूरपुर, पठानकोटके रास्ते वापिस आया होगा।

१६. कोठीपुरनगरका निर्णय नहीं हो सका। कोठी या कोढी नामके एक-दो स्थान अब भी मिलते हैं। यह नगर पर्वतोंके मध्यमें था और यहाँ श्रावकोंकी बडी भारी बसती थी। (पर्वतमेखलायां नानाविधश्राद्धसंकुलम्।)

१७. सतलज। यह स्थान व्यासके किनारे दीपालपुरसे ४० कोस (६०-६५ [illegible] होना चाहिये जहांसे नावों द्वारा संघ दीपालपुर आया।

और यात्रा करके किस दिन यहां वापिस आया। तथापि इसमें दो तिथियोंका निर्देश है जिनके आधार पर यात्रा–समयका अनुमान किया जा सकता है। इनमेंसे एक तिथि है वैशाख शुदि ११ (माधवमासि धवलैकादशीवासरे। पृ. ३५)[१८]। उस दिन हिरियाणामें जो शायद आज–कल हरीके पत्तनके पास था और जहां चार देशोंकी सीमायें मिलती थीं, भारी जलसा किया गया।[१९] वहां वर्षाके कारण संघको पांच दिन रुकना पडा। अतः हिरियाणासे यात्रीगण ज्येष्ठ वदि १–२ (गुजराती वैशाख वदि १–२) को आगे चले होंगे। हिरियाणासे कांगडा १२५ मीलके लगभग है। १०–१२ मील प्रतिदिनके हिसाबसे यह मार्ग १०–१२ दिनमें तय हुआ होगा। कांगडेमें संघ ज्येष्ठ शुदि ५ को पहुंचा। रास्तेमें ५–७ दिन और कहीं ठहर गया होगा। कांगडेमें १० दिन ठहर कर आषाढ वदि १ (गुजराती ज्येष्ठ वदि १) को वापिस हुआ। वापिसीका मार्ग पहले रास्तेसे काफी भिन्न प्रतीत होता है। आषाढ शुदि १४ को चातुर्मास प्रारम्भ हो जाता है, अतः संघ २० दिनमें सतद्रु तक आ गया होगा। वहांसे दो–तीन दिनमें नावों द्वारा दीपालपुर वापिस आकर और ५–७ रोज दीपालपुरमें ठहर कर आषाढ शुदि १३–१४ तक फरीदपुर वापिस आ गया होगा। इस प्रकार हमारा अनुमान है कि संघ फरीदपुरसे वैशाख शुदि १ या उससे दो–चार रोज आगे पीछे चला होगा और आषाढ शुदि १३–१४ को वापिस आ गया होगा। कुल अढाई मास, या दो चार दिन न्यूनाधिक, यात्रामें लगे।

विज्ञप्तित्रिवेणिकी अपनी प्रस्तावनामें पृ. ९५ पर श्रीमान् जिनविजयजी लिखते हैं—

---

१८. अपनी प्रस्तावनामें श्रीमान् जिनविजयजी माधवसे चैत्र मास लेते हैं, लेकिन कोषोंमें वैशाख दिया है। जैसे—

वैशाखे माधवो राधो......। अमरकोष, ४। १६।

वैशाखे राधमाधवौ। हेमचन्द्रकृत अभिधानचिन्तामणि, २। ६७।

चैत्र माननेसे हिरियाणासे कांगडा तक ५० दिन लगते हैं, लेकिन वापिसी पर कांगडेसे फरीदपुर तक आनेमें एक माससे अधिक नहीं लगता, क्योंकि कांगडेसे ज्येष्ठ पूर्णिमाके अगले दिन चल पडते हैं और चतुर्मास प्रारम्भ होनेसे पहले फरीदपुर आ जाते हैं। बीचमें दस दिन कोठीपुर और कुछ दीपालपुर भी ठहरते हैं। अगर जानेमें दो मास लगें, तो वापिसीमें केवल १५ दिन लगना संभव नहीं।

१९. हिरियाणाको हरीकेपत्तनके निकट माननेमें यह आपत्ति है कि विज्ञप्तित्रिवेणिके अनुसार हिरियाणासे आगे पहाडी रास्ता था।

तत्र (हिरियाणा स्थाने) महाव्रतमिता वासरा अवस्थानमवेक्ष्य लमाः। अथ सपादलक्षपर्वतभुवं सह संघेनोल्लङ्घयितुं यथावत् प्रवृत्तः पृ० ३६। लेकिन हरीकेपत्तनसे मीलों तक मैदानी रास्ता है। अलबत्ता होशियारपुरके निकटवर्ती हरियाना स्थानसे पर्वतप्रदेश शुरू हो जाता है लेकिन वहां चार देशोंकी सीमायें नहीं मिलतीं।

" क्या ही अच्छा हो यदि इस नामशेष तीर्थका फिर पुनरुद्धार किया जाय। पंजाब और मध्य प्रान्तके जैन समुदायका कर्तव्य है कि वह अपने निकटके इस महातीर्थका उद्धार करे।" श्रीमान् जिनविजयजीके इन वचनोंसे प्रेरित होकर पंजाबमें आचार्य श्रीमद् विजयवल्लभसूरिजीने इस तीर्थके पुनरुद्धारका प्रयत्न किया। सं. १९९७ में स्वयं आचार्य महाराजने गरमी–सर्दीके परिषहोंको सहते हुए बडे उत्साहके साथ इस भव्य तीर्थ की यात्राकी, परंतु खेद है कि सरकारने आचार्यश्रीकी साध पूरी नहीं होने दी। अभी कुछ नहीं बिगडा। यदि श्वेताम्बर और दिगम्बर दोनों मिलकर उद्यम करें, तो आशा है कि उन्हें सफलता प्राप्त हो। सबसे पहले दोनों संप्रदायोंकी एक साझी कमेटी बनाई जाय जो इस रमणीय प्रदेशका अच्छी तरह निरीक्षण करे और आपसमें अपने २ तीर्थका निर्णय करके गवर्मिंटसे लिखा पढी करे।

जैन विद्या भवन, कृष्णनगर, लाहौर.　　　　(सम्पूर्ण)
आषाढ कृष्णा ८, सं. २००१.

## परिशिष्ट

१. आदिनाथ भगवान्‌की मूर्तिके नीचेका लेख। डा. बूल्हर इसे पार्श्वनाथकी मूर्तिका लेख कहते हैं ( **Epigraphia Indica** Vol. I p. 120 )। यह लेख कांगडा शहरमें इन्द्रेश्वरके मन्दिरमें आदिनाथकी गद्दी पर खुदा है। इसमें आठ पंक्तियां हैं। वहांके लोग इस मूर्तिको भैरवकी मूर्ति समझकर इसकी तेल और सिंधूरसे पूजा करते हैं। तेल और सिंधूरका इस पर इतना दल चढ गया है कि लेखके कई अक्षर बिलकुल मद्धम पड गये हैं। अंतिम पंक्ति तो टूट ही गई है। इसके अक्षर शारदा लिपिके हैं। इसमें सं. ३० दिया है जो सप्तर्षि या लौकिक संवत् है। इसमें शताब्दियां छोड दी जाती हैं। इस लिये शताब्दीका निर्णय नहीं किया जा सकता, संभवतः नवमी शताब्दीका होगा।

### लेख

(१) ओम् संवत् ३० गच्छे राजकुले सूरिरभूद–
(२) भयचंद्रमाः [।] तच्छिष्योमलचंद्राख्य [स्त]–
(३) त्पदांभोज षट्पदः [।।] सिद्धराजस्ततः ढक्कः
(४) ढक्काद्जनि [च]छकः। रल्हेति गृ[हणी] [त–
(५) स्य] पा–धर्म–वासिनी। अजनिष्टां सुतौ
(६) [तस्य]ां [जैन] धर्मैष (प) रायणौ। ज्येष्ठः कुम[illegible]

(७) [च]। [ता] कनिष्ठः कुमराभिधः । प्रतिमेयं [ब]

(८) ........जिना........। . .....नुज्ञया । कारिता.................॥

## अनुवाद

ओम् । सं. ३० में राजकुल गच्छमें अभयचन्द्रसूरि हुए। उनके शिष्य अमलचन्द्र थे। उनके चरणकमलोंके भ्रमर समान सिद्धराज हुआ । उसके बाद ढङ्क, और ढङ्कसे बडक उत्पन्न हुआ । उसकी भार्या रल्हा थी जो (पार्श्व ?) धर्मको मानने वाली थी । उसके जैन धर्ममें तत्पर दो पुत्र हुए–बडा कुण्डलक, और छोटा कुमार ।........की आज्ञासे यह प्रतिमा बनाई गई है ।

## नोट

लेखमें आया 'गच्छ' शब्द कह रहा है कि अभयचन्द्रसूरि श्वेताम्बर थे। जैन न्यायके सुप्रसिद्ध ग्रन्थ 'सन्मतितर्क' पर टीका करनेवाले तर्कपञ्चानन अभयदेवसूरि राजगच्छके ही थे। कदाचित् ये ही इस लेखके अभयचन्द्रसूरि हों।

२. कीरग्राममें वैजनाथ–मंदिरका जैन लेख भगवान् महावीरकी प्रतिमाकी गद्दीके तीन तरफ खुदा हुआ है। यह अब तक साफ २ पढ़ा जाता है। इसकी केवल दो पंक्तियां हैं। इसमें बतलाया है कि दोल्हण और आल्हण नामके दो बनियोंने कीरग्राममें महावीरका मंदिर बनवाकर यह प्रतिमा स्थापित की थी। ये दोनों भाई ब्रह्मक्षत्रगोत्रके गुजराती बनिये थे। यह गोत्र पंजाबमें नहीं मिलता, गुजरातमें अब तक विद्यमान है।

## लेख

ओं संवत् १२९६ वर्षे फागुण वदि ५ रवौ कीरग्रामे ब्रह्मक्षत्रगोत्रोत्पन्न व्यव० मानू-पुत्राभ्यां व्य० दोल्हणआल्हणाभ्यां स्वकारित श्रीमन्महावीरदेवचैत्ये ॥

श्रीमहावीर जिनमूल बिंबं आत्म श्रेयो[र्थं] कारितं । प्रतिष्ठितं च श्रीजिनवल्लभसूरिसंतानीयरुद्रपल्लीय श्रीमदभयदेवसूरिशिष्यैः श्रीदेवभद्रसूरिभिः ॥

## अनुवाद

ओं सं. १२९६ में फागन बदि ५ रविवारके दिन कीरग्राममें ब्रह्मक्षत्रगोत्रीय व्यवहारी मानूके पुत्र व्यवहारी दोल्हण और आल्हणने अपने बनवाये श्रीमहावीर भगवान्के मंदिरमें महावीरकी मूल प्रतिमा अपने पुण्यार्थ बनवाई। इसकी प्रतिष्ठा जिनवल्लभसूरिसन्तानीय रुद्रपल्लीय अभयदेवके शिष्य भद्रसूरिने कराई।

## વિ. સં. ૧૫૪૨ માં લખાયેલ

# દેવદ્રવ્ય-પરિહાર ચોપાઈ

સંગ્રાહક તથા સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી સાહિત્યાલંકાર.

---

નીચે આપવામાં આવેલ ચોપાઈના રચના-સમયનો કવિએ સ્પષ્ટ નિર્દેશ નથી કર્યો, તો પણ બે વસ્તુઓ એના રચના-સમય અંગે અસ્પષ્ટ પ્રકાશ પાડે છે : એક—છેલ્લી ૪૫મી કડીમાં જણાવ્યા મુજબ શ્રી સોમસુંદરસૂરિજીની કૃપાથી આ કવિતા રચાયાનું લખ્યું છે તે ઉપરથી માલુમ પડે છે કે આ કવિતાના રચયિતા યા તો શ્રી સોમસુંદરસૂરિજીના શિષ્ય હશે યા એમની આજ્ઞામાં રહેનાર હશે. બીજું કવિતાના છેડે પુષ્પિકામાં જણાવ્યા મુજબ આ કૃતિ સં. ૧૫૪૨ માં લખવામાં આવી, તેથી એટલું સ્પષ્ટ થાય છે કે એની રચના સં. ૧૫૪૨ પહેલાં થઈ હશે જ.

કવિતાનું મુખ્ય વસ્તુ ધાર્મિક હોવા છતાં ભાષાની દૃષ્ટિએ અને ખાસ કરીને પ્રાચીન ગુજરાતી કે અપભ્રંશના અભ્યાસીને ઉપયોગી છે, તેથી અહીં પ્રગટ કરી છે.

---

નિસુણઉ શ્રાવક જિણવર ભગતિ, તિમ કરિવી જિમ આતમ શક્તિ ।
તિમ કરિવઉં જિમ નવિ છીપીઇ, ચિરકાલિઉ નિરમલ દીપીઇ ॥ ૧ ॥

જિણદવિ બાધઇ બહુ સંસાર, ઓછઇ કુલિ લાભઇ અવતાર ।
નરયતણી ગતિઊઅણુ થઇ, તઉ ટાલેજ્યો જિણદવિ સઇ ॥ ૨ ॥

આઠ પગારી પૂજા કરઉ, વધતઉ કાંઈ રાખે ધરઉ ।
કર જોડી ભાવઉ ભાવના, ગુણ ગાઉ પરમેસરતણા ॥ ૩ ॥

જિમ દુભિખિ બીઅગુલ ભારસઉ, દેવતણઉ દવિ જાણે ધીસિઉ ।
કેવલિ કહિઉં નિરતુ જાણિ, વાવરતાં ઘરિ મોટી હાણિ ॥ ૪ ॥

સાલિ દાલિ ઘી ભોજન કરી, થોડઉં માહિ વિષ આહરી ।
તે પાહિં અધિકઉં જાણિ, તિણિ કારણિ એ કીજઇ કાણિ ॥ ૫ ॥

ગુરુ વંદઉ દેવપૂજા કરઉ, દેવતણઉં કાંઈ રાખિ ધરઉ ।
આતમસુદ્ધિ જઉ કીજઇ સાર, તઉ પામીજઇ મોખદુવાર ॥ ૬ ॥

જે જિણ સિરિ દિઉ એક જ ફૂલ, તેહ તણઉં પુણ્ય કહિયઇ મૂલ ।
પાંચ ફૂલ મનિ સુધઉ ભાઉ, કુમરપાલ ગૂજરધરરાઉ ॥ ૭ ॥

જિમ ઓહલિ તિમ વધતઇં જોઇ, દેવતણઉં ઉપજાવઇ કોઇ ।
દેવલનાણી ધણુપરિ કહઉ, સાતે નરગે તે દુખ સહઉ ॥ ૮ ॥

જે નર નિરમલ કરઇ વિવેક, નવિ છીપઇ ભોલડીઉ એક ।
વરિ પર ઘરિ સિરિ પોટલ વહઉ, દેવતણઉ દવિ નવિ વિવહરઈ ॥ ૯ ॥

ઓડિ ભેઈ ચાંડઉ વિવસાઉ, બોલાવ્યા તે વીટઉ થાઉ ।
પાછઇ પગ આઈનાઇ રહઉ, જિણવર પિતૃ અમ્હારઉ કહઉ ॥૧૦॥

વરિ વણુસેવી પેટભરેવિ, જવલ દેવદ ન કરિસિ દેવિ ।
હુંતા શાંક ઓહલિ જાગતિ, તેમીજઇ જં ઘરિ દુખ સાકનિ ॥૧૧॥

લહુડઉ કણુ વડનઉ વિસ્તાર, દેવતણુઉ જાણુઉ વ્યવહાર ।
કોડી મેલઇં જલ લિઇં વહી, જિણુવર દવિ ઇમ જાણુઉ સહી ॥૧૨॥

એકિ જિણુમંદિરિ પહિરઇં માલ, પામઇં સુકખ અનંતઉ કાલ ।
તિણિ દેવઇ બહુ દિણુ જે ગમઇં, તે મૂઢા પોતઇં નીગમઇં ॥૧૩॥

જઉ સકીઇ તઉ લખ વેચીઇ, નહીં તઉ મનિ ભાવન ભાવીઇ ।
અવર હંબારમ એહજિ દાખીઇ, આપણુપઉં નિરમલ રાખીઇ ॥૧૪॥

માંહઇ માણુસિ દિઉ પુણ્ય વરઉ, કાઇં જિણુવર લેખઇ કરઉ ।
કાંઇ મેલ્હઉ ચાનહ ભણી, કાઇ આપઇ સુહાસિણી ॥૧૫॥

માણુસ મરતાં બહુ બહુ રોઇ, તસ નામિં દેહરઇ બલિ હોઇ ।
તેહ તણુઉ હિવ વિસ્તર જોઇ, ઇણિપરિ દેહરઇ દવિ વિવ હોઇ ॥૧૬॥

મેલ્હઇં ફલ ખારિક ખજ્જૂર, મેલ્હઇં ગોલ્હાં ભરી કપૂર ।
નાલિકેર આંબાની સાખ, મેલ્હઇં કેળાં કિસિમિસિ દ્રાખ ॥૧૭॥

નારિંગ વરસોલાં સેલડી, ખસ ખસ તિલ ધાણુી સુખડી ।
ફલ ઝાઝાં વણુસવતીતણાં, ફરી કાળાં જાંબૂ ઘણાં ॥૧૮॥

કરણાં ખડબૂજાં ચીભડાં, રાયણુ કરમદ કોઠીંબડાં ।
બીજઉરાં ટીંડસ લીંબૂઆં, ફલ ઢોયાં દીસઇં જૂજૂઆં ॥૧૯॥

લિવંગ એલચી કેવડીક કાથ, કરઇં સફલ નિય દાહિણુ હાથ ।
પૂગીફલ અણીઆલાં પાન, બહુ વણુસઇ ફલ કોરાં ધાન ॥૨૦॥

મુંગ ચુલા તૂઅરિ મસૂરિ, ઢિગલા કરઇં અતિ આણુંદ પૂરિ ।
માષ મઠ જવ સાઠી સાલિ, બોની ભલી ચિણાની દાલિ ॥૨૧॥

બહૂ ભેદે છઇં તંદુલ ઘણા, મેરુ ભરાવઇ સોહાગણા ।
કાંગ કુલત્થ અધિકેરી જાણિ, અનઇ જિકે વરનાઇં તે આણિ ॥૨૨॥

હવ નિસુણુઉ સાલણાં વિવેક, નાનાવિધ જે છઇં અનેક ।
પાપડ વડીં નિ કોરાં વડાં, સાલેવડ પૂડા ધારડાં ॥૨૩॥

ટીંડૂરાં તીરઇં ચીભડાં, રચનાં દીસઇં અતિ રૂઅડાં ।
માહા લાડૂ મરકી સેવ, ભજીઆં ખાજાં આણુ હેવ ॥૨૪॥

સેવ સુંહાલી નઇ લાવસી, ઢોઇં ધામિણિ હરષિં હસી ।
ખીર ખાંડ ઘી ભરીઇ થાલ, સોહઇ પૂજ ભલો સુવિસાલ ॥૨૫॥

એકિ કતૂઆરી કાતઇ સૂત્ર, તે રાખઇ નીય ઘરનું સૂત્ર ।
પેટ વંચી દિઇ પહિરામણી, ધન ધામિણિ તે ચિહિંગામિણી ॥૨૬॥

ઝાલર ચમર સોનાના દંડ, ઓરસ કેસર સૂકડિ ખંડ ।
ધોતીઆં સાવટૂ અતિ ઘણાં, જિણુવર નિરમલ અંગલૂહણાં ॥૨૭॥

એકિ મેલ્હઈં એકિ લેઈ ખાઇં, તે માણુસ અવતરીઆં કાઇં ।
કઇ તસ સોહડઈં જડિઈં કપાલ, કઇ ઊજિસિઈં ઘણેરઈ કાલ ॥૨૮॥

જિણ દ્રવિ ખાઈ સુખ વાંછંતિ, તે નર ભૂલા રાનિ ભમંતિ ।
વહારઈં તે સિવસુખ લહઈં, કેવલનાણી ઇણુપરિ કહઇં ॥૨૯॥

ખાઇં પીઇં પહિરઇં વિલસંતિ, કીરતિ વાંછઈં દાન દીઅંતિ ।
નયણ વિહૂણા સેવઈં રાન, તે મૂહા સિરિસાનન કાન ॥૩૦॥

તરુઅરિ ભીતરિ લાગઇ ઘણુઉ, તિમ જાણુઉં દ્રવિ જિણવર તણુઉ ।
તીણુઈં કરી જે માનઇં ભોગ, તે મૂહા સિરિ આણુઈં રોગ ॥૩૧॥

વરિચિહિ જાલા કીજઇ પ્રવેસ, વરિ લીજઇ દેસંતર દેસ ।
વરિ ઘર છંડિઅ ભીખ ભમેવિ, દેવતણુઉં કાઇં નવિ લેવિ ॥૩૨॥

દેવતણુઈં દ્રવિ લક્ષ્મી અંત, દેવહ દ્રવિ કુલ જાઈ નિકલંત ।
દેવહ દ્રવિ કીરતિ નીગમઇ, દેવહ દ્રવિ નીચી ગતિ રમઇ ॥૩૪॥

પૂર્વ ભવંતરિ વણિગ મલ્હાર, કરતુ દેવતણુઉ વ્યવહાર ।
વ્યાજઇં લેઈ કરતુ વ્યવસાય, કાલ વિશેષિઇં પહુતુ આય ॥૩૫॥

તિણિ વ્યવસાઇં હુંતુ લાહ, કરતુ કુટંબતણુઉ નિરવાહ ।
તે આપ્યા વિણુ સોઈ જ મરઇ, કુટુંબ સહિત નરગે અવતરઇ ॥૩૫॥

નરગાગઇ દુખ બહુઉ કાલ, તઉપછઇ અટવી સીઆલ ।
ગુરુવયણે પછતાતાવ કરઇ, અણુસણુ લેઈ સુગતિ અણુસરઇં ॥૩૬॥

દેવતણુઉ દ્રવિ ખાઇ નિસંક, કિમ રલિસિઈં તે મૂરખ રંક ।
પરભવતણુી તે ન જાણુઈં સાર, તેહનાં દુઃખ ન લાભઈં પાર ॥૩૭॥

દેવ ન માગઇં લાંબી કરી, દેવ ન માગઈં ઓઢી કરી ।
પરિ રાખંતાં મોટી ખોડિ, માગ્યા વિણુ દિઉ બે કર જોડિ ॥૩૮॥

દેહરઇ રખસિ કરઇં જે ચિંડાં, દેવતણુ કણુ ખાઈં બાપડાં ।
તે નવિ જાણુઈં ધમ્મ અધમ્મ, તિણિ કારણિ તે બાંધઇ કમ્મ ॥૩૯॥

નખચાહિ સાકિનઉ લવલેસ, બાલવેસા નર બાલઇ દેસ ।
તેહ પાહિ અધિકેરઉં કરઇ, અમૃતવેલિ જિમ વિષ સંચરઈ ॥૪૦॥

એક નયરિ બિ વણિગ વસંતિ, એક કુલ્ગલ બલીઉ એક હુંતિ ।
કુલ્ગલ લક્ષ્મી બલીઉ કરઇ, તઉ કુલ્ગલ મનિ ચિંતા ધરઇ ॥૪૧॥

બલીઉ તે માંડઈ બહુ આવાસ, તઉ કુલ્ગલિ વાધઉ અવગાસ ।
દેહરાનું રાડઉં બેસઉં કરઇ, તઉ બલીઆની લક્ષ્મી હરઇ ॥૪૨॥

કુલ્ગલિ બલીઆ કીધા હાણિ, તઉ કુલ્ગલ મનિ રહિઉ ડાણિ ।
દેવ તણુઉ દ્રવિ ઇણુપરિ જાણિ, ઇમ સાંભલીઈ આગમવાણિ ॥૪૩॥

એકિ નર જિણસાસણિ સિણગાર, સાતે ખેત્રે કરઈં જિ સાર ।
મન હરષિઇં જે ઉત્સવ કરઈં, સિદ્ધિરમણિ તે ઇણિપરિ વરઈં ॥૪૪॥

સોમસુંદરસૂરિ તણુઈં પસાઈં, અલિઅ વિઘન સવિ દૂરિં જાઈં ।
કીધી ચઉપઈ પણયાલીસ, જિણ ચઉવીસહં નામઉં સીસ ॥૪૫॥

॥ ઇતિ શ્રીદેવદ્રવ્યપરિહારચઉપઈ સમાપ્ત ॥

સંવત ૧૫૯૨ વર્ષે કા૦ વ૦ ૧૧ દિને શ્રીમતિ કર્ણાનગરે
પૂજ્ય પં. શુભવીરગણિપાદ શિષ્ય પં૦ અભયકલ્યાણગણિ
તિલકકલ્યાણગણિભિરલેખી. શ્રીરસ્તુ

# 'સરાક' જાતિ પ્રત્યે આપણી ફરજ

લેખકઃ—શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

પર્યુષણ પર્વ આવી રહ્યું છે, એટલે એ અંગેનાં આવશ્યક કાર્યો સ્મૃતિપટમાં તાજાં થાય એ સહજ છે. અમારીપડહ, સ્વામીવાત્સલ્ય, તપ–આચરણ, ખમણુ–ખામણા અને ચૈત્યપરિપાટી આદિ કરણીઓ આપણી ચક્ષુ સામે તરવરી રહેવાની. એ સંબંધમાં અઠ્ઠાઇ-ધરના વ્યાખ્યાનમાં અને પવિત્ર કલ્પસૂત્રમાં આવતાં વર્ણનો ઠીક ઠીક પ્રકાશ ફેંકે છે. આ ઉલ્લેખ કરીને જે એક વાત યાદ કરાવવા જેવી છે તે છે સ્વામીવાત્સલ્યની.

અલબત્ત, આજે પહેલાંની માફક જમણો કરી સ્વધર્મી બંધુઓની ભક્તિ થઈ શકે તેમ નથી જ. રેશનીંગના યુગમાં એ શક્ય નથી. વળી વાતાવરણ જોતાં કેવળ જમણુ કરી એ ધર્મ બજવ્યાનો આનંદ માનવો એ વધારે પડતું પણ ગણાય. એક ટંકના મિષ્ટાન્નથી સમાનધર્મીનો ઉદ્ધાર કરવાનો સાંકડો અર્થ એ પાછળ રહેલો પણ નથી. જ્યાં એની મહત્તા દાખવતી વેળા એ ગુણને સર્વશ્રેષ્ઠ બતાવાયો છે ત્યાં એ જમણુ ઉપરાંત સમાન-ધર્મીને વસ્ત્ર-પાત્ર અને અન્ય પ્રકારની સહાય આપી પોતાના સરખો ઋદ્ધિસંપન્ન બના-વવાની વાત દીવા માફક પ્રકાશી રહેલી દૃષ્ટિગોચર થાય છે. દુન્યવી સર્વ સગપણોમાં સ્વધર્મીબંધુપણાનો નાતો સૌની મોખરે આવે છે. જે સ્વામીવાત્સલ્યની આવી મહત્તા જણાવી છે, એ મહત્ત્વના સાધનનો ઉપયોગ, એકધારા પ્રવાહથી જૈનસમાજનાં સૂત્રધારો અને શ્રીમંતોએ હવે જૈનધર્મ પાળતી–છતાં ભૂલાયેલી એવી પલ્લીવાલ,'સરાક આદિ જાતિઓનું સંગઠન સાધવાને કરવાનો છે. કલકત્તાની શ્રી જૈનધર્મ પ્રચારક સભાએ પ્રગટ કરેલ અંગ્રેજી પુસ્તક 'Saraks'માં જુદા જુદા આંગ્લ શોધકોએ લીધેલી નોંધોમાંથી જે ઉતારા આપવામાં આવ્યા છે એ ઉપરથી સરાક જાતિનાં મૂળ ઠેઠ શ્રીપાર્શ્વનાથ પ્રભુના સમય સુધી પહોંચતાં જણાય છે, અને શ્રાવક અને સરાક એક જ અર્થમાં વપરાતા શબ્દો પુરવાર થાય છે. જેમ જેમ ઇતિહાસમાં ઊંડા ઊતરતા જવાશે અને શોધખોળના ક્ષેત્રમાં [illegible]ગતિ થતી રહેશે તેમ તેમ આવા તો કેટલાયે પડદા ઊંચકાશે. જૈન આગમ–ગ્રંથોમાં [illegible]ને ત્યારપછી રચાયેલ સાહિત્યમાં એવા સંખ્યાબંધ ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે કે જેની

પાછળ પુરાતત્ત્વ શોધકોની આંખ ફરે તો ઘણું ઘણું નવું જાણવાનું ઉપલબ્ધ થાય. એથી જૈનધર્મની પ્રાચીનતા ઉપર પ્રકાશ પડશે જ, પણ એ ઉપરાંત આગમ-ગ્રંથોમાં મળી આવતી કંડિકાઓ સત્યથી ભરપૂર છે એની પણ જૈનેતર જનતાને પ્રતીતિ થશે.

જૈન સમાજે-શ્રીમંતવર્ગે-પોતાનો ધનપ્રવાહ આ દિશામાં વાળવાની ખાસ અગત્ય છે. પવિત્ર પર્વના દિનોમાં લક્ષ્મીનો વ્યય તો રાબેતા મુજબ થશે, પણ એમાં દેશકાળની અગત્યનો વિવેક ઉમેરવો હોય તો સૌ પ્રથમ લક્ષ્ય આ પ્રકારના ખાતાને નવપલ્લવિત કરવામાં આપવાનું છે. જેઓ જૈનધર્મને વર્ષોથી વીસરી ગયા છે અને પ્રચારના કે ઉપદેશના અભાવે કિંવા બારોબાર અજ્ઞાનતાના કારણે જેઓ જૈનધર્મથી સાવ વિખુટા થઈ પડ્યા છે, એમને પુનઃ સમાજમાં મેળવવાનું મહત્ કાર્ય સંગીન પાયાપર મૂકવાની અત્યારે વિશેષ જરૂર છે. જૈનધર્મ પ્રચારક સભાને સારા પ્રમાણમાં સહાય આપી એટલી સદ્ધર બનાવવી ઘટે છે કે માત્ર બંગાળના અમુક પ્રદેશમાં જ નહીં, પણ સારાયે પ્રાંતમાં-અને એ પ્રાંતની આસપાસના બીજા પણ દેશોમાં જોરશોરથી પોતાનું કામ આગળ ધપાવે જાય, અને સ્વધર્મી ભાઈઓમાં પ્રભુ શ્રીમહાવીર દેવના સંદેશાને સારા પ્રમાણમાં વિસ્તારી સાચું સ્વામીવાત્સલ્ય કરે.

સરાક જાતિ સંબંધી કેટલીક નોંધ આ પ્રમાણે મળે છે—

They are represented as having great scruples against taking life. They must not eat till they have seen the sun, and they venerate Parswanath. There are several colonies of the same people in Chutia Naghur proper. p. 13.

ભાવાર્થ—તેઓ જીવવધ કરવાના વિરોધી હોઈ જીવદયા પાલન કરનારા છે, સૂર્યોદય સિવાય મુખમાં અન્ન મૂકતા નથી. તેઓ શ્રી પાર્શ્વનાથને પૂજે છે. તેઓની વસ્તી છોટાનાગપુર તરફ વિશેષ છે.

Reference is made elsewhere to a peculiar people bearing the name of Sarak of whom the district still contains a considerable number. These people are obviously Jain by origin,... their ancestors are also credited with building the temples at Para, Charra, Boram and other places. p. 39.

ભાવાર્થ—તદ્દન એક જુદી જ જાતના-કે જેને સરાક તરીકે ઓળખાય છે એ-સંબંધમાં નોંધ મળે છે. એ જાતિ આ જિલ્લામાં સારા પ્રમાણમાં છે. મૂળથી તેઓ જૈનધર્મને માનનારા છે. તેઓના પૂર્વજોએ પારા, ચરા, બોરામ વગેરે સ્થળોમાં દેવાલયો બંધાવેલાં હતાં એવી નોંધ પ્રાપ્ત થાય છે.

The word Sarak is daubtless derived from sravaka, the Sanskrit word for a 'hearer'. Among the Jains the term is used to indicate the laymen or persons who engaged in secular pursuits, as distinguished from the 'Yatis', the monks. p. 42.

ભાવાર્થ—સરાક શબ્દ એ શ્રાવકમાંથી નિકળ્યો છે. સંસ્કૃતમાં શ્રાવકનો અર્થ 'શ્રોતા' યાને સાંભળનાર થાય છે. જૈનોમાં આ શબ્દ (શ્રાવક) તેઓને માટે વપરાય છે કે જેઓ સાધુ યાને યતિધર્મ નથી પાળી શકતા, પણ સંસારમાં રહેલા હોય છે અને અર્થ-કામ ઉપરાંત ધર્મની સાધના કરે છે અને સાધુ પાસે જઈ ઉપદેશ સાંભળે છે.

The Jainism was a prevalent religion in Bengal even in the late Pala period (eir-880-1200 A. D.) is proved by the recent discovery in Rajshahi of a rare image of Rishabhanatha the first Jain Patriarch......

There are abundant evidences from which it can safely be inferred that until the seventeenth century A. D. Jainism was widely current throughout Bengal specially in the northern and western parts. p. 57.

ભાવાર્થ—'પાલ' વંશના રાજ્યકાળ સુધી (ઈ. સ. પૂર્વે ૮૮૦ થી ઈ. સ. ૧૨૦૦) ના પ્રાચીન સમયમાં જૈનધર્મ પ્રચલિત હતો એવી નોંધ રાજશાહી જિલ્લામાંથી પ્રાપ્ત થયેલ પ્રથમ તીર્થંકર શ્રી ઋષભનાથની મૂર્તિ ઉપરથી મળે છે. સંખ્યાબંધ પુરાવા પરથી એટલું ખાત્રીપૂર્વક કહી શકાય તેમ છે કે જૈનધર્મ ઈ. સ. ના સત્તરમા સૈકાપર્યંત બંગાળમાં-ખાસ કરી ઉત્તર અને પશ્ચિમના પ્રદેશોમાં-વિશાળ પ્રમાણમાં પ્રવર્તતો હતો.

આ બધા ઉલ્લેખો જૈનધર્મનું ગૌરવ વધારનારા છે અને તેથી જ આગામી પર્વમાં જે સંસ્થા એ પ્રકારના કાર્યમાં રત છે એને સારા પ્રમાણમાં ધનથી નવાજી સંગીન બનાવવા વિનંતી છે.

## વિનંતી

શ્રી પર્યુષણા મહાપર્વના શુભ પ્રસંગે, સમિતિને સહાયતા કરવાનો ઉપદેશ તે તે ગામના શ્રી સંઘોને અને શ્રીમંત સદ્‌ગૃહસ્થોને આપવાની પૂજ્ય આચાર્ય મહારાજ આદિ સર્વ મુનિવરોને અમે વિનંતી કરીએ છીએ.

વ્યવ૦

# सराकजाति-कान्फ्रन्स, पावापुरी

जैनजगतमें " सराकजाति " से प्राय: कोई भी व्यक्ति अज्ञात नहीं होगी, इसका श्रेय स्व. परमपूज्य न्यायविशारद न्यायतीर्थ उपाध्याय श्रीमंगलविजयजी महाराज साहब एवं बाबू साहब बहादूरसिंहजी सिंघीको है कि जिन्हाने इतने लम्बे समयसे बिछुडी हुई प्राचीन साधर्मिक याने देवाधिदेव श्री पार्श्वप्रभु एवं श्रीवीरप्रभुके समयके श्रावकोंकी वंशपरंपरा सराक-जातिकी खोज करके पुन: उनको जैनधर्ममें स्थिर करनेका कार्य चालू किया है, जिसको आज श्री जैनधर्म प्रचारक सभा मोहोदा एवं कलकत्ताने चालू रखकर सराक जातिके उद्धार-कार्यमें प्रगति की है । प्रथम मात्र मानभूम जिल्लेमें ही कार्य चालू था, परन्तु अब इस संस्थाने मानभूम, रांची, वर्धमान, बांकुडा जिल्ला एवं सोंताल परगणेमें अपना धर्मप्रचारका कार्य चालू कर दिया है, इतना ही नहीं यदि जैन समाजकी तरफसे धनका विशेष प्रमाणमें सहयोग मिलेगा तो शीघ्र ही उडीसा प्रान्तमें एवं सी. पी. के तरफ अपने कार्यका विस्तार किया जायगा ।

सराकजाति प्राय: तीन लाखकी संख्यामें हो वैसा अनुमानसे कहा जा सकता है, परन्तु अपनी संस्था श्री जैनधर्म प्रचारक सभा मोहोदा एवं प्राचीन जैन सराक समिति बार्नपुर (वर्धमान)ने मानभूम, रांची, वर्धमान, बांकुडा एवं सोंताल परगणेमें सराक जनसंख्याका गणनाकार्य चालू कर दिया है, अत: आशा है हम प्राय: तीन-चार मासमें जैन समाजके सन्मुख जनसंख्याका रिपोर्ट प्रिन्ट करवा कर उपस्थित करेंगें ।

एक दूसरे जिल्लेके सराकभाईयोंका आचार-विचार, नामगोत्र, रीत-रिवाज, इत्यादि एकी मुताबिक होनेसे परस्पर संगठन, लेनदेन, सहयोग, विनिमय आदिका अभाव होनेसे, श्री प्राचीन जैन सराक समिति बार्नपुर (वर्धमान) नामक संस्थाके उत्साही कार्यकराको "सराकजाति कान्फ्रन्स" करनेका विचार उत्पन्न हुआ, एवं उन्होंने श्री जैनधर्म प्रचारक सभा कलकत्ताके सेक्रेटरी बाबू ताजमलजी बोथरासे निवेदन किया । अत: यह कान्फ्रसका आयोजन हो रहा है । आशा है जैन समाज आगामी दीपमालिका पर पावापुरीजीमें पधारकर साधर्मिक भाईयोंके उत्थानकार्यमें सहयोग देकर आभारी करें ।

निवेदक:-
राजसिंहजी ओसवाल
सेक्रेटरी, श्री जैनधर्म प्रचारक सभा.

पोस्ट-मोहोदा (मानभूम)
P. O. MOHODA ( Manbhum )

# હરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક : મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

**[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ચાર આના**

**[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના**

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, નવમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

## ભગવાન મહાવીરસ્વામીનું ત્રિરંગી ચિત્ર

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી કનુભાઈ દેસાઈએ દોરેલું સુંદર ચિત્ર. ૧૦"×૧૪"ની સાઇઝ, સોનેરી બોર્ડર. મૂલ્ય ચાર આના ( ટપાલ ખર્ચનો દોઢ આનો ).

—લખો—

**શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ**
**જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.**

મુદ્રક:-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશક:-ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.

વર્ષ ૧૦ : અંક ૧૨ ]    તંત્રી—ચીમનલાલ ગોકળદાસ શાહ    [ ક્રમાંક ૧૨૦

## વિ ષ ય — દ ર્શ ન



લવાજમ—વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક—ત્રણ આના

### દુઃખ :–શોક

‘શ્રી જૈન સત્ય પ્રકાશ’ના દશ વર્ષના ઇતિહાસમાં પહેલી જ વાર, દશમા વર્ષના આ છેલ્લા અંકનું મુખપૃષ્ઠ, કાળી શાહીમાં છાપી, તીર્થક્ષેત્ર તળાજામાં બનેલી મૂર્તિ-ખંડનની હૃદય વિદારનારી દુર્ઘટના સંબંધી અમારું દુઃખ-અમારો શોક વ્યક્ત કરીએ છીએ.   તંત્રી.

તળાજાની ચૌમુખજીની ટૂંકના પગથિયા પાસે ખંડિત કરવામાં આવેલ શ્રી આદીશ્વર પ્રભુની ચાર પ્રતિમાઓ. [અહીં ચારે મૂર્તિઓનાં ખંડિત ધડ અને મસ્તક સ્પષ્ટ દેખાય છે.]

ચૌમુખજીની ટૂંકના દેરાસરનું પબાસણ (ગાદી), જ્યાંથી ચારે પ્રતિમાઓ ઉત્થાપવામાં આવી છે. [ઉત્થાપનનાં ચિહ્ન ચિત્રમાં સ્પષ્ટ દેખાય છે.]

તળાજા તીર્થની ચૌમુખજીની ટૂંકનો બારણાનો દેખાવ. આ દરવાજાનાં તાળાં તોડી મૂર્તિઓ ખંડિત કરવામાં આવી. [પગથિયા ઉપર ખંડિત ચારે મૂર્તિઓના ભાગો મેળવીને મૂકેલા દેખાય છે.]

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशींगभाईनी वाडी : घीकांटारोड : अमदावाद (गुजरात)

| વર્ષ ૧૦ | વિક્રમ સં. ૨૦૦૧ : વીરનિ. સં. ૨૪૭૧ : ઈ. સ. ૧૯૪૫ | ક્રમાંક |
| --- | --- | --- |
| અંક ૧૨ | ભાદરવા સુદિ ૮ : શનિવાર : ૧૫ મી સપ્ટેમ્બર | ૧૨૦ |

# તળાજાની દુર્ઘટના

[ તંત્રીસ્થાનેથી ]

**વિક્રમસંવત્ ૨૦૦૧, મહાવીરનિર્વાણસંવત્ ૨૪૭૧ ના શ્રાવણ વદિ પાંચમ ને સોમવાર તારીખ ૨૭–૮–૧૯૪૫ ના રોજ રાત્રિના બાર વાગ્યા પછી સવાર સુધીના અરસામાં, કાઠિયાવાડમાં ભાવનગર રાજ્યમાં આવેલા તળાજા શહેરની ટેકરી ઉપરના જૈન તીર્થની છેલ્લી ટૂક–ચૌમુખજીની ટૂંકના મંદિરના દરવાજાનું તાળું તોડી કોઈકે મંદિરમાંની શ્રી આદીશ્વર ભગવાનની ચૌમુખજીની ચારે જિનપ્રતિમાઓ ગાદી ઉપરથી ઉત્થાપી મંદિરના પગથિયા પાસે ખંડિત કરી તેના ટુકડે ટુકડા કરી નાખ્યા.**

તીર્થક્ષેત્ર તળાજાની દર્દભરી અને કલંકભરી આ દુર્ઘટના માટે શું લખવું !

–દર્દભરી એમના માટે જેમનાં દિલ પોતાના દેવાધિદેવની ચાર–ચાર મૂર્તિઓના કોઈ વિધર્મીના હાથથી ટુકડે–ટુકડા થઈ જવાથી જખમી બન્યાં છે; કલંકભરી એમના માટે જેમનાં દિલ ધર્મઝનૂનથી પ્રેરાઈ, ધર્મના જ પ્રતીક સમી દેવમૂર્તિઓનું ખંડન કરવાની હદ સુધી ક્રૂર અને બેહામ બન્યાં છે.

ક્ષણભર તો લાગે છે કે આપણે એકવીસમી સદીમાં નહીં, પણ ચૌદમી સદીમાં જીવી રહ્યા છીએ, જ્યારે ધર્મઝનૂન અને ધનલોલુપતાથી ભરેલા અલ્લાઉદ્દીન ખીલજીના સૈન્યનાં ધાડાં ને ધાડાં ગુજરાત–કાઠિયાવાડની ભૂમિને રોળી રહ્યા હતાં, અને વિક્રમ સંવત્ ૧૩૬૯ ની સાલમાં તીર્થાધિરાજ શત્રુંજયગિરિ ઉપર આક્રમણ કરી મૂળનાયક યુગાદિદેવ શ્રીઋષભદેવ પ્રભુની મૂર્તિને ખંડિત કરી ધર્મ-ધતાનો ઝાંખો કેર વરતાવી રહ્યાં હતાં.

દેવમંદિરના ધન-વૈભવથી મોહિત થઈ, ધનલોલુપતાથી પ્રેરાઈ, કોઈ ચોર, ધાડપાડુ કે લૂંટારાએ દેવમંદિરનાં દ્વારનાં તાળાં તોડયાં હોત તો તે ઘટના જુદા જ પ્રકારની હોત, અને તેને જોવાની દૃષ્ટિ પણ જુદી જ હોત; ત્યારે તો કદાચ દેવમૂર્તિઓના ખંડન કરવા સુધીની અધમતા ન આચરાઈ હોત. અને એવા કૃત્ય માટે એકાદ વ્યક્તિ કે એકાદ નાની ટોળકી જવાબદાર ઠરી હોત. અને તેથી તેની સામે લેવાનાં પગલાં પણ જુદા જ પ્રકારનાં હોત.

તીર્થક્ષેત્ર તળાજાની દુર્ઘટના જે રીતે બની છે તેના અંકોડા મેળવતાં, એ ઘોર અપકૃત્યની પાછળ ધનલોલુપતાનું કારણ નથી એ નિઃશંક છે. એની પાછળ જેની પ્રેરણા છે તે ધર્મઝનૂન-ધર્માન્ધતા છે. અને જ્યારે જૈનોના કિલ્લા સમા ગણાતા ગુજરાત-કાઠિયાવાડના કોઈ એક ભાગમાં, ભાવનગર જેવા કાઠિયાવાડના પ્રથમ હરોળના રાજ્યની હકુમત જ્યાં ચાલે છે એવા શહેરમાં, અને જ્યાં જૈનોની વસતી સારા પ્રમાણમાં છે એવા શત્રુંજય મહાતીર્થના એક ભાગ સમા તળાજા ક્ષેત્રમાં ધર્માન્ધતા-ધર્મઝનૂનના બળે આવી કરપીણ ઘટના બને ત્યારે તે કોઈ એકાદ-બે વ્યક્તિનું સાહસકર્મ હોય એમ ન માની શકાય; એની પાછળ તો મજબૂત પીઠબળ અને પહેલાંથી યોજવામાં આવેલ કાવતરું જ હોવું જોઈએ, એમ અમે માનીએ છીએ. વ્યક્તિ કે વ્યક્તિઓ તો એ કાવતરું પૂરું પાડનાર યંત્ર જ ગણી શકાય. અને અમને લાગે છે કે એ યંત્ર તરીકે કામ કરનાર વ્યક્તિ કે વ્યક્તિઓ આજે જ્યાં પણ હશે ત્યાં પોતાની આ બહાદુરી (!) માટે, પોતાને પીઠબળ આપનારાઓનાં છૂપાં અભિનંદન મેળવતા હશે, અને પોતાની આ મજહબપરસ્તી (!) માટે પોતાનાં દિલમાં ગૌરવ લઈ રહ્યા હશે. જે હો તે હો! પણ એટલું તો સ્પષ્ટ છે કે તીર્થક્ષેત્ર તળાજાની આ દુર્ઘટનાની બધી જવાબદારી ત્યાંના કે ત્યાં સાથે સંકળાયેલા એક આખા વર્ગના શિરે રહેલી છે.

અને જ્યારે આ દુર્ઘટના પાછળ આવું ધર્મઝનૂન ભર્યું હોય અને સામા પક્ષ ઉપર પોતાનો દાબ બેસાડવાનો દુરાશય ભર્યો હોય ત્યારે એની સામે લેવા ધારેલાં પગલાં પણ એટલાં જ મક્કમ અને વિચારપૂર્ણ હોવાં જોઈએ. અહીં થોડોક એ સંબંધી વિચાર કરીએ:

જે દુર્ઘટનાનું વર્ણન સાંભળી રસ્તે ચાલનારનું દિલ પણ દ્રવી જતું હોય તે દુર્ઘટના જેના ઉપર સીધે સીધી વીતી છે તે સમગ્ર જૈન સંઘના દુઃખનું તો કહેવું જ શું! પણ જ્યારે દુઃખ આવી જ પડયું છે ત્યારે દુઃખથી હતાશ થઈ દિગ્મૂઢની જેમ શૂન્યમૂન થઈ જવું એ વાજબી નથી એટલું જ નહીં, પણ ભવિષ્યમાં એવા દુઃખમાં વધારો કરવા જેવું છે. એટલે હવે તો સ્વસ્થ ચિત્તે એનો પ્રતીકાર શોધ્યે જ છૂટકો સમજજો.

આ દુર્ઘટના એક દેશી રાજ્યમાં બની એટલે બીજાં દેશી રાજ્યોમાં કે બ્રીટીશ હિંદમાં રહેતી જૈન પ્રજા, પરરાજ્ય અને પરહકુમતના કારણે, એની સામે સીધાં પગલાં લેવામાં મુશ્કેલી દેખે એ સ્વાભાવિક છે. આમ છતાં કેવળ જૈન સમાજમાં જ નહીં, પણ બીજાં ક્ષેત્રોમાં પણ જેઓ જાણીતા છે એવા ૨૦-૨૫ આગેવાન જૈન સદ્‌ગૃહસ્થો, આ ઘટના બની તે જ અરસામાં, તરત જ ભાવનગર કે તળાજા જઈ પહોંચ્યા હોત તો બહુ ઉપયોગી અને અસરકારક કાર્ય કરી શકત એમ અમને લાગે છે. હજુ પણ આ કાર્ય કરવા જેવું તો છે જ. અમારી વિનંતી છે કે આપણા આગેવાનો આ માટે બનતી તાકીદે અવશ્ય વિચાર કરે !

ભાવનગર રાજ્ય બહારની જૈન પ્રજા માટે એ જોતાં રહેવું જરૂરી છે કે આ દુર્ઘટના ઉપર કોઈના પણ તરફથી ઠંડુ પાણી રેડવાનો પ્રયાસ કરવામાં ન આવે, અને આ પ્રકરણને બીજું સંકેલી લેવાની રમત રમવામાં ન આવે. આ માટે તેણે દરેક પ્રકારે પોતાનો પોકાર અને પ્રચાર ચાલુ રાખવો જોઈશે, અને ન્યાય મેળવવાની પોતાની માગણીને સતત જાગ્રત રાખવી પડશે

ભાવનગર રાજ્યના જૈન ભાઈઓએ અને ખાસ કરીને ભાવનગર તળના જૈનસંઘે આ માટે પોતાના પ્રયાસો તરત જ ચાલુ કરી દીધા છે એ સંતોષની વાત છે. ભાવનગર રાજ્યના જૈન ભાઈઓ માટે આ એક બહુ જ વિકટ કાર્ય એમની સામે આવી પડ્યું છે એમ કહી શકાય. પણ તેઓના આ ધર્મરક્ષાના પ્રયત્નની પાછળ એક તરફ આખાય હિન્દુસ્તાનનો જૈન સંઘ છે, અને બીજી તરફ ભાવનગર રાજ્ય પણ પોતાના રાજ્યમાં થયેલ આ હિચકારા ગુન્હાની પૂરેપૂરી તપાસ કરવામાં જરાય પાછી પાની નહીં કરે તેથી રાજ્યનો પણ સહકાર તેમને મળવાનો જ છે; એટલે જે લોકોએ ખીજાઈને કે ઝનૂનમાં આવીને આવું અપકૃત્ય આચર્યું છે તેઓ વખતે વધુ ખીજાઈને વધુ નુકસાન કરી બેસે એવી લેશ પણ દહેશત રાખવાની કે પોતાના પ્રયત્નોને ઢીલા પાડવાની તેમને જરૂર નથી. આ ઘટનામાં કાર્યકેસર રીતે જે કંઈ થઈ શકે એમ છે તે બધું ભાવનગર રાજ્યના અને ખાસ કરીને ભાવનગર તળના જૈનસંઘના પ્રયત્નથી જ થવાનું છે. આપણે ઇચ્છીએ કે ગમે તેવી મુશ્કેલીઓ આવે તો પણ તે સર્વની સામે અડગ રહીને ભાવનગરનો જૈનસંઘ પોતાના પ્રયત્ન સતત ચાલુ રાખી, સમગ્ર જૈન સમાજને ન્યાય અપાવવાનો અને ધર્મની રક્ષા કરવાના યશનો ભાગી થાય.

ભાવનગર રાજ્ય બહારના જૈન ભાઈઓને અમે ફરી ફરી ભારપૂર્વક કહીએ છીએ કે તેઓ પોતાના પ્રયત્નોમાં જરાય ઢીલા ન પડે; નહીં તો એ ઢીલાશનો પડઘો મૂળ વાત ઉપર પડયા વગર નહીં જ રહે.

જૈનસંઘ ઉપરના આ દુઃખમાં હિંદુભાઈઓએ જે સમવેદના અને સહાનુભૂતિ પ્રદર્શિત કરી છે, અને એ દુઃખનો પ્રતીકાર કરવામાં સહાયતા આપવાની જે ઉદારતા બતાવી છે, તેની અમે અંતઃકરણ પૂર્વક કદર કરીએ છીએ; અને સાથે સાથે જૈન ભાઈઓને વિનવીએ છીએ કે જ્યાંસુધી બહુ જ અનિવાર્ય ન જણાય ત્યાંસુધી હિંદુભાઈઓની આ ભલી લાગણીનો ઉપયોગ ન કરતાં પોતાના ધર્મ ઉપર જ ગોઠવા રહેવાનું પસંદ કરી પોતાના બળ ઉપર જ ઝૂઝે; એમાં જ જૈનસંઘની શોભા છે.

હવે રહી ભાવનગર રાજ્યની વાત. આ દુર્ઘટનાનાં મૂળ ગમે ત્યાં ભરાયાં હોય તેને શોધી સાફ કરવાની અને એ દુર્ઘટનાનો ભોગ બનેલા કેવળ તળાજાના કે ભાવનગર રાજ્યના જૈનસંઘને જ નહીં પણ સમગ્ર ભારતવર્ષના જૈન સંઘને પૂરેપૂરો ન્યાય મેળવી આપવાની સંપૂર્ણ જવાબદારી અને સત્તા ભાવનગર રાજ્યની જ છે. ભાવનગર રાજ્યને અમે એ ભારપૂર્વક જણાવવાની રજા લઈએ છીએ કે આ ઘટના સાથે આખાય હિંદુસ્તાનના સમગ્ર જૈન સંઘને સીધેસીધો સંબંધ હોવાથી, આ અંગે બનતી તાકીદે કામ કરવાની ભાવનગર રાજ્યની જવાબદારીમાં ઘણો જ વધારો થઈ જાય છે. બાકી તો જે રાજ્યના પોતાના જ આંગણામાં આવી દુર્ઘટના બની હોય તે અંગેની તે રાજ્યની જવાબદારી માટે આપણે બહુ શું કહેવું? એ તો રાજ્યે પોતે જ સમજીને અમલમાં મૂકવાની વાત કહેવાય.

ભાવનગરના ના. મહારાજા સાહેબે અમદાવાદના નગરશેઠ શ્રીયુત વિમળભાઈ શેઠ ઉપર, આ દુર્ઘટનાથી પોતાનું દિલ સખ્ત દુભાયું છે અને આ માટે તેઓની હાર્દિક સહાનુભૂતિ છે એ મતલબનો જે તાર કર્યો છે તેને અમે એક શુભચિહ્ન તરીકે લેખીએ છીએ. (આ તારની અસલ નકલ તથા એનું ભાષાન્તર આ લેખના છેડે આપવામાં આવેલ છે.) રાજ્યની હાર્દિક સહાનુભૂતિ એટલે સક્રિય કામ કરવાનું વચન, એમ અમે માનીએ છીએ. બીજી બાજુ આ ઘટનાની તપાસનું કામ રાજ્ય તરફથી જેમને સોંપવામાં આવ્યું છે તે ભાવનગર રાજ્યના પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ શ્રીયુત ઉદલશંકરભાઈની બાહોશી અને કાર્યદક્ષતા જાણીતી છે એટલે આ કામની તપાસની સોંપણી એમને કરવામાં આવી છે એ પણ એક સારું ચિહ્ન છે. ભાવનગરના ના. મહારાજા સાહેબે હાર્દિક સહાનુભૂતિ હોવાનું જે કંઈ કહ્યું છે તેને રાજ્ય સોએ સો ટકા વળગી રહે અને આ તપાસને જરા પણ ઢીલી પાડવામાં ન આવે એ જોવાનું કામ ના મહારાજા સાહેબનું છે. આપણે પ્રચ્છીએ કે ભાવનગર રાજ્યની પોતાની જ કસોટી જેવા આ પ્રસંગમાં ભાવનગર રાજ્ય સફળ રીતે પાર પામી યશનું ભાગી બને.

તીર્થક્ષેત્ર તળાજાની દુર્ઘટનાના સંબંધમાં અમારે અત્યારે જે કંઈ કહેવાનું છે તે અહીં પૂર્ણ કરીએ છીએ.

અને અમારી આ નોંધ પૂર્ણ કરતાં પહેલાં, દિવસે દિવસે વધુને વધુ મહત્ત્વના બનતા જતા તીર્થરક્ષાના પ્રશ્ન તરફ સમગ્ર જૈનસંઘને અંગૂલીનિર્દેશ કરવો બહુ જ જરૂરી સમજી તે માટે બે શબ્દ લખીએ છીએ.

મને કે કમને પણ, આપણે એ કબૂલ કરવું જોઈએ કે આ તીર્થરક્ષાનો પ્રશ્ન આપણા માટે દિવસે દિવસે વધુ ને વધુ મુશ્કેલીભર્યો બનતો જાય છે; અને એનો સફળ ઉકેલ હજુ આપણે શોધી શક્યા નથી. આ માટે હવે આખાય જૈનસંઘે બહુ જ ગંભીરતા પૂર્વક વિચાર કરવાની જરૂર છે.

ખરી વાત તો એ છે કે જ્યાં આપણે તીર્થસ્થાનોના વહીવટ માટે પણ જોઈએ તેવી ગોઠવણ ન કરી શકતા હોઈએ, અને એ વહીવટ જૈનસંઘને શોભે એ રીતે સરસ અને સરળ રીતે ચલાવી શકે એવા યોગ્ય કાર્યકરો આપણે ન મેળવી શકતા હોઇએ ત્યાં જો તીર્થસ્થાનોની રક્ષા કરવાનો કપરો વખત આવી પડે તો તેને પહોંચી વળવું મુશ્કેલ જ ગણાય. છતાં હવે સમય એવો આવી લાગ્યો છે કે જ્યારે આપણાં સમસ્ત બળ, બુદ્ધિ અને ધનનો ઉપયોગ કરી એ માટે ઘટતી યોજના આપણે કરવી જ પડશે.

આ માટે સૌથી પહેલી વાત તો એ કરવી જોઇએ કે આપણે બધા છૂટા છૂટા વ્યક્તિગત જૈનો તરીકે ન રહેતાં એક પ્રજા તરીકે એકદિલ અને એકબોલવાળા બનવું પડશે. અને આમ કરીને જ આપણે આપણો અવાજ રજુ કરી શકીશું, અને આપણું વર્ચસ્વ સાચવી શકીશું. જો એમ નહીં કરીએ તો બીજાઓ એક યા બીજા બહાને પ્રસંગે પ્રસંગે આપણને દબાવ્યા જ કરશે અને એ દબાવવાના ઉપાય તરીકે આપણાં પવિત્ર તીર્થસ્થાનોની છેડતી ક્યાં કરશે.

આપણે એ જાણવું જોઈએ કે—આ કાળ રાજ્ય પરિવર્તનનો કાળ છે. જ્યાં પ્રજાના બળે કે સમયચક્રના બળે રાજ્યની સત્તાઓનાં પરિવર્તન થતાં હોય ત્યાં જુદી જુદી જાતિઓ કે પક્ષો વચ્ચે એક યા બીજા કારણે ઘર્ષણ અને ઉશ્કેરણી થતાં જ રહેવાનાં. અને આવા ઘર્ષણ અને ઉશ્કેરણીના પ્રસંગે એકદિલ અને એકબોલવાળી બળવાન કોમ બીજી નબળી કોમને દબાવ્યા વગર ન જ રહે. આની સામે ટકવા માટે આપણે પ્રબળ થયે જ છૂટકો છે.

અમારી વિનંતી છે કે આપણા પૂજ્ય આચાર્ય મહારાજ આદિ સર્વ મુનિવરો અને આગેવાન જૈન સદ્‌ગૃહસ્થો આ વાતનો પૂરેપૂરો વિચાર કરે.

તીર્થરક્ષાની તાત્કાલિક વ્યવસ્થા કરવા માટે કોઈ યોજના અત્યારે જ રજૂ કરવી મુશ્કેલ છે, છતાં એક વાત અમે અહીં અતિ નમ્રભાવે સૂચવવાની રજા લઈએ છીએ. આ માટે આપણા લાગવગ ધરાવતા અને વખતનો ભોગ આપી શકે એવા જૈન આગેવાનોની,

હમેશાં ખડે પગે રહે એવી, એક તીર્થરક્ષક કમિટિ બનાવવી જોઈએ. આ કમિટિ કોઈ પણ તીર્થના વહીવટનું નહીં પણ કેવળ તીર્થરક્ષાનું જ કામ સંભાળે. અને જ્યારે જ્યારે જે જે સ્થળે તીર્થરક્ષાનો પ્રશ્ન ઊભો થાય ત્યારે આ કમિટિ તરત જ ત્યાં પહોંચી જાય, અને એ માટે કેવી રીતે શું કામ કરવું એની સમાજને દોરવણી આપે. આવી કમિટિની સ્થાપના કરવી અમને બહુ જ જરૂરની લાગે છે, અને તે બની શકે તેટલા ટૂંકા વખતમાં જ.

તીર્થરક્ષાનો વિચાર કરતાં વર્ષો પહેલાં બનેલી કાંકરોળી રાણકપુર અને દેલવાડા (ઉદેપુર સ્ટેટ) એ તીર્થની દુઃખદ ઘટના, મહિનાઓ પહેલાં બનેલી જાવાલની દુઃખદ ઘટના અને તાજેતરમાં બનેલી તળાજાની અત્યંત દુઃખદાયક ઘટના (અને આ અરસામાં બીજી પણ આવી નાની મોટી અનેક દુઃખદ ઘટનાઓ ક્યાં નથી બની?) એ બધી અમારી નજર સામે તરવરતી દેખાય છે, અને આપણી અસહાય દશા માટે અમારું દિલ રડી ઊઠે છે. આ અસહાય દશાને ખંખેરી નાખવાનો આપણે સૌ નિર્ધાર કરીએ!

તીર્થરક્ષાનો પ્રશ્ન હવે વધુ વખત ટાળવો આપણને જરાય પાલવે એમ નથી; એમ કરવામાં તો આપણે પ્રજા તરીકે જ મટી જવાના. તેથી અમારી વિનંતી છે કે, આપણે બધાય એ માટે જાગ્રત બનીએ, અને આપણને તારવા માટે સમર્થ આપણાં પવિત્ર તીર્થક્ષેત્રોને સુરક્ષિત બનાવીએ! અસ્તુ!

## ભાવનગરના ના. મહારાજા સાહેબનો અમદાવાદના નગરશેઠ ઉપરનો તાર.

Have received your telegram and fully appreciate the feelings of Jains all over India and I was shocked that an ancient place of prayer and pilgrimage at Talaja was desecrated and you all have my sincere sympathies.

Maharaja.

તમારો તાર મળ્યો. આખાય હિંદુસ્તાનના જૈનોની લાગણીની હું કદર કરું છું. તળાજામાં યાત્રા અને પ્રાર્થનાનું પ્રાચીન ધામ અપવિત્ર કરાયાનું જાણી મને આઘાત થયો છે. તમે સહુ મારી હાર્દિક સહાનુભૂતિ સ્વીકારશો.

મહારાજા

**તળાજાની આ દુર્ઘટનાની તપાસમાં આજ સુધીમાં ત્રણ જણાને ગિરફતાર કરવામાં આવ્યા છે.**

# જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી

લેખક : પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી ( ત્રિપુટી )

આચાર્ય શ્રીહીરવિજયસૂરીશ્વરજી તેમનાં કાર્યોદ્વારા ભારતીય ઇતિહાસમાં અમર છે.

એક કવિ કહે છે–ફૂલોના બગીચામાં અનેક પુષ્પોની સુગંધ મહેકી રહી હોય છે, પરન્તુ ગુલાબ અને ચંપાનાં ફૂલોમાં જે માધુર્ય, જે મહેક, જે આહ્લાદકતા અને જે માદકતા હોય છે તે બીજાં પુષ્પોમાં ભાગ્યે જ જોવાય છે. જગદ્‌ગુરુજી માટે પણ કંઈક એવું જ છે. સૂરિજીનું જીવન સ્ફટિક સમું ઉજ્જવલ અને તેમનાં ત્યાગ અને તપ કુંદન સમાં દેદીપ્યમાન છે. તેમનું અખંડ બ્રહ્મચર્ય અને પ્રખર પાંડિત્ય, સૂર્યના તેજની જેમ ઝળહળાયમાન છે. તેમનાં ઔદાર્ય, ગાંભીર્ય, વાક્‌પાટવ અને હાજરજવાબી ગમે તેના ઉપર છાપ પાડે એવાં છે. તેમનામાં વિદ્યુત્સમ ચમકારા મારતી મેધા અને બીજાના હૃદયમાં સોંસરી ઊતરી જાય તેવી યુક્તિયુક્ત વાણીની મીઠાશ છે. એ રાજા મહારાજાઓને પ્રતિબોધે છે, સૂબાઓને અને સમ્રાટોને ધર્મનાં અમૃતપાન છે. છતાં એમને અભિમાનની ગંધ સરખી સ્પર્શતી નથી. **सर्वेऽपि सुखिनः सन्तु** આ એમનો જીવનમંત્ર છે અને આ મંત્રના પ્રતાપે જ એક સમ્રાટ્‌ને પ્રતિબોધવાનું માન એમને પ્રાપ્ત થયું છે.

ભારતના રાજદ્વારી આકાશપટમાં મહાન્ મુગલ સમ્રાટ્ અકબર જેમ ભારતવિજેતા હતો તેમ ભારતના ધાર્મિક આકાશપટમાં શ્રીહીરવિજયસૂરીશ્વરજીની વિજયપતાકા ફરકતી હતી. આ મહાન્ જગદ્‌ગુરુની ભાદરવા શુદિ ૧૧ ની સ્વર્ગતિથિના પ્રસંગે સંક્ષેપમાં જ તેમના જીવનનો પરિચય અહીં આપું છું.

**જન્મ અને દીક્ષા**

એમનો જન્મ વિ. સં. ૧૫૮૩ ના માગશર શુદિ ૯ ને સોમવારે પાલનપુરમાં થયો હતો. એમના પિતાનું નામ કુંરાશાહ, માતાનું નામ નાથીદેવી, અને એમનું નામ હીરજી. તેમને સંઘજી, સૂરજી અને શ્રીપાલ એમ ત્રણ ભાઈઓ અને રંભા, રાણી અને વિમલા એમ ત્રણ બેનો હતી. જે વખતે હીરજી એમની માતાના ઉદરમાં આવે છે ત્યારે માતાએ સ્વપ્નમાં સિંહ જોયો હતો. ખરેખર, એ સંતાન પણ સિંહ જેવું પરાક્રમી, નિર્ભીક અને ધરવીર જ પાક્યું. હીરજીની બુદ્ધિના ચમકારા બાલ્યાવસ્થાથી જ પ્રકાશમાન થાય છે. બાલક હીરજી ભણવામાં બહુ જ આગળ વધે છે. વ્યાવહારિક જ્ઞાન મેળવવા સાથે જ ધાર્મિક જ્ઞાન પણ મેળવે છે. બાર વર્ષનો હીરજી, પંચ પ્રતિક્રમણ, જીવવિચારાદિ પ્રકરણો અને ઉપદેશમાલા, યોગશાસ્ત્ર, દર્શનસિત્તરી આદિ અર્થ સહિત ભણે છે. આ ધાર્મિક અભ્યાસ સાધુઓ પાસે કર્યો હતો. એના મનમાં બચપણથી સાધુઓ ઉપર–સાધુતા ઉપર પ્રેમ અને ભક્તિ છે. એક વાર એ એના પિતાને પણ પૂછી બેસે છેઃ પિતાજી, આપણા કુટુમ્બમાંથી કોઈ સાધુ થયું છે? પિતાજી ના કહે છે. હીરજી મનમાં ગાંઠ વાળે છે સમયે વાત. બાર વર્ષનો બાલક હીરજી પિતાની દુકાને બેસવા લાગે છે ત્યાં અચાનક જ માતા–પિતાનો સ્વર્ગવાસ થાય છે. માતા–પિતાનો મૃત્યુથી બાલક હીરજીને બહુ જ આઘાત પહોંચાડે છે. એની બેનો એને આશ્વાસન આપી બધું ભુલાવવા પાટણ લઈ જાય છે. ત્યાં હીરજીને મહાન્ જૈનાચાર્ય શ્રી વિજયદાનસૂરીશ્વરજીનો ધર્મોપદેશ સાંભળવાનો અવસર પ્રાપ્ત થાય છે.

ઉપદેશ સાંભળી એને સાધુ થવાની ભાવના થાય છે. અન્તે બધાની આજ્ઞા લઈ વિ. સં. ૧૫૯૬ માં કાર્તિક વદિ ૨ સોમવારે એ દીક્ષા લ્યે છે અને મુનિ હીરહર્ષ બને છે.

**શાસ્ત્રાભ્યાસ, આચાર્યપદ અને ઉપદ્રવો**

હીરહર્ષ મુનિ શાસ્ત્રાભ્યાસ આદરે છે, અને સ્વદર્શનમાં નિષ્ણાત થઈ પરદર્શનોમાં પારંગત થવા દક્ષિણમાં દોલતાબાદ જાય છે. હીરહર્ષ મુનિ ભણે છે અને સાથે જ જૈન-શાસનને ઉન્નતિના શિખરે પહોંચાડવાનાં મનોરથો સેવે છે. આચાર્ય સિદ્ધસેનદિવાકર અને રાજા વિક્રમાદિત્યના વખતની જેમ જૈનધર્મના સિદ્ધાન્તોને પુનઃ ભારતમાં પ્રચારવાની ભાવના તેમનાં હૃદયમાં દીપ્ત થાય છે. મહારાજા-કુમારપાલને પ્રતિબોધી જૈનશાસનનો વિજય-ડંકો વગાડનાર કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચન્દ્રાચાર્યને પોતાના આદર્શ બનાવે છે.

આવા મહાન્ સંકલ્પો સાથે પોતાનો અભ્યાસ પૂર્ણ કરી, ભણીને તૈયાર થઈ હીરહર્ષ મુનિ ગુરુજી પાસે આવે છે. તેઓ સં. ૧૬૦૭ માં પં. (પંન્યાસ), સં. ૧૬૦૮ માં વાચક અને ૧૬૧૦ માં સૂરિપદ પ્રાપ્ત કરી આચાર્ય બને છે.

આચાર્યપદવી અપાયા પહેલાં એમની કસોટી કરાય છે એટલું જ નહિ કિન્તુ વિજય-દાનસૂરીશ્વરજી સૂરિમંત્રની અધિષ્ઠાયિકાદ્વારા જાણે છે કે એમની પાટને લાયક પટ્ટધર હીરહર્ષ મુનિ છે, ત્યાર પછી એમને આચાર્યપદ આપવામાં આવે છે. સં. ૧૬૧૧ માં પાટણમાં તેમનો પાટમહોત્સવ થાય છે. વિ. સં. ૧૬૨૨ માં તેમના ગુરુ શ્રી વિજયદાન-સૂરીશ્વરજી વડાલીમાં સ્વર્ગ પામે છે અને શ્રી હીરવિજયસૂરીશ્વરજી જૈનશાસનના એક મહાન્ નાયકનો ભાર ઉઠાવી લ્યે છે, અને શાસનની સેવા કરવામાં આ દેહનું અર્પણ કરવાની ઇચ્છા પૂર્ણ કરવાનો સમય મળ્યો જાણી તેઓ પ્રમુદિત થાય છે.

આ વખતે દિલ્હીની ગાદીએ ભારતસમ્રાટ્ અકબર બિરાજમાન હતો. ભારતને એકછત્રી કરવાની અને મહાન્ સમ્રાટ્ બનવાની એને અભિલાષા હતી. અને એને માટે એ અનેક ઉપાયો કરી રહ્યો હતો. એણે ગુજરાત જીત્યું હતું, પરન્તુ એના સૂબેદારો એવા તોરી, અક્કડ અને સત્તાના દમામવાળા આવતા કે કાયદો કે ન્યાય તેમની પાસે ભાગ્યે જ ફરકતા. એમની જીભ એ જ કાયદો કે ન્યાય ગણાતા. એમના આવા આચરણથી ઘણીવાર નિર્દોષ, સજ્જન, સરલહૃદયી અને શાનસંપન્ન વ્યક્તિઓ પણ પીડાતી અને દુઃખ પામતી. એક રીતે સમસ્ત ભારતમાં અન્યાય અને અનીતિનું સામ્રાજ્ય ફેલાયું હતું. મુસલમાન સમ્રાટો હિન્દુઓને લૂંટવામાં, પીડવામાં કે દુઃખ દેવામાં જ આનંદ માનતા હતા. આ આચાર્યપુંગવને પણ ઘણીવાર મુસલમાન સૂબાઓએ ઉપદ્રવો કર્યા હતા, જેમાંના ત્રણચાર મુખ્ય ઉપદ્રવો આ પ્રમાણે છે—

૧. ખંભાતમાં રત્નપાલ દોસીના પુત્ર રામજી માટે શિતાબખાંએ ઉપદ્રવ કર્યો.

૨. બોરસદમાં તેમના શિષ્ય જગમાલ ઋષિને અંગે પેટલાદના હાકિમે ઉપદ્રવ કર્યો; સં. ૧૬૩૦ માં.

૩. કુણગેરમાં ઉદયપ્રભસૂરિ નામના શિથિલાચારીને વંદના ન કરવાથી દ્વેષીઓથી પ્રેરિત થઈ એણે પાટણના સૂબા પાસે ફરિયાદ કરી અને આ પ્રસંગે ત્રણ મહિના સુધી સૂરિજીને સૂબાના ઉપદ્રવથી બચવા ગુપ્તવાસમાં રહેવું પડ્યું. સં. ૧૬૩૪ માં.

૪. અમદાવાદમાં શહાબખાંને કોઈએ કહ્યું: સૂરિજીએ વર્ષાદ બંધ કરાવ્યો છે. આ

વખતે સૂબાએ સૂરિજીને પોતાની પાસે હાજર કરાવ્યા છે. સૂરિજીએ ત્યાં જઈ એનું મન સંતોષિત કર્યું. સૂરિજીને એણે રજા આપી, પરન્તુ પાછળથી એ ફોજદારને ઝવેરી સાથે ખટપટ થતાં એણે પુનઃ સૂરિજીને પકડાવવા પ્રયત્નો કર્યો. ઘણા દિવસો સુધી આ ઉપદ્રવ રહ્યો. આ પ્રસંગ સં. ૧૬૩૬ માં બન્યો છે.

સૂરિજી મહારાજ આ ઉપદ્રવોને શાંતિથી સહન કરી, અદીનપણે વિચરી, આત્મ-કલ્યાણની સાધના કરી રહ્યા હતા. સં. ૧૬૩૭ માં સૂરિજી ખંભાત પધાર્યા તે વખતે તેમના ઉપદેશથી સંઘવી ઉદયકરણે મહા શુદિ ૧૩ શ્રી ચંદ્રપ્રભુજીની પ્રતિષ્ઠા કરાવી અને મારવાડ ને મેવાડનો મોટો યાત્રાસંઘ કાઢ્યો. સં. ૧૬૩૮માં સૂરિજી ગંધાર પધાર્યા.

**સમ્રાટ અકબર**

આપણે શરૂઆતમાં જ આ સમ્રાટનું નામ વાંચ્યું છે. આ સમ્રાટ મહત્વાકાંક્ષી, રાજ્યકુશલ, મુત્સદ્દી અને પ્રજાપ્રેમી થયો છે. આજે પણ ઇતિહાસકારો કહે છે કે સમ્રાટ અકબરે ભારતમાં જેવું એકછત્રી સામ્રાજ્ય સ્થાપ્યું તેવું સત્તાશીલ સામ્રાજ્ય હાલની અંગ્રેજ સરકાર પણ નથી સ્થાપી શકી. અકબર તૈમુર લંગનો વંશજ છે. તેનો પિતા હુમાયુ જ્યારે ભારતનું સામ્રાજ્ય ગુમાવી પદભ્રષ્ટ થઈ કાબુલ તરફ ગયો હતો ત્યાંથી નિરાશ થઈ તે સિંધના હિન્દુ રાજાના આશ્રયે અમરકોટમાં જાય છે. અમરકોટનો રાજા હુમાયુની --એક સમયના ભારતના સમ્રાટની દુર્દશા જોઈ દયા લાવી હુમાયુને સહાયતા આપે છે. હુમાયુ આ રાજાની સ્હાયતાથી મોટું સૈન્ય લઈ યુધ્ધે ચડે છે. પાછળ એની બેગમ હમીદા બેગમે ઈ. સ. ૧૫૪૨ ના નવેમ્બરની ૨૩ મી તારીખે એક પુત્રરત્નને જન્મ આપ્યો, જેનું નામ બદરૂદ્દીન મહમ્મદ અકબર રાખવામાં આવ્યું.

કેટલાક વિદ્વાનો અને ઇતિહાસકારો લખે છે કે અકબરમાં જે ધાર્મિક સહિષ્ણુતા, ઉદારતા, મહાનુભાવતા અને ભારતીય ધર્મો, ભારતીય સાહિત્ય અને હિન્દુધર્મના ધર્મ-ગુરુઓ ઉપર પ્રેમ પ્રગટ્યો હતો તેનું કારણ અકબરનો જન્મ હિન્દુ રાજાને ત્યાં થયો છે એ પણ એક છે. અકબરનો જન્મ થતાં જ હુમાયુનો સિતારો ચમકે છે અને તે પુનઃ ભારતનું સામ્રાજ્ય મેળવવા ભાગ્યશાળી થાય છે. પરન્તુ એનું અલ્પ સમયમાં જ મૃત્યુ થાય છે. ત્યાર પછી અનેક ઉપદ્રવોને દબાવી મુશ્કેલીઓને જીતી અકબર સમ્રાટપદ[1] પ્રાપ્ત કરે છે. યદ્યપિ એનો રાજ્યાભિષેક ઈ. સ. ૧૫૫૬માં ૧૪ મી ફેબ્રુઆરીએ ગુરુદાસપુર જીલ્લાના 'કલનૌર' ગામમાં થયો હતો, પરન્તુ દિલ્હી અને આગ્રા જીતતાં એને સમય લાગ્યો હતો. અનુક્રમે અનેક યુદ્ધો જીતી એ સમ્રાટ્ બને છે. અકબર એક ધર્મસભા સ્થાપે છે અને આગ્રાની નજીક ફત્તેહપુરસીક્રીમાં નવી રાજધાની સ્થાપે છે.

એક વખત એ શ્રી હીરવિજયસૂરીશ્વરજીની ખ્યાતિ સાંભળે છે. અને તેમની વિદ્વત્તા, ત્યાગ, ચારિત્ર અને સંયમની કીર્તિથી આકર્ષાઈ તેને સૂરિજી મહારાજને મળવાનું મન થાય છે.

---

૧. સમ્રાટ અકબર દિલ્હી જીતે તે પહેલાં "વિક્રમાદિત્ય હેમુ" એ દિલ્હીનું તખ્ત જીતી મહાન્ સમ્રાટની પદવી મેળવી હતી. એ એક ઓશવાલ જૈન હતા. આ મહાનુભાવનું ઐતિહાસિક જીવન જાણવા ઇચ્છનારા મહાનુભાવોએ જયભિખ્ખુએ લખેલ 'વિક્રમાદિત્ય હેમુ' જોઈ લેવું.

**સમ્રાટ અકબરનું આમંત્રણ અને મુલાકાત**

એક વાર ચંપાબાઈ નામની શ્રાવિકાએ છ મહિનાના ઉપવાસ કર્યા હતા, એનો વરઘોડો ચઢયો હતો. બાદશાહે આ વરઘોડો જોયો અને છ મહિનાના ઉપવાસનું નામ સાંભળી બાદશાહ ચમકયો, અને ચંપાબાઈને પોતાની પાસે બોલાવી. એક દિવસના રોઝામાં પેટમાં ઉંદરડા દોડે છે ત્યાં આટલા ઉપવાસ કેવી રીતે થઈ શકે? બાદશાહે ચંપાબાઈને પૂછ્યું: બહેન, આ ઉપવાસ તું કેવી રીતે કરી શકી?

ચંપાએ: કહ્યું દેવગુરુકૃપાથી, મારા ગુરુ શ્રીહીરવિજયસૂરિજીની કૃપાથી આ તપ કર્યું છે. બાદશાહ આ સાંભળી બહુ જ પ્રસન્ન થયો અને સૂરિજીને પોતાની પાસે બોલાવવાનો દૃઢ નિશ્ચય કર્યો, અને આ જ વખતે ગુજરાતમાં જઈ આવેલા એતમાદખાને પૂછ્યું: તમે હીરવિજયસૂરીજીને ઓળખો છો? એતમાદખાંએ કહ્યું: "નામદાર, હું એ મહાત્માને બરાબર ઓળખું છું. તેઓ સાચા ફકીર છે. તેઓ કદી કોઈ પણ વાહનમાં બેસતા નથી, કંચન અને કામિનીના સદાય ત્યાગી છે અને પોતાનો બધો વખત ખુદાની બંદગીમાં અને જનતાને ધર્મોપદેશ દેવામાં જ કાઢે છે."

આ શબ્દોએ બાદશાહના હૃદયકમલને પ્રફુલ્લિત કર્યું અને તરત જ એણે 'મોદી' અને 'કમાલ' નામના બે એલચીઓને સૂરિજી મહારાજને પોતાના દરબારમાં પધારવાની વિનંતી કરવા માટે મોકલ્યા, સાથે જ ગુજરાતના સૂબા ઉપર ફરમાન મોકલ્યું કે શ્રી હીરવિજયસૂરિજીને બહુ સન્માનપૂર્વક મોકલો, તેમજ જૈન ગ્રહસ્થ માનુકલ્યાણ અને થાનસિંહને પણ કહ્યું કે તમે પણ સૂરિજી મહારાજને અહીં પધારવાનું આમંત્રણ પાઠવો. આ સમાચાર સૂરિજીને ગંધારમાં મલે છે. અને મહાન લાભનું કારણ જાણી પોતાના વિશાલ શિષ્યસમુદાય સહિત સૂરિજી ફત્તેપુરસિક્રિ માટે ગંધારથી પ્રયાણ કરે છે.

ફત્તેહપુરસિક્રી પહોંચતાં સૂરિજીને મહિનાના મહીના વ્યતીત થાય છે, રસ્તામાં વિવિધ તીર્થો[૨]ની યાત્રા કરી અનેક રાજા મહારાજા અને સૂબા[૩]ઓને પ્રતિબોધી સૂરિજી ત્યાં વિ. સં. ૧૬૩૯ના જેઠ વદિ ૧૩ના દિવસે સમ્રાટ્ અકબરને ફત્તેહપુરસિક્રીમાં મલે છે.

શ્રી હીરવિજયસૂરીશ્વરજી બાદશાહ અકબરને મલવા આવ્યા તે વખતે તેમની સાથે ૬૭ સાધુઓ હતા, જેમાં મુખ્ય વિમલહર્ષ ઉપાધ્યાય, શાંતિચંદ્રગણિ, પંડિત સોમવિજય ગણિ, પં. સહજસાગરગણિ, પં. સિંહવિમલગણિ, પં. ગુણવિજય, પં. ગુણસાગર, પં. કનકવિજય, પં. ધર્મસીઋષિ, પં. માનસાગર, પં. રત્નચંદ્ર, ઋષિ કાહનો, પં. હેમવિજય, ઋષિ જગમાલ, પં. રત્નકુશલ, પં. રામવિજય, પં. ભાનુવિજય, પં. કીર્તિવિજય, પં. હંસવિજય, પં. જસવિજય, પં. જયવિજય, પં. લાભવિજય, પં. મુનિવિજય, પં. ધનવિજય, પં. મુનિવિમલ, અને મુનિ જસવિજય વગેરે હતા.

આમાં કેટલાક વૈયાકરણી, નૈયાયિક, દાર્શનિક, વાદી, વ્યાખ્યાતા, ધ્યાની, અધ્યાત્મી

---

૨ આબુજી, રાણકપુરજી, તથા ફલોધી પાર્શ્વનાથ વગેરે તીર્થોની યાત્રા કરી છે.

૩. અમદાવાદના સૂબા શાહિબખાંનને; રોહના ભીલોના સરદાર સહસાર્જુન તથા તેની આઠ સ્ત્રીઓને, સિરોહીના રાજા સુરત્રાણ (દેવડા સુલતાનને), મેડતાના રાજા સાદિમ સુલતાનને એમ અનેકને ધર્મોપદેશ આપી અહિંસા પળાવી છે; શિકારબંધ કરાવ્યા છે અને મદિરાપાન પરસ્ત્રીત્યાગ આદિ પ્રતિજ્ઞાઓ આપી છે.

અને શતાવધાની હતા. ખાસ કરીને શ્રી હીરસૌભાગ્ય, વિજયપ્રશસ્તિ લાભોદયરાસ વગેરેના કર્તાઓ પણ સાથે જ હતા, જેમણે બધા પ્રસંગો નજરે નિહાળી એ ગ્રંથોની રચના કરી છે.

આ ૬૭ સાધુ મહાત્માઓમાંથી જ્યારે શ્રી હીરવિજયસૂરિજી મહારાજ બાદશાહ અકબરને પહેલે જ દિવસે મળવા ગયા ત્યારે મહાવિદ્વાન્ એવા ૧૩ સાધુઓ સાથે હતા. પ્રથમ મુલાકાતે જ બાદશાહ શ્રી હીરવિજયસૂરીશ્વરજીના ગુણો ઉપર મુગ્ધ થાય છે. સૂરિજી મહારાજ પગે ચાલતા અહીં પધાર્યા છે એ જ્યારે બાદશાહે જાણ્યું ત્યારે તો એને ઘણું જ આશ્ચર્ય થયું અને સૂરિજીને આમંત્રણ આપવા મોકલેલ મૌદી અને કમાલના મુખેથી સૂરિજીનો ત્યાગ, તેમની નિસ્પૃહતા, ઉદારતા, મહાનુભાવતા આદિ ગુણો સાંભળી બાદશાહની ભક્તિમાં ઓર વધારો થયો.

સૂરિજી મહારાજની અસાધારણ વકતૃત્વશક્તિથી સમ્રાટ મુગ્ધ બન્યો. તેમની વાણી સાંભળી સમ્રાટે અપૂર્વ આનંદ અનુભવ્યો. સમ્રાટે સૂરિજીને એક ઓલિયા તરીકે પીછાન્યા. એમાંયે વળી પોતાની ચિત્રશાળામાં પ્રવેશ કરતાં જ ગાલીચા નીચેથી સૂરિજીના કથન મુજબ કીડીઓનું દર જોયું એટલે તો એને સૂરિજી મહારાજ—અલ્લાહફાઝલ જ દેખાયા. પ્રથમ મુલાકાતે જ સમ્રાટ્ સૂરિજી મહારાજને કંઈક માંગવાનું ફરમાવે છે. ત્યાગમૂર્તિ સૂરિજી કહે છે અમારે સાધુઓને કશી જ જરૂર નથી. આખરે બાદશાહ બહુ જ ભક્તિપૂર્વક પોતાને ત્યાં રહેલ સુંદર પુસ્તકભંડાર સૂરિજીને અર્પણ કરે છે. સૂરિજી અનિચ્છાએ તે પુસ્તકો લઈ આગ્રામાં બાદશાહના નામથી પુસ્તકભંડાર સ્થાપે છે. આ પછી તો ઘણીયે મુલાકાતો થાય છે.

### કાર્યસિદ્ધિ

સૂરિજી મહારાજ સમ્રાટ અકબરને પ્રતિબોધ આપે છે અને અહિંસાનાં ફરમાનો મેળવે છે, એ બધું ખૂબ જ પ્રસિદ્ધ છે એટલે એ વિગતોમાં હું અહીં સ્થાનાભાવને લીધે નથી ઉતરતો. પરન્તુ સૂરિજીના મિલન પછી સમ્રાટ અકબરના જીવનમાં પરિવર્તન થયું છે એમાં તો સંદેહ જ નથી. સૂરિજીના સદુપદેશથી અકબરે કરેલાં કાર્યોની નોંધ આપું છું.

૧. સૂરિજી મહારાજ અને તેમના શિષ્ય–પરિવારના ઉપદેશથી અકબરે વર્ષમાં છ મહિનાથી[૪] પણ વધુ દિવસો અહિંસા પળાવી છે. પોતે માંસાહાર અને શિકારબંધ કર્યો.

૨. નિર્વંશીયાનું ધન લેવાનું માફ કર્યું છે.[૫]

૩. સુપ્રસિદ્ધ જજિયા વેરો માફ કર્યો.

૪. શત્રુંજયાદિ તીર્થો કરમુક્ત કરી શ્વેતાંબર જૈનસંઘને અર્પણ કર્યાં.

૫. એક મોટો પુસ્તકભંડાર સૂરિજીને અર્પણ કર્યો.

---

૪. यामेवाखिलभूपमुर्द्धसु निजामाज्ञां सदा धारयन्
श्रीमान् साहि अकब्बरो नरवरो [देशेष्व] शेषेष्वपि ।
षण्मासाभयदानपुष्टपटहोद्घोषानघध्वंसितः
कामं कारयति स्म हृष्टहृदयो यद्वाक्कलारंजितः ॥

५. यदुपदेशवशेन मुदं दधन् निखिलमण्डलवासिजने निजे ।
मृतकरं च करं च सुजीजिआभिधमकब्बरभूपतिरत्यजत् ॥
( જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઈતિહાસ–પૃ. ૫૪૩. )

૬. અનેક પશુઓને બંદિઓને છોડયા છે. ડાબર સરોવરનો શિકાર બંધ કરાવ્યો. સરોવરમાં કોઈ જાળ ન નાંખે એવી આજ્ઞા કરી હતી.

૭. બાદશાહ રોજ પાંચસો ચકલીઓની જીભ ખાતો હતો તે સર્વથા બંધ કર્યું.

૮. બાદશાહે ચિતોડનો કિલ્લો જીતતાં કરેલું ઘોર પાપ, રાવાને કિનારે કરેલો ઘોર પશુસંહાર-શિકાર કે જેને કર્મબંધ કહેવાયેલ છે તે અને આ સિવાય હજીરા ઉપર લટકાવેલા હરણનાં શિંગડાં, સરદારોમાં વહેંચેલાં એ હરણનાં ચામડાં આદિ અનેક પાપોનો સૂરિજી પાસે પશ્ચાત્તાપ કર્યો અને ભવિષ્યમાં પોતે કદી એવું પાપ નહીં કરે એની પ્રતિજ્ઞા કરી.

૯. જૈનધર્મ પ્રતિ-જૈન સિદ્ધાંતો અને જૈનસાધુઓ પ્રતિ સૂરિજી મહારાજના ઉપદેશથી[૬] બાદશાહને પ્રેમ એવં ભક્તિ પ્રગટી હતી.

શ્રીહીરવિજયસૂરિજી મહારાજના સંસર્ગ એવં ઉપદેશથી સમ્રાટ અકબરે જે અહિંસાનો સ્વીકાર કર્યો તે માટે તેમના દરબારમાં વિદ્યમાન અબુલફજલે 'આઇને અકબરી'માં અને બદાઉનીએ પોતાના પુસ્તકમાં મુક્તકંઠે ઉલ્લેખ કર્યો છે. આપણે બદાઉનીનું વિધાન જોઈએ.

"આ વખતે બાદશાહે પોતાના પ્રિય નવીન સિદ્ધાન્તોનો પ્રચાર કર્યો છે. સપ્તાહના પહેલા દિવસે (રવિવાર) પ્રાણીવધનો નિષેધની સખ્ત આજ્ઞા કરી છે, કારણ કે તે સૂર્યપૂજાનો દિવસ છે. ફરબરદિન મહિનાના પહેલા અઢાર દિવસોમાં; આખો આબાન મહિનો કે જેમાં બાદશાહનો જન્મ થયો છે; તેમાં અને આ સિવાય બીજા પણ દિવસોમાં બાદશાહે પ્રાણીવધનો નિષેધ કર્યો છે. આ હુકમ આખા રાજ્યમાં જાહેર કર્યો છે. આ હુકમની વિરુદ્ધ ચાલનારને સખત સજા કરવામાં આવે છે; આ હુકમથી અનેક કુટુમ્બોની બરબાદી થઈ છે; તેમની મિલકત જપ્ત કરવામાં આવી છે. ઉપવાસના દિવસોમાં બાદશાહે માંસાહારનો સર્વથા ત્યાગ કર્યો છે. ધીમેધીમે બાદશાહે વર્ષમાં છ મહિના અને ઉપર થોડા દિવસો વધુ આવા ઉપવાસનો અભ્યાસ કરી પોતે સર્વથા માંસાહાર ત્યાગ કરી શકે તે માટે પ્રયત્ન કરે છે."

બંકિમચંદ્ર લાહિડી 'સમ્રાટ અકબર' નામના બંગાળી પુસ્તકમાં પણ લખે છે—

"सम्राट रविवारे, चंद्र ओ सूर्यग्रहणदिने एवं आरओ अन्यान्य अनेकसमये कोन मांसाहार करितें ना। रविवार ओ आरओ कतिपयदिने पशुहत्याकरित सर्वसाधारणके निषेध करिया छिलेन."

સમ્રાટ અકબરના દરબારનું રત્ન અને સમ્રાટનો પરમ સ્નેહીમિત્ર શેખ અબુલફજલ પોતાના 'આઇને અકબરી'માં લખે છે.

---

૬. "× × × આ ઉપરથી યોગાભ્યાસ કરનારાઓમાં શ્રેષ્ઠ હીરવિજયસૂરિ સેવડા અને તેમના ધર્મ પાળનારા કે જેમણે અમારી હજૂરમાં હાજર થવાનું માન મેળવ્યું છે, અને જેઓ અમારા દરબારના ખરા હિતેચ્છુઓ છે, તેમના યોગાભ્યાસનું ખરાપણું, વધારો અને પરમેશ્વરની શોધ ઉપર નજર રાખી હુકમ થયો કે-તે તરફના રહેવાસીઓમાંથી કોઈએ તેમને હરકત કરવી નહીં અને તેમનાં મંદિરો તથા ઉપાશ્રયમાં ઉતારો કરવો નહીં તેમ તેમને તુચ્છકારવા પણ નહિ." હજી આગળ આ બધાના જીર્ણોદ્ધાર કરવા દેવાની છૂટ આપી છે. તેમજ તે વખતની ધર્માંધતા કે અજ્ઞાનતાથી થતા 'વરસાદનો અટકાવ' વગેરે આક્ષેપો મૂકી કષ્ટ આપે છે તેનો નિષેધ કર્યો છે. અને તેમની ઈશ્વરભક્તિમાં કોઈએ વિઘ્ન ન નાખવું તેની સૂચના છે.

('સૂરીશ્વર ને સમ્રાટ'માં પરિશિષ્ટ ૧-જેમાં અકબરનું ફરમાન છે તેના અનુવાદ ઉપરથી.)

"××× બાદશાહ ઘણા વખત સુધી શુક્રવારોએ અને ત્યારપછી રવિવારોએ પણ માંસભક્ષણ કરતો નહીં. હાલમાં તે દરેક સૌર્ય મહિનાની પહેલી તિથિએ, રવિવારે, સૂર્ય અને ચંદ્રગ્રહણના દિવસોએ, રજબ મહિનાના સોમવારોએ, દરેક સૌર્ય મહિનાના તહેવારે, આખા ફરવરદીન મહિનામાં અને પોતાના (બાદશાહના) જન્મના મહીનામાં અર્થાત્ આખા આબાન માસમાં માંસભક્ષણ કરતો નથી." (સૂ. સ. પૃ. ૧૬૬)

વિન્સેંટ સ્મીથ પોતાના Akbar માં લખે છે—

"He cared little for flesh food and gave up the use of it almost entirely in the later years of his life, when he came under Jain influence"

"માંસ ભોજન પર બાદશાહને બિલકુલ રુચિ ન્હોતી, અને તેથી તેણે પાછલી જિંદગીમાં જ્યારથી તે જૈનોના સમાગમમાં આવ્યો, ત્યારથી માંસ ભોજનને સર્વથા છોડી દીધું."

આ જ વિદ્વાન પોતાના પુસ્તકમાં આગળ જતાં લખે છે—

"But the Jain holy men undoubtedly gave Akbar prolonged instruction for years, which largely influenced his actions, and they secured his assent to their doctrines so far that he was reputed to have been converted to Jainism.".

"પરન્તુ જૈન સાધુઓએ નિઃસન્દેહ રીતે વર્ષો સુધી અકબરને ઉપદેશ આપ્યો હતો, એ ઉપદેશનો ઘણો જ પ્રભાવ બાદશાહની કાર્યાવલી ઉપર પડ્યો હતો. તેઓએ પોતાના સિદ્ધાન્તો તેની પાસે એટલે સુધી માન્ય કરાવ્યા હતા કે લોકોમાં એવો પ્રવાદ ફેલાઈ ગયો હતો કે બાદશાહ જૈની થઈ ગયો."

પિનહરો (Pinheiro) નામના એક પોર્ટુગીઝ પાદરીએ પોતાના પત્રમાં ત્યાં સુધી લખ્યું છે કે "He follows the sect of the Jains (vertei)" "અકબર જૈન સિદ્ધાંતોનો અનુયાયી છે" આ પત્ર જ્યારે શ્રી વિજયસેનસૂરિજી બાદશાહ અકબરને લાહોરમાં ઉપદેશ આપવા પધાર્યા ત્યારે લખાયેલો છે. (સૂ. સ. પૃ. ૧૬૮-૧૬૯)

'શ્રી હીરસૂરીરાસ'માં રાસકાર કહે છે કે જ્યારે શ્રી હીરવિજયસૂરીશ્વરજીની પ્રથમ મુલાકાત થયા પછી બાદશાહ પ્રસન્ન થાય છે તે વખતે કહે છે—

"ખુશી થયો તવ દિલ્હીપતિ બોલે, તમ કછુ માંગી લીજે."

સૂરિજી મહારાજ સુંદર જવાબ આપે છે.

"હીર કહિ હમ કછુભ ન માંગે, પાસ ન રાખું કોડી,
હમ ફકીર ખુદાકે બંદે, જર-જોર હમ છોડી રે."

ત્યારે બાદશાહ પ્રસન્ન થઈ પોતાની પાસેનો અપૂર્વ પુસ્તક ભંડાર આપતાં કહે છે.

"તુમ ફકીર ખુદાકે આયે, તુહ્ય એ પુસ્તગ લીજે."

આ પુસ્તકભંડાર લેવાની સૂરિજી મહારાજ ના પાડે છે, પરન્તુ અબુલફઝલના આગ્રહથી લેવાનું સ્વીકારી આગરામાં જ એ ભંડાર મૂકી દે છે.[૭]

---

૭. સમ્રાટ અકબર પાસેનો પુસ્તક ભંડાર પદ્મસુંદર નામના યતિપુંગવનો હતો. ઋષભદાસ કવિ એમનો પરિચય આ પ્રમાણે આપે છે—

"ખુસી હુઓ દિલ્લીપતિ:ત્યારે, હીર સાચો નીરાગી." કેવું સુંદર ચિત્ર છે !

રાસકાર પ્રથમ અહિંસાના ફરમાન માટે લખે છે કે—

" પર્વ પજૂસણ દિન એ આગલિ, કીજી જીવ રખ્યાય રે;
પાંચ દિવસ ઢંઢેરા ફિરે તો, હીર ખુશી બહુ થાય રે.
તુરત ફુરમાન કરીને દીધું, આવ્યું આગરા માંહિ રે;
લેઇ કોટવાલને રાતિ ફરતો, પાપીનાં ઘર જ્યાંહિ રે.
કોડિબંધ પ્રાણી ઉગરીઆ, હીરનિં દે આસીસ રે;
જય જયકાર હુજો રિખિ તુજને, જીવજ્યો કોડી વરીસ રે. "

યદ્યપિ વિજયપ્રશસ્તિમાં આઠ દિવસનો ઉલ્લેખ છે છતાં અહીં પર્યુષણ પર્વમાં પહેલા પાંચ દિવસ અહિંસા પળાવ્યાનો ઉલ્લેખ છે એ જરૂર વિચારણીય છે. વારંવાર મુલાકાતો થતાં પ્રસન્ન થઇ બાદશાહ સૂરિજી મહારાજને કહે છે.

" ફરી ફરી કહે શાહ અકબર, કછુ એક તુમ માં ગઇ;
આઠ દિવસ તવ માંગિયા, ભલા ભૂપ મન એહ."
આઠ દિવસ દિયે સહી, મેરી વતી તુમ ચાર;
હુકમ હુઆ જબ શાહકા, હોઇ ફરમાન સુસાર."

આનાં છ ફરમાનો જુદા જુદા પ્રાંતોમાં મોકલ્યાં છે અને આ પ્રમાણે બાર દિવસ—

" શ્રાવણ વદી દસમી થકી, પળે દિવસ વળી બાર;
ભાદ્રવા શુદિ છઠ્ઠિ લગી, ઉગરે જીવે અપાર. "

આટલું આપ્યા પછી બાદશાહ કહે છે હજી વધુ કંઇક માંગો; સૂરિજી માંગે છે—

" બી કુછ માંગો હીરજી, માંગ્યું ડામર તલાવ;
બાર ગાઉ તે ફરતું સહી, ભરીઉં મછિ સાવ;
ઓ ભી મીં છોડયો સહી, કોઇ ન ડારે જાલ." (હીરસૂરિ રાસ પૃ ૧૨૮).

હજી બાદશાહ કહે છે કે માંગો. સૂરિજી માગે છે. પણ બાદશાહ જે જવાબ આપે છે તે વાંચતાં આ કવિરાજની સત્યપ્રિયતા ટપકી રહી છે.

"સહતે સહતે છોડુંગા, જ્યું સબકું સુખ થાય." અર્થાત્ એકદમ માંસાહાર ત્યાગ, શિકાર બંધ નથી કરતો, પણ ધીમે ધીમે આપનું વચન પાળીશ.

બાદશાહ સૂરિજી મહારાજના ગુણ ગાતાં કહે છે—

" સબ જૂઠે હૈં એક તુહી સાચ, તુહી નગીના ઓર સબ કાચ. "

છેવટે સમ્રાટ્ સૂરિજીના ગુણો ઉપર પ્રસન્ન થતાં બોલે છેઃ 'જગમાં સાચો જગગુરુ હીર.'

---

"કહિ અકબરશા સંયમી હુતો, પદમસુંદર તસ નામ;
ચાર ધ્વજા ધરતો પોસાલે, પંડિત અતિ અભિરામ.
જ્યોતિષ વૈદ્યકમાં તે પૂરો, સિદ્ધાંતી પરમાણુ,
અનેક ગ્રંથિ તેણિ પોતે કીધા, જીતી નહિં કો જાણે.
કાલિ તે પંડિત પણ ગુદ (જ) ર્યો, અકબર કહિ દુઃખ થાઇ;
કમા કરિ ન ચલે કછુ હમકા, એ તો બાત ખુદાઇ."
—( શ્રીહીરસૂરિરાસ પૃ. ૧૨૪ ).

"વળી બોલ્યો તિહાં અકબર મીર, કુછભી માંગો જગગુરૂ હીર.

અકબર જેવો દાતા છે; શ્રી હીરસૂરિજી જેવું ઉત્તમ પાત્ર છે; બાદશાહ માંગો માંગો કહી રહ્યો છે; ત્યારે પરમ નિસ્પૃહી સૂરિજી જીવોના અભયદાન સિવાય કશું જ નથી માંગતા. આ વખતે સૂરિજી સમ્રાટ્ના દરબારમાં પાંજરામાં પૂરેલાં પંખીઓ ને હરણ સસલાં વગેરેને છોડાવે છે. સૂરિજીના ઉપદેશથી સમ્રાટે કરેલાં શુભ કામોની થોડી નોંધ નીચે આપું છું.

"આહેડી વન નવિ ફરે, સુખેં ચરે વન ગાય;
માછી મીન ન પરાભવે, સો ગુરૂ હીરપસાય.
અજા મહિષા મહિષ ઘણુ, વૃષભ તુરંગમ ગાય;
પંખી કહે ચિરંજીવજો, હીરવિજય મુનિરાય.
સસલા સેલા શૂકરા, હીરતણા ગુણ ગાય;
ઋષભ કહે બહુ પંખીયા, પ્રણમે જગગુરૂ પાય.

× × × ×

"હીર કહે તુમ ભલા સુજાણ, છોડો પુંછી જીજીયા દાણ;
અકર અન્યાય તીરથ મુંડયકું, તે કિમ હોઇ પાતશાહકું.
કહે પાતશા છોડયા સબ્બ, કુછ ભી માંગો જગગુરૂ અબ."

બાદશાહે કર વગેરે બધું માફ કર્યું. હજી કવિની સઝ્ઝાઇ તો વાંચવા જેવી છે.

"જગગુરુને શાહ કહે ગહગહી, તુહ્મારે કામકા માંગો સહી;
હીર કહે બંધીજન બહુ, છોડો તો સુખ પાવે સહુ.
કહે અકબર એ મોટે ચોર, મુલકમેં બહોત પડાવે સોર;
એક ખરાબ હજારકું કરે, ઇહાં ભલે એ જબલગ મરે,

વળી કહે છે—"દૂજા માંગો અવલ ફકીર, કહુંઅ ન માંગો આપકા હીર."

સમ્રાટ્ની ઇચ્છા છે સૂરિજી પોતાને માટે કંઇક માગે, પણ "વસુધૈવ કુટુમ્બકમ્"ના ઉપાસક સૂરિજી પોતાના સ્વાર્થ માટે કશું જ નથી માંગતા અને એટલે જ સમ્રાટ્ એમને જગદ્ગુરુના અપૂર્વ માનથી સંબોધે છે.

"મેં ખટ દર્શન દેખું ઢુંઢી, હીરકે નહિં કોઇ તોલે."

સૂરિજી વિહાર માટે રજા માગે છે ત્યારે સમ્રાટ ભક્તિથી કહે છે—

"અકબર કહે રહો ઇહાં સદા, ફતેહપુર ભલ ગામ."

સૂરિજી ના પાડે છે, ત્યારે સૂરિજીની પ્રશંસા કરતાં અકબર કહે છે—

"ખેર મહેર તુમ નામ ન છોડું, તરનતારન હોડી."

સમ્રાટને સૂરિજી ઉપર કેવાં સ્નેહ અને ભક્તિ છે: "આપ જે કહો તે કામ કરું પણ અહીં રહો." સૂરિજી પોતાનો સાધુધર્મ સમજાવે છે ત્યારે બાદશાહ રજા આપતાં કહે છે:

"વિજયસેનસૂરિકો ઇહાં ગુરુ, એક વેર ભેજી જે.

## સૂરિજીનું પ્રયાણ: અન્ય મુનિવરો અને સમ્રાટ અકબર

સૂરિજીમહારાજે ૧૬૩૯ થી ૧૬૪૧–૪૨ સુધી સમ્રાટને ધર્મોપદેશ સંભળાવી જૈનધર્મનો અનુરાગી બનાવ્યો હતો. સૂરિજીમહારાજ ૧૬૪ માં ફત્તેહપુરથી નીકળી આગળ વધ્યા અને અભિરામાબાદ ચાતુર્માસ રહ્યા. જતી વખતે સમ્રાટ કહે છે: વિજયસેનસૂરિજીને આપ

અહીં મોકલો ત્યાં સુધી મને ઉપદેશ આપનાર કોઈક રાખો. સૂરિજી શ્રીશાંતિચંદ્રજી ઉપાધ્યાયને રાખે છે. તેઓ પણ પ્રખર વિદ્વાન્ સમર્થ વક્તા મહાકવિ હતા. તેમણે 'કૃપારસકોશ' બનાવી સમ્રાટ્‌ને પ્રસન્ન કર્યો હતો અને એમના ઉપદેશથી સમ્રાટે "બાદશાહના જન્મનો આખો મહિનો, રવિવારના દિવસો, સંક્રાંતિના દિવસો, નવરોજના દિવસો—એ દિવસોમાં કોઈએ કોઈ જીવની હિંસા ન કરવી એવા હુકમો કઢાવ્યા હતા." તેમજ "મહોરમનો આખો મહિનો અને સૂફી લોકોના દિવસોમાં જીવવધનો નિષેધ કરાવ્યો હતો."

શાન્તિચંદ્ર ઉપાધ્યાય પછી મહોપાધ્યાય શ્રી ભાનુચંદ્રજી અને સિદ્ધિચંદ્રજીએ અકબરના દરબારમાં રહી ઘણાં સત્કાર્યો કરાવ્યાં હતાં. આ ભાનુચંદ્રજી બાદશાહ અકબરની ધર્મસભાના ૧૪૦ મા નંબરના (પાંચમી શ્રેણી) સભાસદ હતા. અકબરના દરબારમાં સૌથી વધુ સમય રહેવાનું (લગભગ ૨૩ વર્ષ) ગૌરવ આ ગુરુશિષ્યને છે. અકબર જ્યારે જ્યારે સ્વારીમાં નીકળતો ત્યારે પણ આ ગુરુશિષ્યને સાથે જ રાખતો. કાશ્મીર, લાહોર બુહીનપુર ઘણે ઠેકાણે ભાનુચંદ્રજી સાથે ગયા છે. શત્રુંજય તીર્થ ઉપર જે એક દીનાર-સોનામહોર કર લેવાતો તે આ ઉપાધ્યાયજીના ઉપદેશથી માફ કરવામાં આવ્યો હતો.

આ સિવાય ઉપાધ્યાયજીએ અકબરને સૂર્યસહસ્ર નામનો જાપ કરાવવા એક સૂર્યસહસ્રનામ નામક સ્તોત્ર બનાવ્યું હતું અને એનો પાઠ તેઓ સમ્રાટ્‌ને કરાવતા. ભાનુચંદ્રજીની ઉપાધ્યાય પદવી સમ્રાટ્ અકબરના આગ્રહથી લાહોરમાં થઈ હતી અને તે વખતે અબુલફજલે સારો મહોત્સવ કરી પચીસ ઘોડા અને દસ હજાર રૂપિયાનું દાન કર્યું હતું. વળી જહાંગીરને ત્યાં જ્યારે મૂલ નક્ષત્રમાં કન્યા જન્મી અને બીજાઓએ તેને મારી નાખવા કે નદીમાં તરતી મૂકવાનું જણાવ્યું ત્યારે ઉપાધ્યાયજીએ અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવાનું જણાવ્યું. માનસિંહ અને માનુકલ્યાણની આગેવાની નીચે લાખ રૂપિયા ખર્ચી એ મહાસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. આ ઉત્સવમાં સમ્રાટ્ અકબર અને જહાંગીર પણ ગયા હતા. તેમના શિષ્ય સિદ્ધિચંદ્ર શતાવધાની હતા સમ્રાટે તેમને ખુશફહમનું બિરૂદ આપ્યું હતું.[૮]

શ્રી વિજયસેનસૂરિ સાથે સમ્રાટ અકબરને ૧૬૪૯ થી ૧૬૫૧-૫૨ લગભગ ત્રણ વર્ષનો સમાગમ રહ્યો. સમ્રાટ્ ઉપર આ આચાર્યની બહુ ઊંડી છાપ પડી હતી. આવી જ રીતે વિવેકહર્ષ ઉપાધ્યાય, મહાનંદ અને પરમાનંદ વગેરેએ પણ સમ્રાટ્ અકબરને ધર્મોપદેશ આપી 'અમારી'ના દિવસો મેળવ્યા છે. (જુઓ સૂ. સ. ફરમાન પત્ર પૃ. ૩૮૩-૮૪)

આ રીતે જગદ્ગુરુ હીરવિજયસૂરીશ્વરજી અને તેમના શિષ્યપરિવારે સમ્રાટ્ અકબર,

---

૮ "× × ભાનુચંદ્રયતિ અને ખુશફહમના ખિતાબવાળા સિદ્ધિચંદ્રયતિએ અમને અરજ કરી કે "જીજીઓ, જકાત, ગાય-ભેંસ, પાડા અને બળદ એ જાનવરોની બિલકુલ હિંસા, બીજા દરેક મહીનાના મુકરર દિવસોમાં હિંસા, મરેલાના માલનો કબજો કરવો, લોકોને કેદ કરવા અને શત્રુંજય પર્વત ઉપર માથા દીઠ સોરઠ સરકાર જે કર લેતા એ બધી બાબતો આલા હજરતે (અકબર બાદશાહે) માફ અને તેની મનાઈ કરી છે." તેથી અમે પણ દરેક લોકો ઉપર અમારી સંપૂર્ણ મહેરબાની છે, તેથી એક બીજો મહિનો કે જેની અંતમાં અમારો જન્મ થયો છે તે ઉમેરીને નીચે લખેલી તપસીલ મુજબ માફી આપી અમારા શ્રેષ્ઠ હુકમ મુજબ અમલ કરી તે વિરુદ્ધ કે આડે માર્ગે જવું જોઈએ નહિ."

(જહાંગીરનું ફરમાન, પરિશિષ્ટ ૪, સૂ. સ. પૃ. ૩૮૯)

જહાંગીર, શહાજહાં અને ઔરંગઝેબના દરબારમાં ગૌરવભર્યું સ્થાન મેળવી તીર્થરક્ષા, અહિંસા, અમારી તેમાંયે ગૌવધ વગેરે બંધ કરાવી જૈન શાસનની પ્રભાવના કરી.

### સૂરિજીના હાથે થયેલ દીક્ષા, પ્રતિષ્ઠા, સંઘ આદિ કાર્યો

એ આખી સત્તરમી સદીનો કાળ જાણે ચારિત્રના ઉદયનો કાળ હોય તેમ સૂરિજીના ઉપદેશથી ધનાઢ્ય કુટુમ્બનાં સપુત્રો-સુપુત્રીઓ વૈરાગ્ય વાસિત બની સાધુજીવન સ્વીકારતાં. અહીં થોડી દીક્ષાઓની નોંધ જ આપું છું સં. ૧૬૨૮ માં મેઘજી ઋષિ વગેરે ત્રીસ સાધુઓ લંકામતનો ત્યાગ કરી શ્રી હીરવિજયસૂરિજીના શિષ્ય થયા હતા. ૧૬૩૧ માં ખંભાતમાં એકી સાથે અગિયાર જણને દીક્ષા આપી. અમદાવાદમાં પણ એક સાથે અઢારને દીક્ષા આપી. ફતેહપુરસીક્રીમાં જૈનાશાહ નાગોરી, જેને સમ્રાટ પણ માન આપતા, તેમણે બહુ જ ઉત્સવપૂર્વક દીક્ષા લીધી, જે પાછળથી બાદશાહી યતિના નામથી પ્રસિદ્ધિ પામ્યા તેમજ રોહના શ્રીવંતશેઠના કુટુમ્બના દશ જણાએ એક સાથે સૂરિજી પાસે દીક્ષા લીધી. સિરોહીના વરસિંગે કે જેના લગ્નની તૈયારી હતી, લગ્નને બદલે દીક્ષા લીધી જે આગળ વધીને પંન્યાસ થયા અને એકસો આઠ શિષ્યોના અધિપતિ થયા. પાટણના સંઘજીએ પણ બીજા સાત જણાઓ સાથે દીક્ષા લીધી.

આવી જ રીતે ખંભાત, પાટણ, અમદાવાદ, વૈરાટ, આગરા, મથુરા વગેરે સ્થાનોના પ્રતિષ્ઠામહોત્સવોમાં હજારો લાખો રૂપિયા સૂરિજીના ઉપદેશથી ખર્ચાયા છે. તેમજ શ્રી શત્રુંજયના ઉદ્ધારમાં તેઓના ઉપદેશથી ખૂબ ધનવ્યય થયો છે. આ ઉદ્ધારમાં સોની તેજપાલે એક લાખ લ્યાહરીનો વ્યય કર્યો. આનો ઉલ્લેખ ત્યાં શિલાલેખમાં છે, જે ૮૭ પંક્તિનો છે.

સૂરિજી પોતાના છેલ્લા જીવનમાં શત્રુંજયનો સંઘ લઈ સિદ્ધાચલજીની યાત્રાએ પધાર્યા ત્યારે બહોંતેર તો સંઘપતિઓ સાથે હતા. સંઘમાં હજારો માણસો સાથે હતા. પાલીતાણા પહોંચતા લાખ માણસ હતું. સંઘમાંના વખતે પણ ખૂબ દાન, સત્કાર સન્માન અને શાસનપ્રભાવના થયાં. સોરઠનો સૂબો નવરંગખાન સંઘની સામે આવે છે અને આડંબર પૂર્વક સંઘનો પ્રવેશ કરાવે છે. સૂરિજીનાં દર્શન કરી તે બહુ પ્રસન્ન થાય છે.

આવી રીતે સમ્રાટ્ અકબરને જૈનધર્મનો અને અહિંસાનો અનુરાગી બનાવવાનું માન સૂરિજી અને તેમના શિષ્ય પરિવારને ઘટે છે. બાદશાહ અકબર સૂરિજીના અપૂર્વ ત્યાગ, ઉત્તમ ચારિત્ર, સત્યવક્તૃતા, નિષ્પક્ષવૃત્તિ, ઉદારતા, બુદ્ધિપ્રાગલ્ભ્ય, કઠણ પ્રશ્નોના સહેલાઈથી યુક્તિસંગત જવાબો આપવાની શક્તિ, ધર્મશાસ્ત્રોનું ઊંડું જ્ઞાન, અને નિસ્પૃહવૃત્તિ આદિ ગુણોથી આકર્ષાઈ દરબારમાં શ્રી હીરવિજય સૂરિજીને જગદ્ગુરુના અપૂર્વ માનથી સત્કારે છે.

### ક્ષમાશીલ તપસ્વી સૂરિજી

હવે આપણે સૂરિજીના આંતર જીવનનું દર્શન કરીએ.

સૂરિજી પોતે જેમ આચાર્ય, મહાન્ ઉપદેશક અને પરમ પ્રભાવશાળી હતા તેમ એમનું આંતર જીવન પણ એવું જ ઉજ્જવલ, ગંભીર અને પવિત્ર હતું. દીક્ષા લીધા પછી આજીવન એમણે એકાસણાંથી ઓછું તપ નથી કર્યું. નિરંતર દૂધ, દહીં, તેલ, ગોળ અને કડાહ વિગય (પક્વાન્નાદિ) પાંચ વિગયનો ત્યાગ રાખ્યો છે. શ્રી વિજયદાનસૂરીશ્વરજી પાસે બે

આલોયણ લઈને આ પ્રમાણે તપ કર્યો કેઃ—૩૦૦ ઉપવાસ, ૨૨૫ છઠ્ઠ, ૭૨ અઠ્ઠમ, ૨૦૦૦ આયંબિલ, વીસસ્થાનક તપ આંબિલયુક્ત કર્યો, એકસિથ્થ અને એકદત્તી ઘણાં કર્યાં. ૨૦૦૦ નિવિ, ૩૬૦૦ ઉપવાસ કર્યાં. ગુરુ મહારાજની આરાધના માટે ઉપવાસ, એકાસણું અને આયંબિલનો તપ ૧૩ માસ સુધી કર્યો.

૨૨ મહિના સુધી ગોગોદ્વહનની ક્રિયા કરી. તેમાં ઉપવાસ, આયંબિલ, નિવિ, એકાસણાં ઘણાં કર્યાં. ત્રણ માસ પર્યંત સૂરિમંત્રની આરાધના કરતાં ઉગ્ર તપસ્યા કરી. એષણા સમિતિનું બરાબર પાલન કરી ૪૨ દોષ રહિત શુદ્ધ આહાર લેતા હતા અને નિરંતર તદ્દન સાદો ખોરાક જ વાપરતા; મિષ્ટાન્ન કે ગરીષ્ઠ પદાર્થ વાપરતા જ નહિ. માંદગીમાં પ્રાયઃ દવા પણ ન લેતા. અન્તિમ માંદગી સમયે પણ પોતે દવા નહોતી જ લીધી, પરન્તુ ઉનાના શ્રી સંઘે અન્નપાણી ત્યાગ કરી, અરે, બચ્ચાંઓને સ્તનપાન બંધ કરી ઉપાશ્રયે બેઠા અને બહુ જ આગ્રહ કર્યો ત્યારે સંઘના માન ખાતર દવા લીધી હતી. સૂતી વખતે નિરંતર રાત્રે પોતાના હાથનું જ ઓશીકું રાખતા, વીંટીયો કે બીજું કશું યે ન રાખતા. ઘણી વાર રાત્રે ઉઘાડા શરીરે ઊભા રહી ધ્યાનમાં મસ્ત રહેતા. કલાકોના કલાકો સુધી ધ્યાનમાં ઊભા રહેતા. આત્મચિંતવન, પ્રભુધ્યાન અને વીતરાગ દશાની પ્રાપ્તિ કેમ થાય એ માટે સદાયે તત્પર રહેતા. આત્મકલ્યાણ અને શાસનસેવા આ તેમનો જીવનમંત્ર હતો.

સૂરીશ્વરજીને ૧૦૮ શિષ્યો હતા. સૂરિજીના પરિવારમાં ૨૦૦૦ થી ૨૫૦૦ સાધુઓ, ૩૦૩ સાધ્વીઓ, ૧૫૦ પંન્યાસ અને ૭ મહાવાદી ઉપાધ્યાય હતા. સૂરિજીના શુભ હસ્તે ૫૦ પ્રતિષ્ઠાઓ ( અંજન શલાકાઓ ) થઇ હતી. તેમના ઉપદેશથી ૧૫૦૦ સંઘવીઓએ જુદાજુદા સંઘો—તીર્થયાત્રાના સંઘો કાઢ્યા હતા. ૫૦૦ જિનમંદિરો નવાં બન્યાં હતાં.

સૂરિજીને આયંબિલની તપસ્યા ઉપર ખૂબ શ્રદ્ધા હતી. એક વાર સિરોહીના સુરતાને સો નિર્દોષ શ્રાવકોને પકડ્યા હતા. સૂરિજીને આ સમાચાર મળ્યા એટલે સૂરિજીએ પોતે અને પોતાનાં શિષ્યોને ૮૦ આયંબિલ કરાવ્યાં અને સિરોહીના રાવને મળી પકડેલા શ્રાવકોને છોડાવ્યા. એક વાર ખંભાતના સુબેદાર હબીબુલ્લાહે ખંભાતના શ્રાવકોને ખૂબ સતાવ્યા હતા એટલું જ નહિ કિન્તુ સૂરિજીનું ખુદનું પણ અપમાન કર્યું હતું. ક્ષમાના સાગર સૂરિજી ખંભાતથી વિહાર કરી અન્યત્ર પધાર્યા. હબીબુલ્લાહના સમાચાર સમ્રાટ્ અકબરને મળ્યા. અકબરે હબીબુલ્લાહને પકડી સજા કરવાનું ફરમાન કાઢ્યું. હબીબુલ્લાહને આ સમાચાર મળ્યા. તેણે દીનભાવે સૂરિજીની ક્ષમા માગી, શ્રાવકોને નિમંત્રણ આપવા મોકલ્યા. સૂરિજી તો હબીબુલ્લાહનું નિમંત્રણ આવતાં ખંભાત પધાર્યા. હબીબુલ્લાહ સૂરિજીના પગે પડ્યો અને પોતાનો અપરાધ ખમાવ્યો. દરિયાવદિલના સૂરિજીએ તેને ક્ષમા આપી અને હિતશિખામણ આપતાં કહ્યું કેઃ—પ્રજાને પ્રેમથી પાળવાથી જ તમારું અને પ્રજાનું કલ્યાણ છે.

આવી જ રીતે અમદાવાદનો સૂબો કે જેણે સૂરિજીને ખૂબ સતાવ્યા હતા એને પણ સૂરિજીએ ક્ષમાદાન આપવામાં ખૂબ જ ઉદારતા અને મહાનુભાવતા બતાવી હતી.

**સૂરિજીની હાજરજવાબી**

સૂરિજી અજબ હાજરજવાબી હતા. સમ્રાટ્ના દરબારમાં જે જે વિવિધ પ્રશ્નો ઊઠતા તેનો તેઓ બહુ જ સુંદર રીતે યુક્તિ, તર્ક અને દલીલસર જવાબ આપતા કે જે સાંભળી

સમ્રાટ્ અને તેના દરબારીઓ ખુશખુશ થઈ જતા હતા. એકવાર હકીમુલ્મલ્કે પૂછ્યું કે થુંક પવિત્ર છે કે અપવિત્ર છે? સૂરિજી કહે કે થુંક મુખમાં હોય ત્યાંસુધી પવિત્ર છે અને મુખથી બહાર જાય એટલે અપવિત્ર થઈ જાય છે.

આવી જ રીતે એકવાર આજમખાં નામના સુબેદાર પાસે અનેક ધર્મચર્ચા થયા પછી એણે હસતાં હસતાં પૂછ્યું: આપને દીક્ષા લીધે કેટલાં વરસ થયાં? સૂરિજીએ કહ્યું: બાવન વર્ષ થયાં. એણે કહ્યું: આપે કદી ખુદાને જોયા છે અને કોઈ ચમત્કાર જોયા છે? સૂરિજીએ કહ્યું: ખુદા અરૂપી છે, તેને કોણ જોઈ શકે! ચમત્કાર તો પૂર્વ પુરુષોએ ઘણાએ જોયા છે. સૂબાએ કહ્યું: ખુદાને મુસલમાનો જોઈ શકે છે, હિંદુઓ નહિ. પછી એણે એક રમુજી કથા કહી. એકવાર હિન્દુ અને મુસલમાનોને વિવાદ થયો કે ખુદા પાસે હિન્દુઓ પહોંચે કે મુસલમાનો પહોંચે? એક હિન્દુ પંડિત પોતાનો દેહ મૂકી પ્રભુ પાસે જવા નીકળ્યો; પણ પહોંચી ન શક્યો. પછી મુસલમાન ગયો. એ તો ખુદા પાસે પહોંચી ગયો. ત્યાં ફિરસ્તા બેઠા હતા. બદામ ને પિસ્તાનાં ઝાડ હતાં ત્યાં સોનાના સિંહાસન પર ખુદા બેઠા હતા. ખુદાને મળી એ પાછો આવ્યો ને વળતી વખતે એક મરચાંની લૂમ બગલમાં મારતો આવ્યો. સૂરિજી આ સાંભળીને હસ્યા. સૂરિજીએ સૂબેદારને પૂછ્યું–ભલા, એ તો બતાવો, જનારો મુસલમાન શરીર તો અહીં મૂકીને ગયો હતો, તો પછી એની બગલ ક્યાં હતી? જો બગલ ન્હોતી તો મરચાંની લૂમ ક્યાં! બીજું ખુદા તો છે અરૂપી, પછી એને કેવી રીતે જોયા? સૂબેદાર પોતાની મૂર્ખાઈ ઉપર ખૂબ હસ્યો અને પોતાની ભૂલ કબુલી.

### સૂરિજીનો સ્વર્ગવાસ

સૂરિજી મહારાજ સંઘ સહિત સિદ્ધાચલની યાત્રા કરી દીવ અજારાની યાત્રા કરી ઉનામાં ૧૬૫૨ માં ચાતુર્માસ રહ્યા છે. ચાતુર્માસની શરૂઆતથી જ તેમની તબિયત નરમ થવા માંડી હતી. વૃદ્ધાવસ્થા પોતાનું કાર્ય કરી રહી હતી. પર્યુષણાના દિવસોમાં સૂરિજીએ પોતે કલ્પસૂત્રનું વ્યાખ્યાન વાંચ્યું. તેઓને પોતાનો અન્તિમ કાલ નજીક સમજાઈ ગયો હોય તેમ બધાની પાસે ક્ષમાપના કરી લીધી. પોતાના પટ્ટશિષ્ય સૂરિપુંગવ શ્રી વિજયસેનસૂરિજીને[૯] ચાતુર્માસ પહેલાં જ પોતાની પાસે બોલાવવા પ્રયત્ન કર્યો હતો. આખરે ભાદરવા શુદિ ૧૧ ની સાંજે પ્રતિક્રમણ કર્યું, સર્વેને ખમાવ્યા અને મૃત્યુરપિ મહોત્સવાયતે ને ચરિતાર્થ કરતા હોય તેમ પદ્માસન લગાવી હાથમાં નવકારવાળી લઈ ધ્યાનમગ્ન થયા. ચાર માળાઓ ગણાઈ અને પાંચમી ગણતાં જ હાથમાંથી પડી ગઈ અને તેમનો આત્મા શરીરમાંથી ઊડી ગયો, જનતામાં હાહાકાર મચી ગયો: જગતના સાચા હીરા સમા જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી દેવલોકમાં પહોંચ્યા.

સૂરિજીના અગ્નિસંસ્કારના સ્થાને એ[illegible] વાંઝીયા આંબાને ફળ આવ્યાં.

---

૯. આચાર્ય શ્રી વિજયસેનસૂરીશ્વરજીને બાદશાહ અકબરના અતીવ આગ્રહથી જગદ્ગુરુજી મહારાજે રાધનપુરથી જ, સમ્રાટને પ્રતિબોધ આપવા લાહોર મોકલ્યા હતા. સમ્રાટ અકબરને પ્રતિબોધી તેમણે પણ મહાન શાસનપ્રભાવના કરી છે. "સવાઈહીર વિજયસૂરિ" આવું માનવંતુ બિરૂદ પામ્યા હતા. ૧૬૪૯ માં તેઓ લાહોર પધાર્યા હતા. ૧૬૫૨ માં અકબરને સમજાવી ગુરુદેવની આજ્ઞા આવી છે, એમ જણાવી ગુજરાત તરફ પધાર્યા. પરન્તુ ગુરુ–શિષ્યનો મિલાપ થાય એ પહેલાં જ ગુરુજી સ્વર્ગે સિધાવ્યા.

સમ્રાટ્ અકબરને આ હલકારા સૂરિજીના સ્વર્ગગમનના સમાચાર પહોંચાડાય કે સમ્રાટ્‌ને પણ એક મહાત્મા જવાથી બહુ દુખ થાય છે.

**ઉપસંહાર**

જગદ્‌ગુરુ શ્રી હીરવિજયસૂરીશ્વરજી એક મહાપ્રતાપી યુગપ્રધાન પુરુષ થયા છે. એમના સમયમાં મુસલમાની યુગમાં ઘણાં ઠેકાણે મંદિરોના જીર્ણોદ્ધાર થયા, અનેક પુસ્તકો લખાયાં—નવાં બન્યાં, પ્રતિષ્ઠાઓ અને અંજન શલાકાઓ ખૂબ થઈ આચાર્યશ્રી વિજયસેનસૂરીશ્વરજી અને વિજયદેવસૂરીશ્વર જેવા શાસનનાયકોએ ગુરુજીએ પ્રગટાવેલી જ્યોતિ જવલંત રાખી જહાંગીર, શાહજહાં અને ઔરંગઝેબના દરબારમાં જૈન સાધુઓનું આવાગમન ચાલુ રાખ્યું. અને અહિંસાધર્મનો પ્રચાર ચાલુ રાખ્યો.

હીરયુગના પ્રતાપી સૂર્ય શ્રીહીરવિજયસૂરીશ્વરજી અને તેમનાં નક્ષત્ર મંડળમાં વિજયસેનસૂરીશ્વરજી, શ્રી વિજયદેવસૂરીશ્વરજી, શાંતિચંદ્રજી ઉપાધ્યાય, શ્રી ભાનુચંદ્રજી ઉપાધ્યાય, શ્રી સિદ્ધિચંદ્રજી ઉપાધ્યાય, વિવેકહર્ષ ગણી, પરમાનંદ, મહાનંદ, ઉદયહર્ષ વગેરે શોભે છે. ખરતર ગચ્છના મહાન્ આચાર્ય શ્રી જિનચંદ્રસૂરીશ્વરજી તથા જિનસિંહસૂરિજી વગેરે પણ આ સમયમાં થયા છે. અને છેલ્લે મહાપ્રતાપી ક્રિયોદ્ધારક શ્રી સત્યવિજયગણિ, મહોપાધ્યાય શ્રી વિનયવિજયજી, અને મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજાદિને પણ હું તો હીરક યુગના મહાતેજસ્વી ગ્રહો—નક્ષત્રો સમજું છું.

કવિ ઋષભદાસે જગદ્‌ગુરુના ગુણોનું વર્ણન કરતાં કહ્યું છે કે:—

'એ ચેલા ગુરુ હીરનાં હોય, હીર સમો નવિ હુઓ કોઈ;
તપે કરી ધન્નો અણગાર, શીયે થુલિભદ્ર અવતાર.
વૈરાગેં જીમ વઈરકુમાર, નેમિપરિ બાલક બ્રહ્મચાર;
ગૌતમપરેં ગુરુ મહિમાવંત, રૂપે જાણું મયણ અમંત.
× × × × ×
રાજ્ય માને જીમ હેમસૂરીન્દ, પરિવારે જીમ મહગણ ચંદ;
ધ્યાને જાણું મુનિદમદંત, ક્ષમાએ કૂરગડુનો જંત.
× × × × ×
સરિખા તુજ પૂજા અપમાન, સરિખો જેહને રોદનગાન;
પંકજ પરેં નિર્લેપ જ હીર, સરિખાં રાબ અને વલી ખીર."

આ લેખ લખવામાં નીચેનાં સાધનોનો મેં ઉપયોગ કર્યો છે તેથી તે સર્વેનો હું અહીં આભાર માનું છું.

સૂરીશ્વર ને સમ્રાટ, જેનો મેં ખૂબ જ ઉપયોગ કર્યો છે. હીરસૂરિરાસ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, મારી નોંધપોથીનાં પાનાં, જૈનધર્મ પ્રકાશનું જૂનું પાનું, હીરવિજયસૂરિ પુસ્તિકા, વિજયપ્રશસ્તિસાર.

જેમને જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરીશ્વરજી મહારાજનું વિસ્તારથી જીવનચરિત્ર વાંચવું હોય તેમણે જગદ્‌ગુરુ કાવ્ય, હીરસૌભાગ્ય કાવ્ય, હીરવિજયસૂરિ રાસ. (આનંદ કાવ્ય મહોદધી મૌક્તિક પાંચમું) અને સૂરીશ્વર ને સમ્રાટ જરૂર વાંચવાં.

શાસનદેવ આપણા સંઘને હીરક યુગ જેવા સમર્થ યુગને પ્રગટાવવાનું સામર્થ્ય આપે અને આપણે સૌ જૈનશાસનની અહિંસાની વિજયપતાકા સર્વત્ર ફેલાવવા ભાગ્યશાળી થઈએ એ ભાવના સાથે વિરમું છું.

# सम्राट अकबर और जैन गुरु

लेखक:—महता शिखरचंद्र कोचर, बी. ए., एलएल. बी. साहित्यशिरोमणि साहित्याचार्य,
सिटी मेजिस्ट्रेट, बीकानेर.

सम्राट अकबर पर जैनधर्मके गुरुओंका विशेष प्रभाव पड़ा था। जिन जैन गुरुओंका प्रभाव उस पर मुख्यतः पडा उनका संक्षिप्त परिचय नीचे दिया जाता है—

(१) हीरविजयसूरि—सन् १५८२ ई. में काबुल विजय करनेके पश्चात् सम्राट अकबरने जैनाचार्य श्री हीरविजयसूरिकी प्रशंसा सुनी। उसने गुजरातके गवर्नर साहिबखांको इस आशयका फर्मान भेजा कि वह सूरिजीसे दरबारमें जानेके लिये निवेदन करे। सूरिजी उन दिनों गंधारमें थे। सूरिजीको जब साहिबखां द्वारा सूचना मिली; तब वे अहमदाबाद गए। वहां साहिबखांने उन्हें यात्राके लिए सवारी तथा रुपए देने चाहे परन्तु सूरिजीने इसके लिये सधन्यवाद असमर्थता प्रकट की और कहा कि नियमानुसार जैन साधु ऐसी वस्तुओंका प्रयोग नहीं कर सकते। अतः वे पैदल ही आगरा गए, जहांपर इनका राजसी ठाटबाटके साथ स्वागत हुआ। सूरिजी पहले अबुलफजलसे मिले, जिस पर उनका अत्यन्त प्रभाव पड़ा। तत्पश्चात् वे अबुलफजके साथ सम्राटसे मिले। सम्राट पर भी बहुत गहरा प्रभाव पडा। एक बार सम्राटने सूरिजीको पद्मसुन्दर नामक स्वर्गीय तपगच्छीय जैन साधुका ग्रन्थसंग्रह देनेके लिये अपनी उत्कट कामना प्रकट की। सूरिजीने पहिले तो अपनी असमर्थता प्रकट की, और कहा कि हम जितने ग्रन्थ स्वयं उठा सकते हैं उतने ही अपने पास रख सकते हैं। परन्तु सम्राटके अति आग्रह करने पर उन्होंने आगरामें 'अकबरीय भांडागार' नामसे ग्रन्थभंडार स्थापित करके वे ग्रन्थ रखवा दिये और उनके निरीक्षणका कार्यभार थानसिंह नामक जैन गृहस्थको सौंप दिया। सूरिजीके सदुपदेशसे सम्राटने पर्यूषणके आठ दिनोंमें समस्त साम्राज्यमें जीव—हिंसा—निषेध करानेके लिये घोषणा करवा दी, जिसका उल्लेख "विजय—प्रशस्ति महाकाव्य"में है। चातुर्मास समाप्त होनेके पश्चात् सूरिजी सम्राटसे फिर मिले। उनके उपदेशसे सम्राटने फतहपुर सीकरीमें १२ योजन लम्बे विशाल सरोवर "डाबर"में मछलियां पकडनी बंद करवा दी। तत्पश्चात् सम्राटने सूरिजीके सदुपदेशसे पर्यूषणके दिनोंमें अपनी ओरसे ४ दिन और जोडकर कुल १२ दिनोंके लिये (अर्थात् भाद्रपद कृष्ण दशमीसे भाद्रपद शुक्ल षष्ठमी तक) राज्यभरमें जीव—हिंसा बंद करा दी। कुछ समय पश्चात् नौरोजके दिन भी जीवहिंसा बंद की गई। सन् १५८४ ई. में सम्राटने सूरिजीको "जगद्गुरु"की उपाधि प्रदान की। सम्राटके अनुरोधसे सूरिजीने अपने शिष्य शान्तिचन्द्रजीको 'उपाध्याय' पद पर प्रतिष्ठित किया, फिर सूरिजीने शान्तिचन्द्रजीको सम्राटके पास छोडकर स्वयं गुजरातकी ओर प्रस्थान किया। सूरिजीका विशेष

वृत्तांत जाननेके लिए 'जगद्गुरु काव्य' 'कृपारस कोष' 'सूरीश्वर अने समाट' आदि ग्रन्थोंका अवलोकन करना चाहिये।

'आईने अकबरी'में लिखा है कि सम्राट अकबरने अपने दरबारके विद्वानोंको पांच श्रेणियोंमें विभक्त किया था। उसमेंसे प्रथम श्रेणाके विद्वानोंमें हीरविजयसूरिजीका नाम अङ्कित है तथा पांचवी श्रेणोमें भानुचन्द्र एवं विजयसेनसूरिका नाम अङ्कित है। इन दोनोंका वर्णन आगे किया जायेगा।

(२) **शान्तिचन्द्र उपाध्याय**—सम्राट अकबर पर इनका बहुत प्रभाव पडा था। इन्होंने सम्राटके लोकोपयोगी सत्कार्योंका वर्णन अपने 'कृपारसकोष' नामक सुन्दर संस्कृत काव्यमें किया है जिसमें १२८ श्लोक हैं। इन्होंने सम्राट अकबरको उपदेश देकर वर्षभरमें लगभग छः मास पर्यन्त हिंसा बंद करवाई थी। इसके अतिरिक्त उन्होंने सम्राटसे 'जजिया' नामक कर बंद करवानेके लिये भी फर्मान जारी करवाया था। तत्पश्चात् ये सम्राटकी अनुमति लेकर गुजरात चले गए और उनके पास भानुचन्द्रको छोड़ दिया।

(३) **भानुचन्द्र**—ये और इनके शिष्य सिद्धिचन्द्र सम्राट अकबरके पास उसके शेष जीवनभर तक रहे और उसके पश्चात् सम्राट जहांगीरके पास भी रहे। सम्राट जब कभी आगरेसे बाहर जाते भानुचन्द्रको अपने साथ लेजाया करते थे। एक वार भानुचन्द्र सम्राटके साथ काश्मीर भी गए। ये सम्राट अकबरके समक्ष प्रति रविवार 'सूर्यसहस्रनाम'का पाठ किया करते थे। एकवार इन्होंने सम्राट अकबरको शत्रुञ्जय–तीर्थ परसे यात्रियों पर लाने वाला कर उठादेनेको कहा जिस पर सम्राटने सन् १५९२ ई. में शत्रुञ्जय पर्वतका दानपत्र लिखकर हीरविजयसूरिको भेज दिया। सम्राटके अनुरोधसे हीरविजयसूरिने इन्हें भी 'उपाध्याय' पदसे अलंकृत किया था। इनका विशेष वर्णन जाननेके लिये इनके शिष्य सिद्धिचन्द्र द्वारा लिखित 'भानुचन्द्रचरित्र' नामक ग्रन्थका अवलोकन करना चाहिये।

(४) **सिद्धिचन्द्र**—ये संस्कृत एवं फारसीके प्रकाण्ड विद्वान थे। इन्होंने 'भानुचन्द्र चरित्र' नामक एक उत्तम ऐतिहासिक संस्कृत काव्यग्रन्थकी रचना की है। जिससे इनके गुरु भानुचन्द्र व इनकी जीवनी पर विशेष प्रकाश पडता है। यह उच्च कोटिका विशुद्ध ऐतिहासिक ग्रन्थ है। श्रीमान जिनविजयजीके कथनानुसार यह ग्रन्थ राजतरंगिणी, पृथ्वीराजविजय, हम्मीर महाकाव्य, कुमारपालचरित्र, प्रबन्धचिन्तामणि, वस्तुपालचरित्र आदि उत्तम ऐतिहासिक ग्रन्थोंकी श्रेणीमें रखा जाना चाहिये। यह ग्रन्थ सिंघी जैन ज्ञानपीठ द्वारा संवत १९९७ में प्रकाशित हो चुका है। सिद्धीचन्द्रजी शतावधानी थे। सम्राट अकबरने इन्हें प्रसन्न होकर 'खुशफहम' की उपाधि प्रदान की थी।

**(५) विजयसेनसूरि**–ये हीरविजयसूरिके प्रधान शिष्य थे। सम्राटने इनकी प्रशंसा सुनकर इन्हें लाहौरसे आमंत्रित किया था। चातुर्मास समाप्त होने पर इन्होंने राधनपुरसे प्रयाण किया और लगभग छ मास पश्चात् ये लाहौर पहुँचे। इनके शिष्य नंदविजयने अष्टावधानका साधन किया, जिससे प्रसन्न होकर सम्राटने उन्हें 'खुशफहम'की उपाधि प्रदान की। इनका भी सम्राट पर अमित प्रभाव पडा था। इससे कुछ ईर्ष्यालु व्यक्तियोंने सम्राटको बहकाना शुरू किया कि जैन लोग नास्तिक होते हैं। जब सम्राटने इस बातकी चर्चा सूरिजीके समक्ष की तो सूरिजीने सम्राटसे कहा कि इस बातका निर्णय करनेके लिये आपकी अध्यक्षतामें विद्वानोंको सभा बुलाई जानी चाहिए। सूरिजीकी इच्छानुसार सम्राटने विद्वानोंकी सभा आमंत्रित की। उसमें सूरिजीने अपनी अकाट्य युक्तियों तथा अनुपम तर्क शैलीसे जैनियोंकी आस्तिकता सिद्ध की, जिससे समग्र विपक्षी निरुत्तर हो गए। सम्राट अकबरने सूरिजीके सदुपदेशसे अपने राज्य भरमें गाय, बैल, भैंस और भैंसोंका वध निषिद्ध करवा दिया। लावारिस लोगोंकी जायदाद् जब्त करने तथा मनुष्योंको बंधनमें रखनेकी प्रथाएं भी सम्राटने सूरिजीके कहनेसे बंद करवा दी। इन्हें सम्राटने 'सवाई हीरविजयसूरि'की उपाधि प्रदान की थी। लाहौरमें दो चातुर्मास करके इन्होंने गुजरातके लिये प्रस्थान किया। इनके विशेष वर्णनके लिये 'विजयदेवसूरिमाहात्म्यम्' आदि ग्रन्थोंका अनुशीलन करना चाहिये।

उपर्युक्त पाँचो महानुभाव तपागच्छीय जैन साधु थे। इनके अतिरिक्त खरतरगच्छके जिनचन्द्रसूरि एवं जिनसिंहसूरिका भी सम्राट अकबर पर गहरा प्रभाव पडा था।

**जिनचन्द्रसूरि तथा जिनसिंहसूरि**–सन् १५९१ में जब सम्राट अकबर लाहौरमें थे तब उन्होंने जिनचन्द्रसूरिकी प्रशंसा सुनकर मंत्री कर्मचन्द्रसे उनका वृत्तान्त पूछा। फिर सम्राटने सूरिजीको आमंत्रित करनेके लिये फर्मान भेजा। सूरिजीको खंभातमें फर्मान मिला। उन्होंने तुरन्त ही वहाँसे प्रस्थान किया और लाहौरमें सम्राटसे मिले। मंत्री कर्मचंद्र उनके साथ था। सूरिजीके दर्शन कर सम्राटको अतीव प्रसन्नता हुई। सूरिजीने सम्राटके अनुरोधसे लाहौरमें ही चातुर्मास किया। सूरिजीके उपदेशसे सम्राटने जैन तीर्थों तथा मंदिरोंकी रक्षाके लिये फर्मान जारी किये तथा आषाढ शुक्ला ९ से शुक्ला १५ तक जीवहिंसाका निषेध किया। सम्राटने इन्हें 'युगप्रधान' तथा इनके शिष्य मानसिंहको 'आचार्य'की उपाधियाँ प्रदान कीं। मानसिंहका नाम 'जिनसिंहसूरि' रखा गया। सम्राट अकबर जिनसिंहसूरिको अपने साथ काश्मीर भी ले गये थे। इन्होंने सम्राटको उपदेश देकर अनेक स्थानोंमें जीवहिंसा बंद करवाई। इन दोनों जैनाचार्योंका वृत्तांत जाननेके लिये श्री अगरचन्दजी तथा भंवरलालजी नाहटा द्वारा लिखित "युगप्रधान श्री जिनचन्द्रसूरि" ग्रन्थका अवलोकन करना चाहिये।

उपरोक्त जैन गुरुओंके अतिरिक्त निम्न जैन गुरुओंका भी सम्राट पर प्रभाव पडा थाः—

(१) **पद्मसुन्दर**—ये तपागच्छ के थे। इनका एक उत्तम ग्रन्थ 'अकबरशाही श्रृंगार दर्पण' हाल ही में 'गंगा ऑरियेन्टल भाला' बीकानेरसे प्रकाशित हुआ है। इन्होंने सम्राट अकबरको अपना विशाल संग्रह दिया था, जिसे सम्राटने इनकी मृत्युके उपरान्त हीरविजयसूरिको सौंप दिया। इस बातका उल्लेख ऊपर किया जा चुका है। इन्होंने काशीके एक ब्राह्मण पंडितको भी शास्त्रार्थमें पराजित किया था।

(२) **नंदविजय**—ये विजयक्षेमसूरिके शिष्य थे। इनको सम्राटने 'खुशफहम' नामक उपाधि प्रदान की थी। इस बातका उल्लेख 'भानुचन्द्रचरित्र' तथा 'विजयप्रशस्ति' काव्यमें है। जब विजयसेनसूरिने लाहौरसे प्रस्थान किया, तब उन्होंने सम्राट अकबरके पास रक्खा था।

(३) **समयसुन्दर**—ये युगप्रधान जिनचन्द्रसूरिके प्रसिद्ध विद्वान शिष्य थे। इन्होंने सम्राट अकबरके समक्ष अपना 'अष्टलक्षी' नामका ग्रन्थ पढा, जिसमें "राजानो ददते सौख्यम्" इस पदके आठ लाखसे अधिक अर्थ किए गए थे। जब सम्राटने जिनचन्द्रसूरिको युगप्रधानकी उपाधि प्रदान की तब इन्हें तथा गुणविनयको 'उपाध्याय' पद दिया गया।

(४) **हर्षसार**—ये खरतरगच्छके थे। इन्होंने भी सम्राट अकबरसे भेंट की थी।

(५) **जयसोम**—ये भी खरतर गच्छीय थे। इन्हें 'पाठक' उपाधि मिली थी। इन्होंने सम्राट अकबरकी राजसभामें एक शास्त्रार्थमें विजय प्राप्त की थी।

(६) **साधुकीर्त्ति**—इन्होंने भी सम्राट अकबरकी राजसभामें शास्त्रार्थमें विजय प्राप्त की थी, जिससे प्रसन्न होकर सम्राटने इन्हें "वादीन्द्र"की उपाधि प्रदान की थी।

ऊपर जो कुछ लिखा जा चुका है, उससे स्पष्ट प्रतीत होता है कि सम्राट अकबर पर जैन गुरुओंका बहुत गहरा प्रभाव पडा था। जैन गुरुओंके प्रभावसे ही सम्राटने मांसाहारका परित्याग और समग्र साम्राज्यमें लगभग छः मास पर्यन्त जीव—हिंसाका निषेध किया था। पिनहिरो नामक पोर्चुगीज पादरीने (जो सम्राट अकबरका समकालीन था) तो यहाँ तक लिखा है कि सम्राट अकबर व्रती—धर्म (जैनधर्म)का अनुयायी था। डॉ. विन्सेन्ट स्मिथ, डॉ. ईश्वरीप्रसाद आदि आधुनिक इतिहासकारोंने भी यह बात मुक्त कंठसे स्वीकार की है कि जैन गुरुओंका सम्राट अकबर पर अत्यधिक प्रभाव पडा था।

तत्कालीन विशाल ग्रन्थ—संग्रह एवं अनुपम कलाकौशल्यपूर्ण देवालय तथा नाना प्रकारके फर्मान, शिलालेख आदि इस बातको पूर्ण रूपसे पुष्टि करते हैं। खेद है कि इस दिशामें अभी तक पूर्ण प्रयत्न नहीं किया गया है। आशा है विद्वानोंका ध्यान शीघ्र ही इस ओर आकृष्ट होगा और इस विषय पर विशेष प्रकाश पडेगा।

# પ્રિયદર્શી અને સંપ્રતિની અભિન્નતા

**[ સાંચી સ્તંભના લેખમાં મળતો પુરાવો ]**

લેખકઃ—ડૉ. ત્રિભુવનદાસ લહેરચંદ શાહ, વડોદરા

**સમ્રાટ્ પ્રિયદર્શી તથા મહારાજા અશોક, બન્ને ભિન્ન છે, તેમજ પ્રિયદર્શી એ જૈનધર્મી મહારાજા સંપ્રતિનું જ નામ છે તથા તેણે ઊભા કરાવેલાં સ્મારકો-શિલાલેખ સ્થંભલેખ ઈ. ઈ. સર્વે જૈમધર્મના દ્યોતકસમા છે તેનો વિશેષ પુરાવો અહીં આપવામાં આવે છે.**

---

## સાંચી સ્તંભ

પ્રિયદર્શીએ જેમ મોટા અને નાના (ગૌણ) શિલાલેખો કોતરાવ્યા છે તેમ મોટા તથા નાના (ગૌણ) સ્તંભલેખો પણ કોતરાવ્યા છે. આ ચારે કોટિના લેખોને અત્યારે બે હજાર વર્ષ ઉપરનો સમય થઈ ગયો છે એટલે અનેક કારણો-હવામાનની અસર, પ્રવાસીએ કરેલ અટકચાળા, પક્ષીઓની હગાર વગેરેથી ઉખડી જતી ખરપોટી ઇ. ઈ-ને લીધે તેનાં ઉકેલ અને વાચનમાં ખંડિતતા તથા અસ્પષ્ટતા આવી ગઈ છે, છતાં સદ્ભાગ્યે તેમાંના અરસપરસનાં વાક્યો તથા શબ્દો વગેરે મેળવી લેવાથી તે સર્વેને પરિપૂર્ણ બનાવી શકાય છે કે જેથી તેના કર્તાના હૃદયનો આશય બરાબર સમજી શકાય.

આ સાંચીનું સ્થલ જ્યાં મધ્યહિંદમાં ગ્વાલિયર અને ભોપાળ સ્ટેટની હદો જોડાય છે ત્યાં આવેલ છે. તેની આસપાસનો પાંચેક માઇલનો વિસ્તાર પહાડી છે, ત્યાં નાના મોટા મળી ૭૫ સ્તૂપો તથા બે સ્તંભો મૂળે આવેલ હતા. સ્તૂપોમાં અનેક ભગ્નાવશેષ છે, છતાં મુખ્ય બે છે તે અભ્યાસની દૃષ્ટિએ ઉપયોગી હોઇ, બ્રિટિશ સરકારે મૂળ સ્વરૂપનો ખ્યાલ આવી શકે તે પદ્ધતિએ સમરાવેલ છે. ને જે બે સ્તંભો છે તે તો આડા પડી ગયેલ છે. તેમાંનો એક જે વિશે આ લેખ લખવા પ્રેરાયો છું તે-સાંચી સ્તંભ જંગલમાં પડયો છે તેના ઉપરનો લેખ ઘસાઇને અસ્પષ્ટ બની ગયેલ હોઇ પૂરો વાંચી શકાતો પણ નથી. ડૉ. બુલ્હર, ડૉ. બૅાયર, પ્રો. હુલ્ટ્ઝ જેવા વિદ્વાનોએ સમ્રાટ્ પ્રિયદર્શીએ કોતરાવેલ સારનાથ અને અલ્હાબાદ-કૌશાંબીના અસ્પષ્ટ લેખોને ખ્યાલમાં રાખીને, મારી મચડીને જે અર્થ બેસારવા પ્રયત્ન કર્યો છે તે હું પ્રથમ રજુ કરીશ; સાથે સાથ હિંદિ સરકારે તે સ્થાનની ખાસ શોધખોળ માટે જનરલ મેઇઝી નામના વિદ્વાનને ઇ. સ. ૧૮૪૯-૫૦માં જ્યારે મોકલેલ ત્યારે આ સ્તંભ, ઉપરમાં જણાવેલ અભ્યાસ દૃષ્ટિએ ઉપયોગી એવા મુખ્ય બે સ્તૂપમાંનો એક (જેને વિદ્વાનોએ નં. ૧ આપ્યો છે ને જેનું મહત્ત્વ આપણી જૈન દૃષ્ટિએ કેટલું બધું અગત્યનું છે તે આગળ જતાં સમજાશે તેના) દક્ષિણ સિંહદ્વાર પાસે ઊભો હતો. તેણે નજરે જોઈ કરેલ રીપોર્ટમાં જે વાચન રજુ કર્યું છે તે પણ જણાવીશ. એટલે તે બન્નેનો સમન્વય કરતાં તેનું હાર્દ આપણને તુરત સમજાશે તથા પથરાયેલ ભ્રામક અંધારપટ આપોઆપ દૂર થઇ જશે.

(અ) લેખ ( વિદ્વાનોએ બેસારેલ છે તે પ્રમાણે ) મૂળાક્ષરે

૧ ............

૨ या मेत [वे]...(ग)...[र्स] बे...[ल] मगे कटे

૩ [illegible] या सिद्धुनीये या ति पुतप—

४ पोतिके चंदमसुरियिके (घ) ये संघं
५ भाखति भिखु वा भिखुनि वा ओदातानि—
६ नि दुसानि सनंधापयितु अनावा—
७ सकि वासायेतविये (ङ) इछा हि मे किं—
८ ति संघे समगे चिलथितीके सिया ति

લેખનો અર્થ

(क)........

(ख)...... જે ભગ્ન કરે.........

(ग) ભિક્ષુઓ અને ભિક્ષુણીઓનો આ સંઘ (મારા) પુત્રો-પ્રપૌત્રો (તેમજ) સૂર્ય-ચંદ્ર (પ્રકાશે) ત્યાં લગીને માટે એકત્ર કરાયો છે.

(घ) જે કોઇ ભિક્ષુક કે ભિક્ષુણી સંઘને ભગ્ન કરે તેને ધોળાં વસ્ત્ર પહેરાવવાં અને આવાસ સિવાયના સ્થાનમાં નિવાસ આપવો.

(ङ) કેમકે મારી ઇચ્છા છે કે સંઘ એકત્ર અને ચિરસ્થાયી રહે.

(आ) ઈ. સ. ૧૮૪૯-૫૦માં વંચાયા પ્રમાણેનો લેખ તથા તેનો કરી શકાતો અર્થ

લેખ ( મૂળાક્ષર )[1]

(१) इ...र...य.........मतभाये
  व रा या  हे (વિકલ્પે)

(२) खु नं च मि...ते नं हा ति पु त...
  ण सो (વિકલ્પે)
  का ( „ )
  गा ( „ )
  भा ( „ )

(३) ति चिया क...चि सं रि...के ये संघ
  द (વિકલ્પે)

(४) म मे घ ति मि ख ता भिखि...ते वा ह दा तो
  खु वा  ता (વિકલ્પે)

(५) नि दु से रि स नं...ह य तु अ ना...
  सा दि  प यि औ (વિકલ્પે)
  नि ( „ )

---

(૧) હિંદી સરકારે કર્નલ મેઇઝી નામના વિદ્વાનને આ સ્થાન પર શોધખોળ કરવા મોકલેલ તેમણે તથા તે વખતના હિંદી સરકારના પુરાતત્ત્વ ખાતાના સર્વોપરિ અધિકારી જનરલ ( પાછળથી સર અનેક અને પુરાતત્ત્વવિદ તરીકે નામાંકિત થયેલ છે તે ) એલેક્ઝાંડર કનિંગહામ સાથે મળીને જે રીપોર્ટ કરેલ છે તેને હિંદી સરકારે, Sanchi and its Remains by General F. C. Maisey નામે પુસ્તકરૂપે બહાર પાડ્યું છે તે ઉપરથી ઉદ્ધૃત ( મેં સ્તેશ્રા સં. પ્રિ. ત્રિ. પૃ. ૨૩૨ થી ૨૩૫)

(૬) स लि बा...पे त वि य इच्छा हि मे कि
ये कोे (વિકલ્પે)
के ( „ )

(૭) ति लि घ स म गे चि ल थि ति कं लि या ति
सं कों (વિકલ્પે)

ઉપરોક્ત વાચનમાં ખંડિત અક્ષરોને પૂરતાં તથા વિકલ્પનો મેળ ઉતારતાં આખો લેખ આ પ્રમાણે વાંચી શકાશે—

( શુદ્ધ રીતે મૂળાક્ષરે ગોઠવાતો લેખ )

(१) पियदसि राया [ संचियं ! ] महमत आहे
(२) भिखुनं च भिखुनिनं नातिपुतस
(३) ...ति विकक...वि सं रि...के ये संघ
(४) मसेवति भिखु वा भिखिनी वा उदाता
(५) नि दुलानि सनंघापयितु अनावा—
(६) कसि वासपेतविये इच्छा हि मे कि
(७) ति संघ समगे चिलथितिकं सियाति

( ટિપ્પણ—ત્રીજી પંક્તિના ખંડિત અક્ષરોને સંતોષપૂર્વક પૂરવાનું શક્ય ન બનતાં તેને મૂળ પ્રમાણે જ રહેવા દીધી છે. પરંતુ સ્થળ, સંયોગ, વ્યક્તિત્વ અને અન્ય ધર્મલિપિઓને સ્મરણમાં લેતાં, આખા વાક્યનો ભાવાર્થ જે સંભવિત જણાય છે તે પ્રમાણે.)

લેખનો અનુવાદ.

પ્રિયદર્શિ રાજા[1] (સાંચીના)[2] મહામાત્રાને[3] આમ કહે છે—

જ્ઞાતપુત્ર[4] (ભગવાન મહાવીર)ના જે ભિક્ષુકો કે ભિક્ષુણીઓ આ તીર્થની યાત્રાએ

---

(૧) જનરલ મેઝીએ જાળવી રાખેલ નકલમાં આ શબ્દો સ્પષ્ટ રીતે પહેલી પંક્તિની આદિમાં છે. પણ પાછળથી ખંડિત અને અસ્પષ્ટ બની ગયેલ લેખનું વાચન મુશ્કેલ બની જવાથી વિદ્વાનોએ એને જ બીજી પંક્તિ માની લીધી. એટલે બધા અક્ષરોને સાથે મેળવતાં पियदसि राया સ્પષ્ટ થાય છે.

(૨) અહીં અક્ષરો તૂટી ગયા છે ખરા પણ અન્ય લેખોમાં જ્યાં જ્યાં શરૂઆતની પંક્તિમાં મહામાત્ર શબ્દ આવે છે ત્યાં ત્યાં તેની પૂર્વે ક્યાંના મહામાત્રા તે દર્શાવવાને સ્થળસૂચક નિર્દેશ પણ આવે છે. જેમકે, तोसलियं महमत, समापायं महमत, कोसंबियं महमत ઈ. તો પછી આ લેખ સાંચીમાં કોતરાવેલ હોઈ, ખંડિત અક્ષરોને સ્થાને संचीयं શબ્દની કલ્પના અસ્થાને નહીં લેખાય.

(૩) मत શબ્દ સ્પષ્ટ છે: પણ તેની પૂર્વના બે અક્ષરો તૂટી ગયેલ છે ને તેની પાછી आहे સ્પષ્ટ છે એટલે અન્ય લેખોના અભ્યાસથી महामात्त आहे ગોઠવવું સુસંગત બને છે.

(૪) મૂળમાં तिपुत સ્પષ્ટ વંચાય છે. તેની પૂર્વનો અક્ષર બહુધા તો ना એવો જ વંચાય છે. પરંતુ ઝાંખડાની અસ્તવ્યસ્ત સ્થિતિને લઈને તે સ્થાને જનરલ મેઝીએ ना, जा, ञ અને ज्ञा ની વિકલ્પના પણ કરી છે. તે પ્રમાણે વાંચતા नातिपुत, जातिपुत, ञातिपुत, ज्ञातिपुत, आतिपुत એ પાંચમાંથી કોઈ હોય શકે. અને ભગવાન મહા-

આવે[૫] તેમને કહેવું કે,[૬] જે ભિક્ષુઓ કે ભિક્ષુણીઓ સંઘને અભેદ[૭] રાખવા

---

વીરનું નામ **नातिपुत** છે જ; તેમ આ પાંચે શબ્દોનો ધ્વનિ તે જ શબ્દ માન્ય રાખવાને પ્રેરે છે. જ્યારે વિદ્વાનોએ તે અક્ષર વધારે ખંડિત બની જવાથી **ना** ને બદલે **चा** વાંચી લીધો. તથા **चातिपुत**નો અર્થ કંઇ થતો ન હોઇ, એ શબ્દને ત્રણ ભાગમાં (**चा ति पुत**) વહેંચીને લેખના ભાવાર્થને અસ્પષ્ટ બનાવી દીધો. (ટિપ્પણ—ખુદ ભગવાનનું નામ હોવાનો આ પ્રથમ શિલાલેખી પુરાવો સમજવો.)

(૫) મૂળમાં અહીં **तिख्खिक-विसंरि** (रु)—**क** એટલા અક્ષરો સ્પષ્ટ છે. પણ પાછળથી ખંડિત થતાં વિદ્વાનોએ તે સ્થાને **पोतिके चंदमसूरियेके** યોજીને બેસતા કર્યા છે. તેમ તે એટલા બધા ખંડિત છે કે, ઇચ્છાનુસાર અન્ય અક્ષરો પણ કલ્પી શકાય છે.

પરંતુ મૂળના સ્પષ્ટ અક્ષરો **तिख्खिक** ઇ. ને ધ્યાનમાં લેતાં, તથા **ति**ની પૂર્વે જગ્યા ખાલી હોય ત્યાં **या** શબ્દ ગોઠવતાં **याति** થાય છે જેનો અર્થ 'જવું' કરવો રહે; તેમજ આ પ્રદેશ અવંતિમાં સંપ્રતિના એક વખતના ગુરુ આર્ય મહાગિરિજી અનશનપૂર્વક અનશન પામ્યા હોઇ તે તીર્થને **गजेन्द्रपद**થી ઓળખાવાયું છે. તેમજ સાંચી પ્રદેશમાં આવેલ સોનેરી ટેકરીમાંથી તેમનાં અવશેષ મળી આવેલ છે. વળી **रथावर्त** કે જે વિદિશાની નજદીકમાં સંભવે છે અને જ્યાં જીવંતસ્વામિનું મંદિર હતું તેમ અહીં **रि** (रु) અક્ષર છે. એટલે રુચકગિરિ કે રૂક્ષ (**रथावर्त**)ની કલ્પના કરવી પણ સંભવિત છે. મતલબ કે, આખીયે ત્રીજી પંક્તિનો અર્થ 'જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરના જે ભિક્ષુકો કે ભિક્ષુણીઓ આ તીર્થના (રુચકગિરિ) યાત્રાએ આવે તેમને કહેવું કે—એ પ્રમાણે કરીએ તો શંકાને ઘણું ઓછું સ્થાન રહે છે.

( ૬ ) ઉપર નં. ૫ માં જે અર્થ ગોઠવ્યો છે તે પ્રમાણે **सं. भि. त्रि.** નામે મારા પુસ્તકમાં પૃ. ૨૩૩માં કરેલ છે પરંતુ હવે અનુશીલનથી સારનાથના લેખમાં (જુઓ **सं. भि. त्रि.** પૃ. ૧૮૮ ઉપર પંક્તિ ૫ નો ઉત્તરાર્ધ) જે **च विनपयितविये** શબ્દો છે તે ઉપાડી લઇ તેની સાથે જો (६)પંક્તિના...**ति** અક્ષરના પૂર્વે ખંડિત ભાગમાં **माख** મૂકી **माखति** બનાવી જોડી દઇએ તો નીચે પ્રમાણે વધારે બંધ બેસતું થતું જણાય છે.

**माखति खु च विनंपयितविये के ये संघ** કહે છે અરે ખરેખર વિનંતિ કરે છે કે, જે સંઘને આ પ્રમાણે અર્થ સૂચવું છું. એટલે "તીર્થની યાત્રાએ આવવું" તે ભાવાર્થ ઉડાડી નાંખવો અને તે સ્થાને 'કહે છે ને વિનંતિ કરે છે' એવો અર્થ ગોઠવવો.

(૭) અહીં જ અર્થનો અનર્થ થઇ ગયો છે. મૂળમાં પંક્તિ ૪ માંની આદિમાં=**संघम्+ अमेघति "संघममेघति"** સ્પષ્ટ છે જેનો અર્થ 'સંઘમાં ભાગલા ન પડે' એમ ઇચ્છનાર અથવા 'સંઘના નિયમોને અભંગ રાખવા ઇચ્છનાર' થઇ શકે છે. પરંતુ તે લેખ પાછળથી ખંડિત થએલ અને ઘણા ખરા અક્ષરો ભૂંસાઇ ગયેલ સ્થિતિમાં જ્યારે મળી આવ્યો ત્યારે વિદ્વાનોએ અન્ય લેખોને આધારે (જુઓ ઉપરમાં પંક્તિ ૪ નો અંત અને ૫ ની આદિ) '**संघं माखति**' (**भिखती** અથવા **भोखती**) શબ્દો ગોઠવી દીધા અને એવો અર્થ કર્યો કે **संघम्+मेदति**—જે ભિક્ષુઓ કે ભિક્ષુણીઓ 'સંઘના નિયમોનો ભંગ કરે' તેમને સફેદ વસ્ત્ર પહેરાવીને અનાવાસમાં મૂકવા. પરંતુ જનરલ મેઇઝીએ પ્રગટ કરેલ સાંચી લેખના ઉપરોક્ત સ્પષ્ટ વાચનથી, હવે આપણે જોઇ શક્યા છીએ કે 'સફેદવસ્ત્ર પહેરવાં અને અનાવાસમાં વાસ કરવો' એ ભિક્ષુઓને માટે કોઇ દંડ નથી પણ હિનયુ [illegible] છે.

ઇચ્છતા હોય તેમણે શ્વેત વસ્ત્રો ધારણ કરવાં અને ઉપાશ્રયોમાં,[૮] વસવું એવી મારી ઇચ્છા છે. કેમ તો કે, સંઘની એકતા[૯] ચિરસ્થાયી રહે એટલા માટે.

---

' સંઘં ભાખતિ ' અથવા ' સંઘં ભોખતિ '=સંઘની સમક્ષ વ્યાખ્યાન આપનાર જ્યારે ' સંઘં ભિખતિ '=સંઘમાં ભિક્ષા માગવાને આવનાર; એટલે કે જે ભિક્ષુઓ સંઘમાં ભિક્ષા માગવાને આવે અથવા તો વ્યાખ્યાન આપે તેમણે સફેદ વસ્ત્ર ધારણ કરવાં અને ઉપાશ્રયોમાં રહેવું. આ સલાહનું કારણ પણ તે વખતની સ્થિતિના અભ્યાસીને સંપૂર્ણ સ્પષ્ટ છે જે નીચે પ્રમાણે સમજવું.

સંપ્રતિના સમયે જૈન સાધુ સમુદાયમાં બે પક્ષ પડી ગયા હતા. એક પક્ષના સાધુઓ નગ્ન રહેતા અને જંગલોમાં, ગુફાઓમાં કે વૃક્ષ નીચે આરામ લેતા ( આજના દિગંબર સાધુઓના અવલોકનથી એનો સ્પષ્ટ ખ્યાલ આવી શકશે ). અને બીજા પક્ષના સાધુઓ સામાજિક સભ્યતાના નિયમોને ખ્યાલમાં લઇ સફેદ વસ્ત્ર ધારણ કરતા અને ઉપાશ્રયોમાં વસતા ( આજના શ્વેતાંબર સાધુઓની જીવન-પ્રણાલિકાના દર્શનથી આ વસ્તુસ્થિતિ ખ્યાલમાં આવશે ). તેમાં સંપ્રતિ પોતાના ગુરુ આર્ય સુહસ્તિજીને અનુસરીને શ્વેતાંબરોનો પક્ષકાર બન્યો હતો. એટલે તે સાંચી અને તેના જેવા અન્ય–કોશાંબી, સારનાથ આદિ શાસનો મારફત જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરનાં ભિક્ષુ ભિક્ષુણીઓને એવી સલાહ આપે છે કે, વ્યાખ્યાન અથવા તો ભિક્ષામાર્ગે જે સાધુસાધ્વી સંઘની સાથે સંપર્કમાં રહેવા ઇચ્છતા હોય તેમણે છેવટે સંઘની એકતા જાળવી રાખવાને ખાતર પણ, નગ્નાવસ્થા તજી દઈને સફેદ વસ્ત્રો ધારણ કરવાં અને જંગલો તથા ગિરિગહ્વરોમાં પડયા રહેવાને બદલે ઉપાશ્રયોમાં રહેવું. [ ટિપ્પણ:– આ સમયથી શ્રીઆર્યમહાગિરિજીને અનુસરનારા જિનકલ્પી કહેવાયા અને શ્રીઆર્યસુહસ્તિજીને અનુસરનારા શ્વેતાંબરો કહેવાયા—આ પ્રમાણે જૈનસંઘના બે વિભાગ અત્યારથી પડયાનું જૈન સાહિત્યમાં જે કહેવાયું છે તેને સંપ્રતિ મહારાજના લેખથી હવે સમર્થન મળે છે એમ સમજવું. ]

(૮) અહીં મૂળમાં **अनावासंसि** શબ્દ છે. વિદ્વાનો તેનો અર્થ ' **आवास** સિવાયના સ્થાનો ' એવો કરે છે. એટલે કે ભિક્ષુકો આવાસમાં વસે, અને સંઘના નિયમોનો ભંગ કરનારને આવાસ સિવાયના (**अनावास**) સ્થાનમાં મૂકવામાં આવશે. પરંતુ ભિક્ષુકોના નિવાસસ્થાન માટે **उपाश्रय–विहार** શબ્દો વપરાય છે જ્યારે **आवास** શબ્દ તો ક્યાંય વપરાયેલ જ નથી.

ખરી વાત તો એ છે કે, ભિક્ષુઓ આવાસ–નિવાસનાં સ્થાનોમાં વસી ન શકે એવો નિયમ છે. એટલે તેમના અસ્થિર વસવાટ અલ્પ–સમયના આશ્રયને માટે સંપ્રતિએ બંધાવેલ ઉપાશ્રયોને **अनावास** નામ અપાયલું. સમય જતાં **अनावास** શબ્દ પ્રચારમાંથી ઓછો થયો અને **उपाश्रय** જળવાઈ રહ્યો છે.

(૯) અહીં મૂળમાં **संघसमगे** છે. કેટલાક તેનો અર્થ **संघस मगे**=સંઘનો માર્ગ એમ કરે છે. પણ અન્ય લેખમાં (કોશંબી) **समगे**=સંઘની સમગ્રતા જણાવતો શબ્દ છે. ઉપરાંત તે વધારે સુઘટિત છે જેથી મેં પણ તેમજ અર્થ લીધો છે.

# પ્રવચન-પ્રશ્નમાલા

પ્રયોજક—પૂજ્ય આચાર્ય મહારાજ શ્રીવિજયપદ્મસૂરિજી.

[ ક્રમાંક ૮૨ થી શરૂ: ગતાંકથી ચાલુ: આ અંકે સંપૂર્ણ ]

૯૩ પ્રશ્ન—૧ અતિક્રમ, ૨ વ્યતિક્રમ, ૩ અતિચાર અને ૪ અનાચારનું સ્વરૂપ શું ?

ઉત્તર—૧ લીધેલા વ્રતાદિમાં કંઇક દોષ લાગે એટલે વ્રતાદિની મર્યાદાનું કંઇક અંશે ઉલ્લંઘન કરવું તે અતિક્રમ, ૨ વ્યતિક્રમ એટલે તે વ્રતાદિની મર્યાદાનું વિશેષ ઉલ્લંઘન કરવું. અતિક્રમ કરતાં વ્યતિક્રમમાં વિશેષતા હોય છે. ૩ અતિચાર મન વચનથી વ્રતાદિ વિરુદ્ધ કરવું, વગેરે પ્રકારે જેનું સ્વરૂપ છે, તે અતિચાર કહેવાય. ૪ અનાચાર—વ્રતાદિનો મન વચન કાયાથી સંપૂર્ણ રીતે ભંગ થવો તે અનાચાર કહેવાય. આ બાબત આધાકર્મી આહારના દૃષ્ટાંતે સમજી લેવી. તે દૃષ્ટાંત ટૂંકામાં આ પ્રમાણે જાણવું: ૧ એક ગૃહસ્થ મુનિરાજને આધાકર્મી આહાર વહોરાવવાની ભાવનાથી વિનંતિ કરે છે. તે મુનિ આ શ્રાવક આધાકર્મી આહારને વહોરાવવા વિનંતી કરવા આવ્યો છે, એમ જાણવા છતાં વિનંતી સ્વીકારે. તે વિનંતીનો સ્વીકાર, એ અતિક્રમ કહેવાય. કારણ કે આમાં સાધુક્રિયાનું ઉલ્લંઘન થાય છે; જ્યારે આવું વચન સંભળાય પણ નહિ તો પછી વિનંતીનો સ્વીકાર તો થઈ શકે જ નહિ. વિનંતીનો સ્વીકાર કર્યો ત્યારથી માંડીને ઝોળી પાત્રા તૈયાર કરવા માંડે ત્યાં સુધી તો અતિક્રમ કહેવાય. પણ ૨ ઝોળી પાત્રા તૈયાર કરીને મુનિ ચાલવા માંડે ત્યારે વ્યતિક્રમ કહેવાય. તે મુનિ ગૃહસ્થને ત્યાં જઈને વહોરવા માટે ઝોળીમાંથી પાત્રા બહાર કાઢે, ને દાયક ગૃહસ્થ વહોરાવવાનો આહાર થાળીમાંથી લઈને હાથમાં લ્યે, અહીં સુધી વ્યતિક્રમ કહેવાય. ૩ પાત્રામાં આહાર લીધો, તે આહારનું લેવું, એ અતિચાર કહેવાય. ગોચરી આલોવીને આહાર વાપરવા માટે પાત્રામાંથી હાથમાં લઈને મોં આગળ રાખે અહીં સુધી અતિચાર કહેવાય. તે આહાર મોંઢામાં મૂકી મુનિ ગળે ઉતારે, આ જે ગળે ઉતારવું, તે અનાચાર કહેવાય. અહીં અપવાદ એ છે કે—સાધુની આગાઢ માંદગી, અટવી વગેરે કારણે ગીતાર્થાદિ મહાપુરુષોની આજ્ઞાથી ગીતાર્થ શ્રાવક તેવો આહાર વહોરાવે, છતાં તેને એકાંત નિર્જરા શ્રી ભગવતી સૂત્ર નિશીથ સૂત્ર ભાષ્યાદિમાં કહી છે. વિશેષ બીના આવશ્યક સૂત્રની મોટી ટીકા વગેરેમાં જણાવી છે. ૯૩.

૯૪ પ્રશ્ન—પંદર કર્મભૂમિમાં એવું કયું ક્ષેત્ર છે, જ્યાં કદાપિ તીર્થંકર દેવનો અભાવ હોય જ નહિ ?

ઉત્તર—મહાવિદેહ ક્ષેત્રમાં તીર્થંકર દેવનો વિરહકાલ હોય જ નહિ. પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરવત ક્ષેત્રમાં તીર્થંકર દેવનો વિરહકાલ હોય. ૯૪.

૯૫ પ્રશ્ન—હાલ મહાવિદેહમાં વીસ તીર્થંકરો વિચરે છે. અહીં પૂછવાનું એ છે કે કોઈ કાલે વીસથી ઓછા તીર્થંકરો મહાવિદેહમાં હોય, એવું બને ખરું ?

ઉત્તર—જેમ ઉત્કૃષ્ટ કાળે ૧૭૦ તીર્થંકરો વિચરે છે, તેમ કોઈ કાલે એવું પણ બને છે કે મહાવિદેહમાં ૧૦ તીર્થંકરો વિચરતા હોય. વિશેષ બીના શ્રીઆચારાંગ બૃહદ્વૃત્તિ, પ્રવચનસારોદ્ધાર બૃહદ્વૃત્તિ વગેરેમાં જણાવી છે. ૯૫.

૯૬ પ્રશ્ન—પૂર્વે જણાવ્યું કે ઉત્કૃષ્ટ કાળે ૧૭૦ તીર્થંકર દેવો વિચરે, એ કઈ રીતે ?

ઉત્તર—પાંચ ભરતક્ષેત્રમાં એકેક તીર્થંકર હોય, પાંચ ઐરવત ક્ષેત્રમાં એકેક તીર્થંકર તથા પાંચ મહાવિદેહની ૩૨×૫=૧૬૦ વિજયમાં એકેક તીર્થંકરદેવ વિચરતા હોય. આ રીતે ૧૬૦+૫+૫=૧૭૦ તીર્થંકર વિચરે. ૯૬.

૯૭ પ્રશ્ન—દરેક મહાવિદેહના ૩૨ વિજયમાંના ક્યા ક્યા વિજયમાં તીર્થંકર દેવ વિચરે છે?

ઉત્તર—દરેક મહાવિદેહના ૮-૯ ૨૪-૨૫ મા વિજયમાં તીર્થંકરદેવ વિચરે છે. એટલે એક મહાવિદેહમાં ચાર તીર્થંકરો વિચરે છે. આ રીતે પાંચમહાવિદેહમાં ૨૦ તીર્થંકરો વિચરે છે. વિશેષ બીના શ્રીદેશનાચિંતામણિમાં જણાવી છે. ૯૭.

૯૮ પ્રશ્ન—અવધિજ્ઞાન વગરના મતિશ્રુતજ્ઞાની જીવો મનઃપર્યવજ્ઞાન પામી શકે કે નહિ?

ઉત્તર—મનઃપર્યવજ્ઞાનનું અવધિજ્ઞાનની સાથે એકાંતપણે સાહચર્ય (સાથે રહેવાપણું) છે જ નહિ. જો કે આવું સાહચર્ય બીજા કેટલાએક માને છે, પણ તે વાજબી નથી. કારણ કે જો ત્રીજા ચોથા જ્ઞાનનું સાહચર્ય માનવામાં આવે તો શ્રીભગવતી સૂત્રના આઠમા શતકના બીજા ઉદ્દેશામાં તથા શ્રીસિદ્ધપ્રાભૃત વગેરેમાં જણાવ્યું છે કે—ત્રણ જ્ઞાનને ધારણ કરનાર ભવ્ય જીવો બે રીતે થઈ શકે છેઃ ૧ મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાનને ધારણ કરનારા અને ૨ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન મનઃપર્યવ જ્ઞાનને ધારણ કરનારા, આ વચનોની સાથે વિરોધ આવે છે. મતિજ્ઞાન શ્રુતજ્ઞાનવાળા જીવો જ ત્રીજું જ્ઞાન અથવા ચોથું જ્ઞાન પામી શકે છે. ૯૮.

૯૯ પ્રશ્ન—ચોમાસામાં ખાંડ અભક્ષ્ય ગણાય છે તેનું શું કારણ?

ઉત્તર—ચોમાસામાં શીતપણું (ઠંડી) વધારે પ્રમાણમાં હોવાથી ખાંડ વગેરે પદાર્થોમાં લીલફૂલ-કુંથુઆ-ઈયળ આદિની ઉત્પત્તિ થાય છે. તેથી આસો સુદિ દશમ સુધી ખાંડ વાપરવાનો નિષેધ શ્રાદ્ધવિધિ-સેનપ્રશ્નાદિમાં કર્યો છે. ૯૯.

૧૦૦ પ્રશ્ન—શેલડીનો રસ કાઢયા પછી કેટલા ટાઈમ સુધી અચિત્ત રહી શકે?

ઉત્તર—શેલડીનો રસ કાઢયા પછી બે પહોર સુધી અચિત્ત રહે. કાંજીના પાણીનો કાલ પણ તેટલો જ જાણવો, એમ લઘુપ્રવચનસારોદ્ધારાદિમાં જણાવ્યું છે. ૧૦૦

૧૦૧ પ્રશ્ન—ચાર દિશામાં પ્રશસ્ત દિશા કઈ કઈ જણાવી છે?

ઉત્તર—દક્ષિણ દિશા અપ્રશસ્ત છે. તે સિવાયની ત્રણ દિશાઓ પ્રશસ્ત કહી છે. તેમાં પણ પૂર્વ અને ઉત્તર દિશા વધારે પ્રશસ્ત ગણાય છે. કારણ કે આવશ્યક ક્રિયા, વ્યાખ્યાન અવસર, નંદીસ્થાપના, પ્રતિષ્ઠા વગેરે પ્રશસ્ત કાર્યોમાં તે બે દિશા ઉત્તમ છે, એમ શ્રી સ્થાનાંગ સૂત્રના બીજા અધ્યયનમાં તથા શ્રાદ્ધદિનકૃત્યાદિમાં જણાવ્યું છે. ૧૦૧.

૧૦૨ પ્રશ્ન—દક્ષિણ દિશાને અપ્રશસ્ત કહી, તેનું શું કારણ?

ઉત્તર—તે દિશાનો લોકપાલ યમ છે. તે બહુ જ ક્રૂરસ્વભાવી હોવાથી ઉપદ્રવાદિ ન કરે, આ ઈરાદાથી પ્રશસ્ત કાર્યોમાં દક્ષિણ દિશાનું વર્જન કર્યું છે. સૂવાના પ્રસંગે પણ દક્ષિણ દિશા તરફ મસ્તક રાખીને સૂવાય, પણ તે તરફ પગ રાખીને ન જ સૂવાય, એવો વ્યવહાર છે. તથા કૃષ્ણપાક્ષિક જીવો ચારે ગતિમાંની કોઈ પણ ગતિમાં જાય, ત્યારે તથા ...

સ્વભાવાદિને લઇને દક્ષિણ દિશામાં વધારે પ્રમાણમાં ઉપજે છે. શુકલપાક્ષિક જીવો, પૂર્વાદિ દિશામાં વધારે પ્રમાણમાં ઉપજે, એમ શ્રી મલયગિરિજી મહારાજે-શ્રી પ્રજ્ઞાપના સૂત્રની ટીકામાં જણાવ્યું છે. ૧૦૨.

**૧૦૩ પ્રશ્ન**—શુકલપાક્ષિક જીવનું તથા કૃષ્ણપાક્ષિક જીવનું લક્ષણ શું?

ઉત્તર—જે જીવો ઉત્કૃષ્ટથી (મોડામાં મોડા) અર્ધ પુદ્દગલ પરાવર્ત્તકાલ વીત્યા બાદ જરૂર મોક્ષે જશે, તે જીવો શુકલપાક્ષિક કહેવાય, ને જેઓ અર્ધપુદ્દગલ પરાવર્ત્તકાલથી અધિક કાલ સુધી સંસારમાં ભટકશે, તે જીવો કૃષ્ણપાક્ષિક કહેવાય, એમ શ્રી પ્રજ્ઞાપનાસૂત્ર વૃત્તિ વગેરેમાં જણાવ્યું છે. ૧૦૩.

**૧૦૪ પ્રશ્ન**—મુનિવરો કેડે સૂતરાઉ કંદોરો બાંધે છે, તે પદ્ધતિ ક્યારથી શરૂ થઈ?

ઉત્તર—પૂજ્ય શ્રી આર્યરક્ષિતસૂરિજી મહારાજે પોતાના સંસારિ અવસ્થાના પિતા સોમદેવને પ્રતિબોધ પમાડી દીક્ષા આપી. તે સાધુના મૃતકને સ્મશાનમાં લઈ જાય છે. તે અવસરે ચોલપટ્ટાની ઉપર કંદોરો બંધાવ્યો. ત્યારથી મુનિવરો કંદોરો બાંધે છે, એમ શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર વૃત્તિ, ધર્મરત્નપ્રકરણ, આવશ્યકસૂત્ર વૃત્તિ વગેરેમાં જણાવ્યું છે. ૧૦૪.

**૧૦૫ પ્રશ્ન**—જૈનાગમોમાં પ્રવચનને પુરુષની ઉપમા આપી છે, તે કઈ રીતે ઘટે?

ઉત્તર—જેમ પુરુષને બે પગ, બે જંઘા, બે સાથળ, વાંસો, પેટ, બે બાહુ, ડોક, માથું—એમ બાર અંગ હોય છે, તેમ પ્રવચનનાં પણ બાર અંગ છે. તેમાં બે પગના સ્થાને શ્રી આચારાંગ અને સૂત્રકૃતાંગ, બે જંઘાના સ્થાને સ્થાનાંગ તથા સમવાયાંગ, બે સાથળના સ્થાને શ્રીભગવતી તથા જ્ઞાતાધર્મકથાંગ સૂત્ર, વાંસાના સ્થાને ઉપાસક દશાંગ, પેટના સ્થાને અંતકૃદ્દશાંગ, બે બાહુના સ્થાને અનુત્તરોપપાતિક દશાંગ–પ્રશ્ન વ્યાકરણ, ડોકના સ્થાને વિપાકસૂત્ર, મસ્તકના સ્થાને દૃષ્ટિવાદ નામનું બારમું અંગ જાણવું. ૧૦૫.

**૧૦૬ પ્રશ્ન**—શ્રમણ નિગ્રંથોને કેટલાં વર્ષનો દીક્ષાપર્યાય થયાબાદ કયા સૂત્રની વાચના દઇ શકાય?

ઉત્તર—આ નીચે જણાવેલા યંત્રથી આ બિના સ્પષ્ટ સમજાશે.

| દીક્ષાપર્યાયનાં વર્ષ | આ સૂત્ર ભણાવી શકાય, |
|---|---|
| ૩ | આચાર પ્રકલ્પ એટલે નિશીથસૂત્ર |
| ૪ | સૂત્રકૃતાંગ |
| ૫ | દશાશ્રુત સ્કંધ–બૃહત્કલ્પ–વ્યવહારસૂત્ર. |
| ૮ | સ્થાનાંગસૂત્ર–સમવાયાંગસૂત્ર. |
| ૧૦ | શ્રી ભગવતીસૂત્ર. |
| ૧૧ | શ્રી ક્ષુલ્લિકા વિમાનાદિ પાંચ અધ્યયનો |
| ૧૨ | અરુણોપપાતાદિ પાંચ અધ્યયનો |
| ૧૩ | ઉત્થાનશ્રુતાદિ ૪ અધ્યયનો. |

| | |
|---|---|
| ૧૪ | આશીવિષ ભાવના |
| ૧૫ | દૃષ્ટિવિષ ભાવના |
| ૧૬ | ચારણ ભાવના |
| ૧૭ | મહાસ્વપ્ન ભાવના |
| ૧૮ | તેજો નિસર્ગ |
| ૧૯ | દૃષ્ટિવાદ સૂત્ર |
| ૨૦ | બાકીનાં તમામ સૂત્રો. |

આ પ્રમાણે દીક્ષા પર્યાયવાળા મુનિને તે તે સૂત્ર ભણવાનો અધિકાર છે. એમ સમજવું. ૧૦૬.

**૧૦૭ પ્રશ્ન**—શબ્દ એ પૌદ્ગલિક ( પુદ્ગલ ધર્મ ) છે, એમાં પ્રમાણ શું ?

**ઉત્તર**—૧ ફોનોગ્રાફ–રેડીયોના યંત્રમાં શબ્દ પકડાય છે, ૨ જે બાજુ વાયરો વધારે વાતો હોય તે તરફ શબ્દ વધારે સંભળાય છે, ૩ ભીંત વગેરેની સાથે શબ્દ અથડાય છે. આ ત્રણ કારણથી સાબીત થાય છે કે શબ્દ એ પૌદ્ગલિક જ છે. યાદ રાખવું કે–પકડાવવું, વાયુથી ખેંચાવવું, અને અથડાવું એ ધર્મો પુદ્ગલના જ હોય છે. ૧૦૭.

**૧૦૮ પ્રશ્ન**—નૈયાયિકો શબ્દને આકાશના ગુણ તરીકે માને છે, તે વાજબી છે ?

**ઉત્તર**—શબ્દ એ આકાશનો ગુણ હોઈ શકે જ નહિ, કારણ કે જો શબ્દને આકાશનો ગુણ માનીએ, તો ફોનોગ્રાફ વગેરેમાં પકડાય શી રીતે ? ગુણ કોઈ દિવસ પકડાય જ નહિ, યંત્રમાં પકડાય છે, માટે તે પૌદ્ગલિક જ છે. તથા મોટા સ્વરે શબ્દ બોલવાથી બાલકના કાનને આઘાત પહોંચે છે. તેથી પણ સાબીત થાય છે કે શબ્દ એ પૌદ્ગલિક જ છે. કારણ કે ગુણ હોય તો આઘાત થાય જ નહિ. થાય છે એમ પ્રત્યક્ષ અનુભવાય છે, માટે શબ્દ પૌદ્ગલિક જ છે, એમ શ્રી તત્ત્વાર્થ વૃત્તિ વગેરેમાં જણાવ્યું છે. ૧૦૮.

**પ્રવચન-પ્રશ્નમાલા ગ્રંથનો ઉત્તરાર્ધ સમાપ્ત થયો.**

**॥ प्रशस्ति ॥ आर्यावृत्तम् ॥**

अट्ठुत्तरसयपण्हा, विविहपयत्थप्पयारणिद्देसा ।
पवरुत्तरद्धभागे, सिरिपवयणपण्हमालाए ॥ १ ॥
गयणिहिणंदिंदुमिए, विक्कमवरिसे य सावणे सुक्के ।
पहुणेमिजम्मदियहे, जइणउरीपयणयरम्मि ॥ २ ॥
तवगणगयणदिवायर–गुरुवरसिरिणेमिसूरिसीसेणं ।
पउमेणायरिएणं, सिरिपवयणपण्हकयमाला ॥ ३ ॥
रइया सरलं गिहिया, मियक्खरा तत्तबोहणिस्संदा ।
अज्झयणरया भव्वा, लहंतु खेमेण सिद्धिसुहं ॥ ४ ॥

# 'શ્રી જૈન સત્ય પ્રકાશ'નું

## दसमा वर्षनुं विषय–दर्शन

### પ્રતિકાર



### સંપાદકીય



### ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય

## સાહિત્ય



## ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ

## તત્ત્વજ્ઞાન



## સ્તુતિ-સ્તોત્ર-સ્તવન આદિ



## ચિત્ર

## વિનંતી

શ્રી પર્યુષણા મહાપર્વની આરાધના નિમિત્તે, સમિતિને સારી સહાયતા મોકલી આપવાની તે તે ગામ-શહેરોના શ્રીસંઘો અને સદ્ગૃહસ્થોને, અને આ રીતે સમિતિને સહાયતા કરવાની પ્રેરણા કરવા માટે પૂજ્ય આચાર્ય મહારાજ આદિ સર્વે પૂજ્ય મુનિવરોને અમે વિનંતી કરીએ છીએ.

વ્ય.

## નવી મદદ

૧૦૦) શ્રી જૈન વિદ્યાશાળા, અમદાવાદ. (ચાલુ સાલની મદદના)
૧૦૦) શેઠ શ્રી ચીમનલાલ લાલભાઈ, અમદાવાદ. (ચાલુ સાલની મદદના)
૫૧) શેઠ શ્રી પરસોત્તમદાસ સુરચંદ, મુંબઈ.
૫૦) શ્રી ડેલાવાળાની ધર્મશાળા, અમદાવાદ. (ચાલુ સાલની મદદના)
૪૦) શેઠ અરુણચંદ શાંતિલાલ, અમદાવાદ. (૫૧) માંના બાકી હતા તે)
૧૧) શેઠ મોહનલાલ લીલાધર, અમદાવાદ. (બીજા વર્ષની મદદના)
૧૦૧) પૂ. મુ. મ. શ્રી. મેરુવિજયજી તથા પૂ. મુ. મ. શ્રી દેવવિજયજીના સદુપદેશથી અમદાવાદમાંથી નીચે મુજબ.-
   ૫૧) શેઠ વાડીલાલ સાંકળચંદ, અમદાવાદ.
   ૧૧) શેઠ મગનલાલ ભાયચંદ, અમદાવાદ.
   ૧૧) શેઠ હીરાલાલ લાલચંદ, અમદાવાદ.
   ૨૮) જૂના મહાજનવાડાના પંચ તરફથી.
૭૨) પૂ. મુ. મ. શ્રી. શિવાનંદવિજયજીના સદુપદેશથી શ્રી મારવાડી કમિટિ, મસ્કતી માર્કેટ, અમદાવાદ.
૧૫) પૂ. પં. મ. શ્રી. માણેકવિજયજીના સદુપદેશથી શ્રી જૈનસંઘ, નરસિંહપુર.
૧૧) શેઠ ચીમનલાલ ખેમચંદ, વાવ.
૧૧) પૂ. પ્ર. મ. શ્રી. ચંદ્રવિજયજીના સદુપદેશથી જૈન શ્વે.સંઘ, ખાણેરાવ.

## लवाजम

घणाखरा ग्राहक भाईओनुं लवाजम आ अंके पूर्ण थाय छे एटले जेमनुं लवाजम आ अंके पूरु थतुं होय तेमणे लवाजमना बे रूपिया मोकली आपवा, अने जेमने लवाजम न मोकलवुं होय तेमणे पत्र लखीने तरत खबर आपवी. लवाजमनी रकम अथवा पत्र नहीं मळे तो आगामी अंक वी. पी. थी रवाना करवामां आवशे. ते स्वीकारी लेवा विनंती छे. व्य.

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.